"વિવિધ ગ્રંથમાળા." ગ્રંથાંક ૨૦૩-૨૦૪. વર્ષ ૧૭ મું-સંવત ૧૯૮૩

# भारतना वीरपुरुषो

## भाग पहेलो

( ઐતિહાસિક ૪૦ વીરચરિત્રો )

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત્ત ગમાવે નૂર.
નામ રહંતાં ઠાકરો, નાણાં નહિ રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહિ પડંત.

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
સંગ્રાહક અને પ્રકાશક: ભિક્ષુ-અખંડાનંદ
સ્થળ: અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૨૮૮, પ્રત ૫૩૦૦, કુલપ્રત ૭૬૦૦
પાકા પૂંઠા સાથે મૂલ્ય ૧)

# अनुक्रमणिका

---

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૪ | છોકરી | દીકરી |
| ૩૫ | ૧૧ | પોતા- | પોતાના |
| ૫૯ | ૧૬ | પાન્હાલ | પન્હાલ |
| ૧૧૫ | ૧૫ | આશ્રય | આશ્ચર્ય |
| ૧૩૦ | ૩ | અંપુશમાં | અંકુશમાં |
| ૧૭૨ | ૧૪ | તમારોજ | અમારોજ |
| ૧૮૮ | ૬ | ભાવષ્યપર | ભવિષ્યપર |
| ૨૨૫ | ૫ | વરર્તી | વર્તી |

# પૃષ્ઠમેળ અને ખાસ સૂચના

વિવિધ ગ્રંથમાળાના સત્તરમા–સંવત ૧૯૮૩ ના–વર્ષમાં નીકળેલાં પુસ્તકોની વિગત નીચે પ્રમાણે છેઃ-

| ગ્રથાંક | પુસ્તકનું નામ | પાકાં પૂંઠાં સાથે મૂલ્ય | પૃષ્ઠ સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૩ થી ૧૯૬ | મુસ્લીમ મહાત્માઓ | ૧॥। | ૫૯૨ |
| ૧૯૭ થી ૧૯૯ | શુભસંગ્રહ–ભાગ ત્રીજો | ૧॥ | ૪૩૨ |
| ૨૦૦ થી ૨૦૨ | શ્રી છોટમવાણી–ગ્રંથ બીજો | ૧॥ | ૪૬૦ |
| ૨૦૩ થી ૨૦૪ | ભારતના વીરપુરુષો (બી.આ.) | ૧) | ૨૮૮ |
| × × × | શુભસંગ્રહ ભાગ ત્રીજાનાં પૃષ્ઠ દોઢા કદનાં હોવા બદલ | | ૨૧૬ |
| | | ૫॥। | ૧૯૮૮ |

ઉપલી વિગત ઉપરથી જણાશે કે, આ વર્ષમાં ૧૬૦૦ને બદલે લગભગ બે હજાર પૃષ્ઠ અપાયાં છે. આની આગલા ૧૯૮૨ના વર્ષમાં પણ તેમજ થયું હતું. વિવિધ ગ્રંથમાળાના પાઠક બંધુઓને આ પ્રકારે અપાયલો વધારો દયાદાનતરીકે નહિ પણ કામ લેવા માટે અપાયો છે; જેથી તે નીચલા પૈકી ઠીક પડે તે એક કે વધુ પ્રકારથી અને બને તેટલા વધુ પ્રમાણમાં આપે, એવી પ્રત્યેક ગ્રાહક બંધુ પ્રત્યે યાચના છે.

૧–પોતા પાસેનાં પુસ્તકો અન્ય સજ્જનોને બને તેટલા વધારે પ્રમાણમાં અને નિષ્કામભાવે વાંચવા આપવાં અને તેથી કરીને કાંઇ બિગાડ થાય કે ગેરવલ્લે જાય તો તે સહી લેવું.

૨–જે લોકોને સારાં પુસ્તકો વાંચવા જેટલું જ્ઞાન ન હોય, અથવા સાંભળવાની રુચિ ન જાગી હોય; તેમને તેના ફાયદા સમજાવીને, વાંચવા આપીને, વાંચી સંભળાવીને અથવા બીજી રીતે તે રસ્તે ચઢાવવા, કે જેથી તેઓ પોતાનો સમય જેવાં તેવાં પુસ્તકો પાછળ, કે ધૂળ પથરા જેવી બાબતો પાછળ ગાળતા અટકીને પોતાનું જ્ઞાન અને રહેણી–કરણી વધારવા–સુધારવા પાછળ ગાળે.

૩–જે કોઇ સારા ગ્રંથ તરફ રુચિવાળો હોવા છતાં તે બદલ ખર્ચ કરવાની શક્તિ કે રુચિ ધરાવતો ન હોય, તેવાને ઉપકારક ચરિત્ર, ચિત્ર, ધર્મગ્રંથ વગેરે ભેટ પણ આપવું.

૪–હંમેશાં સવારમાં તેમજ કામેકાજે જતી વખતે વડીલોને પ્રણામ કરવા, તથા માર્ગમાં પણ વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, ચારિત્રવૃદ્ધ વગેરે મળે તેમને વંદન કરવું; અને એમાં ધર્મના, સંપ્રદાયના, જાતિના કે વર્ણના ઉંચનીચપણાના ઉપલકિયા ભેદને સ્થાન આપવું નહિ. માણસને સમજાય કે ન સમજાય તોપણ તેને જેમ કુટેવ કે કુરિવાજને પરિ-

ણામે નુકસાનજ થાય છે; તેમ આવી રૂડી ટેવ કે રૂઢિ પાડવાથી લાભજ થાય છે.

૫–પીવાનું વાસણ ગોળામાં બોળવાનું ધોરણ બંધ કરી દઇ બોળવાનું વાસણ જૂદુંજ રાખવું. બનતાં સુધી હાથ ધોયા પછીજ એ બોળવાના લોટા–અથવા ડોયાને અને ગોળાને અડવાનું રાખવું.

૬–પાણી પીવામાટેનું હોય કે બીજા કામમાં વાપરવા માટેનું હોય, તથા તે લોટામાં ભરેલું હોય કે બાલ્ટીમાં હોય, પરંતુ તેને જરા વાર પણ ખુલ્લું રાખવું નહિ.

૭–હમેશાં ઉત્તમ ધર્મગ્રંથ વાંચ્યા–વિચાર્યા પછીજ બીજી બાબતમાં ચિત્ત પરોવવું, કે જેથી વ્યવહારમાં આખો દિવસ રૂડી નીતિરીતિપૂર્વક ગળાય.

૮–ઉત્તમ વાંચન, શ્રવણ કે નિત્યપાઠ, એ ઉપલક આચાર માટે કે બીજાને ઉપદેશવા માટે નથી, પણ પોતાના જ્ઞાન અને ચારિત્રને વધારી સુધારીને સાચી ધર્મવૃદ્ધિ, ઉન્નતિ, સુખશાન્તિ અને ઈશ્વરકૃપા મેળવવા માટે છે, એ પણ ભૂલવું જોઇયે નહિ.

૯–ફળીઆમાં, ગામમાં કે જ્યાં પણ કચરો, ગંદકી, બિમારી, જૂઠ, અજ્ઞાન, અનીતિ, નાસ્તિકતા, આફત, મરણ, ભૂખ, દુઃખ, નિરાધાર-પણું વગેરે જણાય ત્યાં બનતી મહેનત, સલાહ, દાન વગેરે ઉદા-રતા અને સત્કારપૂર્વક આપવું.

૧૦–વિવિધ ગ્રંથમાળાનું કોઇ પુસ્તક જેમને ના ગમ્યું હોય અથવા ઉપયોગમાં ન લેવું હોય, અથવા આગલી આવૃત્તિ હોવાથી ‘બેવડાયુ’ સમજીને આ સંસ્થા ઉપર નારાજી ઉપજતી હોય; તેમણે તે પુસ્તક ઉપરોક્ત વધારાની પૃષ્ઠસંખ્યાતરીકે મળેલું સમજીને તે જે કોઇને ખાસ ગમી જાય તેને વિનામૂલ્યે અને નિષ્કામભાવે આપી દેવું; અને પોતાને એ વધારાનાં પૃષ્ઠ જાણે મળ્યાંજ નથી, અથવા મળ્યાં તેથી કોઇને આપવા બન્યું, એમ સમજીને રાજી થવું.

પરંતુ આ સંસ્થા તરફનાં વધારાનાં પૃષ્ઠો બદલ આવી અને આટલી બધી બાબતો સૂચવવી, એ શું વ્યાજબી ગણાય ? આવું કોઇને ભાસે, તો જણાવવાનું કે જેનું નામજ ભિક્ષુ હોય, તે તો આંગળી પકડવાનું નિમિત્ત મળતાં પાંચાને વળગે એ સ્વાભાવિકજ છે; પણ તેની સાથે તે કબૂલાત આપે છે કે, જે કોઇ એવાં તેવાં પરહિતનાં શુભ કાર્ય કરશે; તેનું બધું પુણ્ય તેમનેજ છે. દાતા એટલું ધ્યાન-માં રાખે કે, કર્મફળનો આધાર પરહિતાર્થે અપાતા પદાર્થોના પ્રમાણ ઉપર રહેલો હોય છે, તેમ તે પદાર્થ કેવી રીતે, કેવી સ્થિતિમાં, કેવી સમજણથી તથા કયી કોટીના માણસને અપાય છે; તેના ઉપર પણ રહેલો છે.

# આ આવૃત્તિની યોજના

(આગલી આવૃત્તિના નિવેદનના સારાંશ સાથે)



વિવિધ ગ્રંથમાળાનો આ સં. ૧૯૮૩ નો છેલ્લો ગ્રંથ હોઈ ગ્રંથાંક ૨૦૩-૪ છે.

આ પુસ્તક સોળ વર્ષ ઉપર આ સંસ્થાની ચરિત્રમાળાદ્વારા નીકળ્યું હતું અને બાર તેર વર્ષથી મળતું ન હતું. એ ચરિત્રમાળામાંનાં વિશેષ ઉપયોગી ચરિત્રો વિવિધ ગ્રંથમાળાના પ્રત્યેક ગ્રાહકને મળે, એવી ધારણાને અંગે ભારતના વીર પુરુષોની આ બીજી આવૃત્તિ વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થઇ છે. આ આવૃત્તિ બનતા સંશોધનપૂર્વક અને આગલી આવૃત્તિ કરતાં સહજ મોટા અક્ષરમાં છપાઈ છે.

આ નિવેદન લખતી વખતે સ્વર્ગસ્થ સાધુપુરુષ નારાયણ હેમચંદ્રનું નામ સ્મરણપટપર તરી આવે છે. પોતાથી બની શક્યું તેવી રીતે ચરિત્રો, વાર્તાઓ તથા બીજા અનેક વિષયોનાં સેંકડો રસિક અને સુબોધક પુસ્તકો ભાષાંતરરૂપે તૈયાર કરી છપાવીને તથા અંતપર્યંત તેનીજ પાછળ જીવન ગાળીને જે ઉપયોગી સેવા તેમણે બજાવી હતી તે વિસરવા યોગ્ય નથી. તેમણે બંગાળી ઉપરથી પ્રસિદ્ધ કરેલું "વીરમંડળ" આ પુસ્તકનું પ્રેરક થયેલું છે. તેમનાં એ તેમજ બીજાં કેટલાંક પુસ્તકો વિશેષ પ્રચાર કરવા યોગ્ય જણાવા છતાં એમાં ભાષા સુધારવાની જે જરૂર હતી, તેને લીધે તે બહુ મહેનતનું કામ હોવાથી એ વિચાર અમલમાં આવી શક્યો નહિ.

એ "વીરમંડળ" જે મૂળ બંગાળી ગ્રંથનો અનુવાદ છે તેનું નામ "આર્યકીર્તિ" છે અને તેના લેખક કલકત્તાનિવાસી બાબુ રજનીકાન્ત ગુપ્ત નામે સુપ્રસિદ્ધ વિદ્વાન હતા. એ બંગાળી પુસ્તક બંગાળામાં કેળવણી ખાતાદ્વારા અનેક વિદ્યાલયોમાં ભણાવવાનું જારી થઇ અનેક આવૃત્તિઓ નીકળી છે. હિંદીમાં એ પુસ્તક "ભારતકીર્તિ" એવા નામથી મુરાદાબાદનિવાસી પંડિત રામસ્વરૂપ શર્માએ સંવત ૧૯૬૨માં પ્રસિદ્ધ કર્યું હતું.

આ "ભારતના વીરપુરુષો"માં આવેલાં ચરિત્રો પૈકી ૧ થી ૧૪ તથા ૧૭ થી ૨૩ સુધીનાં ચરિત્રો ઉપરોક્ત "ભારતકીર્તિ" ઉપરથી લેવાયાં છે; અંક ૧૬ અને ૩૧ થી ૩૪ સુધીનાં ચરિત્રો સ્વ૦ નારાયણ હેમચંદ્રના વીરમંડળના પ્રથમ ભાગ ઉપરથી લેવાયાં છે; ગુરખાવીર બળભદ્રસિંહનું ચરિત્ર વીરમંડળના બીજા ભાગ ઉપરથી લીધેલું છે; અંક ૨૪ થી ૨૯ વાળાં ચરિત્રો "ભારતજીવન" માસિક-

ની ફાઇલો ઉપરથી લીધાં છે; અંક ૩૦ અને ૩૬વાળાં ચરિત્રો અલાહાબાદના "મર્યાદા" માસિક પરથી, તથા અંક ૧૫ અને ૩૫ વાળાં ચરિત્રો પરચુરણ લેખો ઉપરથી લેવાયાં છે; ઠાકુર ચંપાવત સિંહવાળું ચરિત્ર આ બીજી આવૃત્તિમાં નવું ઉમેરાયું છે; વીર હમ્મીરદેવ ચૌહાણનું ચરિત્ર હિંદીભાષાના 'મહારથી' માસિકમાંના શ્રી કિશોરીલાલ ગુપ્તના લેખ ઉપરથી યોજાયું છે; અને પહેલી આવૃત્તિમાંનાં છ ચરિત્રોની રચના છેક મધ્યમ જણાવાથી આમાં લેવાયાં નથી.

આ પ્રમાણે જે જે પુસ્તકો તથા માસિકો ઉપરથી આ પુસ્તકમાંનાં ચરિત્રો લેવાયાં છે તે સર્વના લેખક, અનુવાદક તેમજ પ્રકાશક મહાશયોનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

એ ચરિત્રોની ભાષા વગેરેમાં ઠીકઠાક કરવાનું તથા ગુર્જરાનુવાદ કરવાનું કાર્ય પહેલી આવૃત્તિ વખતે છૂટું છવાયું, દીર્ઘ સમયે અને મોટે ભાગે આ સંસ્થાના કાર્યાલયમાંજ હાથોહાથ થયું હતું; અને બીજી આવૃત્તિનું સંશોધન એક હાથથી થયું છે.

વીર પુરુષોની પેઠે વીર મહિલાઓ પણ ભારતવર્ષમાં થોડી થએલી નથી; પરંતુ તેઓનાં મળ્યાં તેટલાં ચરિત્રો " ચરિત્રમાળા" દ્વારા પ્રસિદ્ધ થયેલ "ભારતનાં સ્ત્રીરત્નો"માં આવી ચૂક્યાં છે.

આ પુસ્તકમાંનાં અનેક ચરિત્રોનો સંબંધ તે તે સમયના રાજ્યકર્તા મુસલમાન અને મોગલ બાદશાહો તથા તેમના અધિકારીઓ સાથે છે. હિંદુઓ અને તેમના ધર્મપ્રત્યે જે અપાર દ્વેષ, અન્યાય, અત્યાચાર વગેરે આચરેલાં; તેને લઇને હિંદુઓને હાથે લખાયલાં આવાં ચરિત્રોમાં તેમના પ્રત્યે વિરોધી વિશેષણ આવવાં સ્વાભાવિક હોવાથી આ પુસ્તકમાંથી તે દૂર કરવા બનતી કાળજી રખાઈ છે. કેમકે પિતાના દોષ બદલ પુત્રપર દ્વેષ રખાવો ઘટે નહિ; અને રખાય તો તે નુકસાનકારકજ નિવડે. હકીકત આવી હોવાથી હિંદુ અને મુસલમાન બંનેએ એકબીજા વચ્ચેનાં આગલાં પાછલાં વેર ઝેર યાદ નહિ કરતાં સંપ-મૈત્રીજ સાધવાં-વધારવાં જોઇએ.



# આ ગ્રંથનો સદુપયોગ

( પહેલી આવૃત્તિના નિવેદનના સારાંશ સાથે )

આ સંસારમાં અબજો મનુષ્યો જન્મ્યા અને મૂવા. રાજા-મહારાજા અને સમ્રાટો પણ હજારો અને લાખો થઇ ગયા. ગામો અને નગરો પણ અનેક વાર વસ્યાં અને નાશ પામ્યાં; અને થોડીક પેઢી પછી શ્રાદ્ધ સરાવવા પૂરતું પણ નામ ભાગ્યેજ યાદ કરાય છે.

આ પ્રમાણે લાખો પેઢીઓ જન્મી, મૂઈ અને ભૂલાઇ ગઇ છે, તેવુંજ હાલના પણ દરેક મનુષ્યનું થવાનું છે; એમ સમજીને આ ચાર દિવસના ચાંદરણા જેવું જીવન જો સ્વધર્મ સાધી સાચું શ્રેય પામવા પાછળ ગળાય, તો તે પણ પ્રાપ્ત થઇ શકે છે. અને જેમની ઇચ્છા લોકકીર્તિ, સ્વર્ગ, ઇત્યાદિ લૌકિક પદાર્થો પામવાની હોય તેઓ તે પદાર્થ પામે છે. પહેલા પ્રકારના પરમગતિપરાયણ અનેક મહાત્માઓનાં નામ અને કામ તેવીજ કોટીના આત્માઓ એટલા માટે આલેખી ગયા છે કે પરમપદના જિજ્ઞાસુઓ માટે તે પ્રેરક, ઉત્સાહ-વર્ધક અને માર્ગદર્શક થઇ શકે; અને બીજા પ્રકારના વીરાત્મા-ઓનાં નામ-કામ રાજકવિ ઇત્યાદિ રાજપુરુષો એકલા માટે આલેખી ગયા છે, કે જેથી તે અનેકાનેક રાજામહારાજા અને સરદારસૈનિક વગેરે ક્ષત્રિય આત્માઓને તેમના ધર્મકર્મમાં પ્રેરક, માર્ગદર્શક અને ઉત્સાહવર્ધક થયા કરે. એવા ધર્માત્મા અને વીરાત્માઓનાં પરમપુનિત નામો સાથે આસુરી પાપાત્માઓનાં પણ નામ તો નોંધાય છે, પરંતુ તેના પરિણામે તેઓ તિરસ્કાર પામ્યા કરે છે; ત્યારે દૈવી આત્માઓનાં નામ પૂજ્યભાવ અને વંદન પામ્યા કરીને તેમને સ્વર્ગમાં વધારે રાખે છે. પૂર્ણ નિષ્કામી વીરાત્મા તો યોગાત્માજ હોવાથી સદાને માટે સર્વશ્રેષ્ઠ મોક્ષધામના અધિકારી છે; એટલે એવા માટે તો કહેવાનુંએ શું હોય !

આપણા ઋષિમુનિસેવિત ભારતવર્ષમાં એવા અનેકાનેક સ્વધર્મનિષ્ઠ નિર્મોહી ધર્મવીરો, કર્મવીરો, વીરાંગનાઓ અને સાચા સંતભક્તોનાં નામ અને કામ હજી પણ છેક ભૂલી જવાયાં નથી એટલું સારૂં છે. મોક્ષાર્થે નહિ તો લોકકીર્તિ માટે પણ જેઓ ધન-ધામાદિનો મોહ છોડી દઇને એવા દેવમાનવોનાં સ્મરણ-કીર્તન અને પૂજન-અનુસરણ કરે, તેમને માટે આજે પણ તે તે વસ્તુસ્થિતિઓ પામવાના માર્ગ ખુલ્લાજ છે. એક કવિએ ઠીકજ કહ્યું છે કેઃ-

નામ રહંતાં ઠાકરો, નાણાં નહિ રહંત;
કીરત હંદાં કોટડાં, પાડયાં નહિ પડંત.

કુદરતના એ મહાનિયમને અનુસરીને કાળદેવતા એવાઓના

ઇતિહાસરૂપ જે સોનેરી વારસો આપણે માટે મૂકતો ગયો છે; તેને હીરારત્નના મનોહર અલંકારોથી પણ સેંકડોગણો મૂલ્યવાન અને ઉપકારક સમજીને એવા પ્રકારનાં પુસ્તકો સૌ કોઇએ ચાહીને વાંચવાં-વંચાવવાં જોઇએ અને ભણવાં-ભણાવવાં જોઇએ. પોતાના અને કુળકુટુંબના ઉત્તમ હિત માટે દરેક સમજુ સજ્જને આવાં ઉપકારક પુસ્તકોનો ઉપયોગ પોતાના ઘરમાં, પડોશમાં, ગામમાં, મિત્રોમાં, જ્ઞાતિમાં અને દેશમાં જેટલો પણ બને તેટલો વધારે કરવો-કરાવવો જોઇએ; એટલુંજ નહિ પણ એમાં વર્ણવેલ દિવ્યાત્માઓએ જે ન્યાયપરાયણતા, શૂરવીરતા, ક્ષમા, સ્વધર્મ, દેશભક્તિ, પરહિતપ્રેમ, સ્વાર્થત્યાગ ઇત્યાદિ સદ્‌ગુણો દર્શાવ્યા હોય, તે રૂડે પ્રકારે જાણી લઇને જ્ઞાન ઉપરાંત ચારિત્રની પણ શુદ્ધિવૃદ્ધિ કાળજીપૂર્વક સધાય તેમ કરવું જોઇએ; કે જેથી અજ્ઞાન, અનીતિ, જૂઠ-પ્રપંચ, કાયરતા, સ્વાર્થપરાયણતા, ધર્માંધતા ઇત્યાદિ અધોગતિદાયક અવગુણોને ભૂલમાં સદ્‌ગુણ અને મિત્ર જેવા માની લેવાયા હોય, તેમને દુર્ગુણ અને શત્રુરૂપે સમજી શકાય, અને એવો તેવો કૂડો કચરો વાળી ઝૂડીને ફેંકી દેવાનું સુગમ થાય.

બાલક-બાલિકાઓને કક્કો-બારાક્ષરી આવડતાંની સાથેજ બીજી ત્રીજી કલ્પિત કહાણીઓ શીખવવા કરતાં આવા પ્રકારની ઐતિહાસિક, ખરી બનેલી, માનવધર્મ સમજાવનારી, હૃદયગ્રાહી અને રોચક તથા પ્રેરક વીરકથાઓ તેમનાં માબાપો કહી સંભળાવે, વંચાવે, તેમજ શાળાઓમાં પણ ઇતિહાસ અને નીતિશિક્ષણથી ભરપૂર આવાં પુસ્તકો ચલવવામાં આવે; તો તેથી તેમનાં કોમળ હૃદયોમાં સદ્‌ગુણ, સ્વામીભક્તિ, પિતૃભક્તિ, રાજ્યભક્તિ અને દેશભક્તિની ભૂલાય નહિ તેવી સચોટ છાપ પડે એ સ્પષ્ટ છે.

"સ્વધર્મ" કહો કે "સ્વકર્તવ્ય" કહો તે એકજ છે. તેનું યથાર્થ "જ્ઞાન અને પાલન" એ કાંઈ આ લોકના ચાર દિવસના સુખમાટેની બાબત નથી. તેના પર તો મનુષ્યના અનેક જન્મોના અને આ લોક-પરલોકના કલ્યાણનો અને મોક્ષનો સુદ્ધાં આધાર રહેલો છે. ભારતવાસીઓ એ તત્ત્વ પ્રાચીન સમયથી સાંભળતા આવ્યા છે. તેમની અતિપ્રાચીન ગીતા અને વેદપુરાણ પણ એજ વાત ઉપદેશતાં આવ્યાં છે કે, **स्वधर्मे निधनं श्रेयः** અર્થાત્ સ્વધર્મ-સ્વકર્તવ્ય-નું પાલન કરતાં મરવું પડે તોપણ તે કલ્યાણ કરનારૂં છે.

કરોડોથી લેખાતી ભારતીય પ્રજામાં વચલા અને વર્તમાન સમયમાં એ "જ્ઞાન અને પાલન" ઘટતું આવ્યું છે; છતાં એવા સમયમાં પણ-લાખો કરોડો નહિ તો સેંકડો અને હજારો વ્યક્તિઓ તો ભારતવર્ષમાં અવશ્ય પાકી છે, એ વાત આવાં પુસ્તકો રૂડા પ્રકારે દર્શાવી આપે છે. આ પુસ્તકમાં વીરાત્માઓની જે ૪૦

વીરકથાઓ અપાઇ છે; એવી બીજી અનેકાનેક વીરકથાઓ "રાજસ્થાનના ઇતિહાસ" માં સમાયલી છે. વળી મહાભારત અને રામાયણમાં વર્ણવેલાં ચરિત્રોએ તો હદજ વાળી છે. હકીકત આવી હોવાથી એવાં એવાં ધર્મનીતિ પ્રેરનારાં અને સદ્દગુણોને જગવી અવગુણોને ભગાડનારાં પુસ્તકો વાંચવાં-સાંભળવાં, એ તો સમજુ માણસોનું એક અગત્યનું કર્તવ્ય છે.

આ પુસ્તક પણ અનેકાનેક ધીરવીર પુરુષોની સ્વધર્મપરાયણતાનો અતિ હિતાવહ પરિચય વાંચનારને આપશે; અને દર્શાવશે કે, ભારતવર્ષમાં થઇ ગયેલા વીરાત્માઓ સ્વધર્મને (પોતાના કર્તવ્યને) પ્રાણથી પણ અધિક સમજતા હતા. ભલે કોઇ કોઇ પ્રસંગમાં તેમના તે ગુણોનું તાત્કાલિક પરિણામ અઠીક પણ દેખાય; પરંતુ સૂક્ષ્મબુદ્ધિવાન સજ્જનો તો સ્પષ્ટ જોઇ શકે છે કે, આટલી બધી આફતો, અત્યાચારો અને લૂંટફાટો છતાં પણ હિંદુજાતિ અને તેના ધર્મનાં નામનિશાન બિલકુલ ઉખડી જવાને બદલે કાયમ રહ્યાં છે; તેનો સર્વ યશ અનેક પ્રાતઃસ્મરણીય વીરાત્માઓ, ધર્માત્માઓ અને સાચા સાધુ બ્રાહ્મણોનેજ છે.

હિંદુ કે મુસલમાન, પારસી કે ખ્રિસ્તી, દેશી કે વિદેશી, સ્વધર્મી કે પરધર્મી–સર્વ પ્રાણીમાત્રમાં બહારની ભિન્નતા છતાં એક પ્રભુ-પિતાનાં સંતાનો હોવાની અંતરભાવના પ્રકટો અને ચાર દિવસના સ્થૂલજીવન માટે રહેતા રાગદ્વેષાદિ દુર્ગુણો દૂર થઈ પારલૌકિક દીર્ઘ જીવનના હિતને ખાતર તેઓ પોતાનું આ લોકનું જીવન સદ્દગુણપૂર્વક જીવવા-છોડવાનું શીખો; એવી ભાવનાપૂર્વક ૐ तत्सत्

સંવત ૧૯૮૪ના ભાદ્રપદ શુક્લ પૂર્ણિમા. **ભિક્ષુ-અખંડાનંદ**



---

તા૦ ક૦ આ પુસ્તકની છેવટે થોડાક ઉપયોગી લેખો અપાયા છે, તે પણ વાંચવા ભૂલવું નહિ.

# ભારતના વીરપુરુષો

## ૧—રાણા કુંભ

રાજપૂતાનામાં આવેલી મેવાડભૂમિ વાસ્તવમાં સાચા વીરકુળની ખાણ છે. રાણા કુંભ પણ એજ ભૂમિમાં પેદા થયેલા એક વીરપુરુષ હતા. શત્રુના રાજ્યમાં કોઇ પણ પ્રકારથી વિજયની પતાકા ઉરાડવી એજ માત્ર વીરતાનું લક્ષણ નથી. દેશ, કાળ, પાત્ર ઇત્યાદિનો વિચાર ન કરતાં જ્યાં ત્યાં તલવારોનો સપાટો ચલાવવો, એ પણ વાસ્તવિક વીરતા નથી. ન્યાય અને ધર્મને તિલાંજલિ આપી પરાક્રમી શત્રુની સ્વાધીનતા છીનવી લેવી એ પણ ખરી વીરતાનું લક્ષણ નથી. જે કોઇ બળવાન પુરુષ એક બળવાન સમૂહનો આગેવાન થઇ ગુપ્ત રીતે શસ્ત્રહીન શત્રુઓનો સંહાર કરે છે, વિના કારણ અચાનક અત્યંત અત્યાચાર કરી સર્વત્ર ભય અને ઉપદ્રવ ઉત્પન્ન કરવાને ઉદ્યત થાય છે, ન્યાયના ગંભીર ઉપદેશોપર ધ્યાન ન આપતાં મનુષ્યના રુધિરની ધારાઓથી ચારે દિશાઓને રંગે છે, તેને પણ કોઇ સજ્જન સાચો વીર પુરુષ કહેશે નહિ, પણ ગમાર અથવા ક્રૂરજ ગણી કાઢશે. ખરો વીર પુરુષ આવી ક્રૂરતા કદી પણ કરશે નહિ. તેનું હૃદય સદા સર્વદા ઉત્તમ વિચારોથી ભરેલું રહે છે. તે રણભૂમિમાં યુદ્ધને વખતે જેવી વીરતાનો પરિચય કરાવે છે, તેવીજ કોમળતા અન્ય સમયે બજાવી અન્ય મનુષ્યોને પ્રસન્ન કરે છે. તે કોઇ પણ રીતે પોતાના કર્તવ્યપાલનથી ડગતો નથી અને કદી પણ પોતાના ગૌરવને કલંકિત કરતો નથી. મહાઘોર વિઘ્ન અને વિપત્તિઓ આવી પડવા છતાં પણ પોતાની ઇચ્છાઓ પૂરી કરવાને ખાતર તે કદી ન્યાય અને ધર્મથી વિચલિત થતો નથી. વાસ્તવિક વીર પુરુષ હમેશાં ધીરતાની સાથે પોતાના પરમ શુદ્ધ

ધર્મની રક્ષા કરવાને તત્પર રહે છે. મેવાડના રાજપૂતો એવાજ વીર પુરુષો હતા. તેઓ જેવી વીરતા અને ધીરતા બતાવી ગયા છે, તેવી વીરતા અને ધીરતા બળવાન પઠાણુ, વિજયી મુગલો અને રાજ્યની ઉત્કટ અભિલાષા ધરાવનાર અંગ્રેજ સેનાધિપતિઓ પણ બતાવી ગયા નથી. દૃષદ્વતી નદીને કિનારે શાહબુદ્દીન ઘોરી ચાલાકી રમીને ક્ષત્રિયોનો પરાજય ન કરી શકયો હોત, અકબરશાહે ઘોર અંધકારથી આચ્છાદિત અર્ધરાત્રિએ ગુપ્તરૂપે વીર જયમલની હત્યા ન કરી હોત તો અનુમાન થાય છે કે,ચિતોડનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયું ન હોત; અને તે કારણથી ચિતોડની હજારો લાવણ્યવતી કુલાંગનાઓને અગ્નિકુંડમાં પોતાના પ્યારા પ્રાણોની આહુતિ ન આપવી પડત. લૉર્ડ કલાઇવે જો મીર જાફર અને જગત શેઠ આદિને પોતાના પક્ષમાં ન લીધા હોત તો પ્રતીત થાય છે કે, સમસ્ત બંગાલા, બિહાર અને ઓરિસા, કંપનીને આધીન ન થઈ જાત. કેપ્ટન નિકલ્સન અને કૅપ્ટન લૉરેન્સે જો ષડયંત્ર ન રચ્યું હોત તો મહારાજ રણજિતસિંહનું રાજ્ય એકાએક બ્રિટિશ હકુમતમાં જવાનું કામ કાંઇ હાંસી–ખેલ નહોતું. હિંદુસ્તાનમાં અનેક પુરુષોએ આવી રીતે પોતાની વીરતાને કલંકિત કરી છે; પરંતુ રાજપૂતોની વીરતામાં કદી પણ આવા કલંકની છાયા સુદ્ધાં પડી નથી. ક્ષત્રિય વીરોએ હમેશાં નિર્દોષતાની સાથે વીરતાની અતુલનીય કીર્તિની રક્ષા કરી છે, એ એમનું ગૌરવ છે, એ એમની શ્રેષ્ઠતા છે, એ એમની કીર્તિ છે.

કૃતજ્ઞતા, આત્મસમ્માન અને વિશ્વાસ, એ રાજપૂતવીરોના સકળ ધર્મોનું મૂળ છે. કોઇ પણ રાજપૂતને પૂછો કે ‘ પૃથ્વીમાં સૌથી મહાપાપી કોણ હોય છે ? ’ તો તે તરત ઉત્તર આપશે કે, ‘ ગુણચોર અને સતૂચોર ’ થવું એજ સૌથી મોટું પાપ છે.* રાજપૂતો નિશ્ચયપૂર્વક માને છે કે ‘ ગુણચોર ’ અને ‘ સતૂચોર ’ યમપુરીમાં મહાકષ્ટ ભોગવે છે. રાજપૂતકુળમાં પેદા થયેલા એવાજ એક વીર પુરુષના પવિત્ર ચરિત્રની કથા આ સ્થળે આલેખવામાં આવે છે. વીરતાની ભયાનક મૂર્તિ અને મધુરતાની કોમળ મૂર્તિ કેવી રીતે એકજ પાત્રમાં સ્થિત થાય છે, તે આ કથાપરથી સ્પષ્ટ રીતે સમજાશે.

* ઉપકાર ભૂલી જનાર ‘ ગુણચોર ’ અને વિશ્વાસ ન રાખનાર ‘સતચોર’ કહેવાય છે.

રાણા કુંભનું ચરિત્ર અત્યુત્તમ વિચારોથી ભરપૂર છે. રાણા કુંભ ૧૪૧૯ની સાલમાં મેવાડના રાજસિંહાસનપર બિરાજ્યા હતા. સાહસ, પરાક્રમ અને શાસનની ચતુરાઇને માટે આ વીર પુરુષ મેવાડના ઇતિહાસમાં વિશેષ પ્રસિદ્ધ છે. રાણા કુંભે લગભગ પચાસ વર્ષસુધી મેવાડના રાજસિંહાસનપર બિરાજમાન રહી અનેક સત્કર્મો કર્યાં, પણ એઓ ઘણા કાળ સુધી શાંતિ ભોગવી શકયા નહિ; કારણકે દેશની સ્વાધીનતાના સંરક્ષણને માટે એમને પરાક્રમી શત્રુદળ સાથે યુદ્ધ કરવું પડયું હતું. ખીલજીવંશના મુસલમાન પાદશાહોનું પરાક્રમ ઘટી જવાથી ઘણાંક મુસલમાની રાજ્યો દિલ્હીની આધીનતાનો ત્યાગ કરી સ્વતંત્ર બની ગયાં હતાં; તે સર્વમાં માળવા અને ગુજરાતનાં રાજ્ય સર્વોપરિ હતાં. જે સમયે રાણા કુંભ મેવાડની રાજગાદીપર બેઠા, તે વખતે ઉપલાં ઉભય રાજ્યોના સ્વામી અધિક પરાક્રમી હતા. ઈ. સ. ૧૪૪૦માં ઉકત ઉભય નૃપતિઓએ એકઠા મળી એક મોટી સેના લઈ મેવાડપર સ્વારી કરી–રાણા કુંભ પણ એક લાખ માણસનું સૈન્ય અને ચૌદસો હાથી લઇને પોતાના દેશનું સંરક્ષણ કરવાને સામા આવ્યા. મેવાડની સીમાપર માળવારાજ્યના મોટા મેદાનમાં ઉભય દળો વચ્ચે એક મહાઘોર યુદ્ધ થયું. આ મહાયુદ્ધમાં મુસલમાનોની હાર થઇ અને મેવાડની સ્વતંત્રતા અચળ રહી. વળી માળવાદેશાધિપતિ, રાણા કુંભનો કેદી થયો. આજ વખતે રાણા કુંભના પવિત્ર ચરિત્રની સુંદરતાનો વિકાસ થયો. તેણે પરાજિત શત્રુપર કઠોરતાનો પ્રહાર ન કર્યો, પણ વીરધર્મ અને મહાવીરોની રીતિ અનુસાર પરાજિત શત્રુનું સંપૂર્ણ રીતે સન્માન કર્યું. વળી તેણે માળવાધિપતિને છોડી દીધો, એટલુંજ નહિ પણ તેને કેટલુંક દ્રવ્ય આપી તેનું પોતાનું રાજ્ય પાછું સોંપ્યું. વીર પુરુષોનાં ચરિત્રો આવાંજ મહત્ત્વ અને ઉદારતાથી પરિપૂર્ણ હોય છે. ઓગણીસમી અને વીસમી શતાબ્દીની સભ્યતાના પ્રવાહમાં વીરતાનું આવું સન્માન જણાશે કે? મેવાડે પંદરમી શતાબ્દીમાં વીરતાનું એવું સન્માન કર્યું હતું. રાજપૂતવીરના આ અસાધારણ ચરિત્રગુણથી ભૂમંડળના સકળ વીરેન્દ્રસમાજે શિક્ષા લેવી જોઈએ.



# ૨—રાણા રાયમલ્લ

મેવાડના સ્વામી રાયમલ્લનું ચરિત્ર દૈવી ગુણોથી ભરેલું છે. આજસુધી એ દૈવી ગુણોએ મેવાડના સિંહાસનને અને મેવાડના ઇતિહાસને ઉજ્જવલ રાખ્યાં છે. રાયમલ્લે સ્વાર્થત્યાગનો મહાન ઉદ્દેશ નજરસામે રાખી, પોતાના કુળની પવિત્રતા જાળવવાની પ્રતિજ્ઞા પાળી વાસ્તવિક વીરતાનું દૃષ્ટાંત પૂરૂં પાડયું છે. ભલે કોઇ *ડીમોસ્થિનીસને ઉત્તમ વક્તા ન કહે, ભલે કોઇ વાલ્મીકિને અદ્વિતીય કવિ ન કહે, ભલે કોઈ સાધારણ માણસ હાવર્ડને× પરોપકારી

* ડીમોસ્થિનીસ ગ્રીસ દેશમાં મહાન વક્તા થઇ ગયો છે; તેનો પિતા એથેન્સ નગરમાં તલવારનો વેપાર કરતો હતો. ઇસુખ્રિસ્તના જન્મથી ૩૮૦ વર્ષ પૂર્વે ડીમોસ્થિનીસનો જન્મ થયો હતો. તેના બાળપણમાં પિતાનું મરણ થઇ જવાને લીધે ડીમોસ્થિનીસને ભણવાનો અવસર ન મળ્યો. ૧૭ વર્ષની ઉંમરે તે વ્યાખ્યાન આપવાની કળા શીખવા લાગ્યો. ધીમે ધીમે આ વિષયમાં તેની અસાધારણ શક્તિ વ્યક્ત થઇ. ત્યાર પછી તો તેણે તે વખતના સર્વોત્તમ વક્તાતરીકેની કીર્તિ પ્રાપ્ત કરી.

× જૉન હાવર્ડ ૧૭૨૬ ની સાલમાં ઈંગ્લાંડના હૅકની શહેરમાં જન્મ્યો હતો. ૧૭૫૬ માં તેણે કરેલા બર્લિન તરફના પ્રવાસ વખતે તેનું વહાણ ફ્રાન્સના કબજામાં જઇ પડયું અને બીજા ઉતારૂની સાથે હાવર્ડને પણ કેદી બનવું પડયું. કેદખાનામાં તેને અતિશય કષ્ટ વેઠવું પડયું. પાછળથી જયારે તેને છોડવામાં આવ્યો, ત્યારે તેણે કેદખાનામાં મળેલા અનુભવપરથી કેદીઓનાં દુઃખ કમી કરવાને ઈંગ્લાંડ દેશમાં ચર્ચા કરવા માંડી. હાવર્ડે યૂરોપનાં મુખ્ય કેદખાનાં જોઇને કેદીઓની અધમ દશાનું વર્ણન પ્રકટ કર્યું. વળી તેઓ એવા તો પરોપકારી અને દયાળુ હતા કે કેદીઓની શુશ્રૂષા કરવાને માટે ગમે તેવા રોગિષ્ટ કેદીની નજીક જવાને પણ આંચકો ખાતા નહોતા. એક વખત હાવર્ડ એક ચેપી રોગીને જોવા ગયા, તેથી કરીને તેમને પણ એ રોગ લાગુ પડયો અને તે કારણથી ૧૭૯૦ ની સાલમાં તેઓ મરણ પામ્યા.

પુરુષ ન કહે, તોપણ રાયમલ્લને તો સર્વ વીરપુરુષોમાં અદ્વિતીય કહેવો પડશેજ.

રાયમલ્લના જેવી અલૌકિક મહાપ્રાણુતાનું પ્રત્યક્ષ ઉદાહરણ કોઇ પણ માણસ બતાવી શકયો નથી, કે પાપના રાજ્યમાં પુણ્યનો પ્રકાશ ફેલાવી એવી મહત્તાનો પરિચય આપી શકયો નથી. જગતનો ઇતિહાસ આજપર્યંત કોઇ પણ ઠેકાણે એવું એક પણ દૃષ્ટાંત બતાવી શકયો નથી. રોમના બ્રુટસે+ અપરાધી પુત્રને જલ્લાદના હાથમાં આપી જગતની આગળ સ્વાર્થત્યાગ અને મહાનુભાવનું દૃષ્ટાંત રજુ કર્યું હતું ખરૂં; પરંતુ મેવાડના રાયમલ્લે તો અપરાધી પુત્રની હત્યા કરનારને ઇનામ આપી તેના કરતાં પણ વધારે અધિક ઉચ્ચ ભાવનો પરિચય કરાવ્યો છે.

ચારસેં વર્ષ અગાઉ એક વખત વીરભૂમિ રાજપૂતાનાની એક અતિરૂપવતી રાજપૂત સુંદરી ઘોડાપર બેસી કોઇ સ્થાને જતી હતી. તેણે યોદ્ધાનો વેશ લીધો હતો. તે પોતાનો ઘોડો નિર્ભયપણે અતિ વેગથી દોડાવતી હતી. જેવી રીતે ધનુષમાંથી છૂટેલું બાણ ચાલ્યું જાય, તેવી રીતે ઘોડો ચાલ્યો જતો હતો;અને તે પર બેઠેલી મધુર, કોમળ, સૌંદર્યવતી તેમજ ભયાનક મૂર્તિ પોતાની અપૂર્વ પ્રભા ચારે દિશા તરફ ફેલાવી રહી હતી. એટલામાં દૂરથી એક યુવાન ક્ષત્રિયે તે મનમોહિની કાંતિને જોઈ. તે યુવક પણ યોદ્ધાના વેશમાં સજ્જિત થયો હતો. મધુરતામાં મધુરતા મળી ગઈ, અપૂર્વ ભીષણતાની સાથે ભીષણતા મળી ગઈ. અશ્વપર બેઠેલો યુવાન ક્ષત્રિય, અશ્વારોહિત બાલિકાનું અનુપમ સૌંદર્ય અને અશ્વને ચલાવવાની ચતુરાઇ જોઇને ચકિત થઇ ગયો—છક થઇ ગયો અને તેના હૃદયમાં, એક પળમાં આશા અને નિરાશાનો સાથેજ

---

+ બ્રુટસ રોમના મુખ્ય ન્યાયાધીશ હતા. જ્યારે રોમમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઇ, ત્યારે બ્રુટસ અને કલેટિનસ, આ બન્નેને મુખ્ય ન્યાયાધીશ નીમવામાં આવ્યા હતા. જ્યારે પ્રજાસત્તાક રાજ્યોનો નાશ કરવાને માટે પ્રપંચો રચવામાં આવ્યા, ત્યારે તેમાં બ્રુટસના બે પુત્રો અને કલેટિનસના ત્રણ ભત્રીજાઓએ ભાગ લીધો હતો. એમનો મુકર્દમો મુખ્ય ન્યાયાધીશની આગળ ચાલ્યો. તે વખતે કલેટિનસે સગપણને લીધે પોતાના ભત્રીજાઓને ઉચિત કરતાં કમી શિક્ષા આપવાની ઇચ્છા કરી, પરંતુ બ્રુટસે પોતાના પુત્રોને પણ પ્રાણદંડની શિક્ષા કરી પોતાનું ન્યાયીપણું બતાવી આપ્યું હતું.

આવિર્ભાવ થયો.

પાઠક મહાશય! આ કોઈ ઉપન્યાસની ભૂમિકા નથી, કલ્પિત નવલકથા નથી; પણ સત્ય બનેલી બીના છે.

આ યુવક કોણ છે? તે મેવાડના ક્ષત્રિયકુલદીપક મહારાજ રાયમલ્લનો નાનો પુત્ર જયમલ્લ છે; અને પેલી યુવતી કોણ છે? તે ×ટોડાના રાજા રાવ સુરતનની કન્યા તારાબાઈ છે. બાપ્પારાવળનો વંશજ આજે આ યુદ્ધવેશધારિણી લાવણ્યમયી મૂર્તિના લાવણ્યસાગરમાં મગ્ન થયો છે.

મહારાજ રાયમલ્લના પુત્રે તારાબાઇની સાથે વિવાહ કરવાની અભિલાષા પ્રકટ કરી, પણ રાવ સુરતને સહસા તેમની ઇચ્છા પૂર્ણ કરી નહિ. વીરભૂમિ રાજપૂતાનાના વીર રાજપૂતો પોતાની પુત્રીઓને આળસુ યુવકો સાથે પરણાવવાને અધીરા નહોતા બની જતા. આજની નવીન સભ્યતાના પૂજારીઓની માફક તેઓ વરને ઢુંઢતા ફરતા નહોતા. આજે તો ધનવાનના કાયર અને આળસુ પુત્રો અથવા બી. એ. એમ. એ.ની ડીગ્રી મેળવનારા, વ્યવહારનું એક બિંદુ પણ ન સમજનારા યુવકોનેજોઇને પુત્રીઓના પિતાઓ તેમની સાથે વિવાહ કરવાને અધીરા બની જાય છે, તેમ રાજપૂતાનામાં તે વખતે નહોતું.

લીલ્લા નામના એક પહાડી પઠાણે રાવ સુરતનને દેશની બહાર હાંકી કાઢી ટોડાપર પોતાનો અધિકાર જમાવી દીધો હતો. આથી રાવ સુરતન પોતાના પ્યારા દેશમાંથી નીકળી પોતાની કન્યા સાથે મેવાડમાં આવેલા બેદનોરમાં જઈ વસ્યો હતો. સુરતનની પ્રતિજ્ઞા

× અહીંઆં 'ટોડા' લખ્યું છે, પરંતુ રામનાથ રત્નૂએ રાજસ્થાનના ઇતિહાસમાં 'થોડા' નામ લખ્યું છે. તેઓ લખે છે કે, ત્રીજા જયમલ્લજીએ 'થોડા'ના રાવ સુરતાનજીની પુત્રી સાથે વિવાહ કરવાની ઇચ્છા કરી હતી. સુરતાનજીનું રાજ્ય પઠાણોએ છીનવી લીધું હતું તેથી તેમણે જયમલ્લજી જો પઠાણો પાસેથી 'થોડા' જીતી લઈ પોતાને સ્વાધીન કરે તો, તેના બદલામાં તેને પોતાની પુત્રી આપવાનું વચન આપ્યું હતું; પરંતુ જયમલ્લજીએ 'થોડા' મેળવી આપ્યા અગાઉ રાવ સુરતાનજીની પુત્રીને મળવાની ઇચ્છા કરી, તેથી તેણે ક્રોધિત થઇ જયમલ્લજીનું મસ્તક કાપી નાખ્યું. રાયમલ્લજીને જ્યારે લોકોએ વેર લેવાનું કહ્યું, ત્યારે તેમણે એવો ઉત્તર આપ્યો કે, એક ક્ષત્રિયનો આવી રીતે અનાદર કરનારનું મસ્તક કાપીજ નાખવું જોઇએ.

એ હતી કે "જે કોઈ ક્ષત્રિય વીર બાહુબળથી ટોડાને પોતાના અધિકારમાં લઇ શકશે,તેનેજ વિધાતાની અદ્‌ભુત રચના તારાબાઇ સમર્પણ કરી દઇશ." જે રાજપૂતો વીરભોગ્યા વસુન્ધરા વાકયપર સંપૂર્ણ શ્રદ્ધા ધરાવે છે, તેજ રાજપૂતોના મુખમાંથી આવી પ્રતિજ્ઞાના શબ્દો બહાર નીકળે છે અને તેમનેજ એવા શબ્દો શોભે છે, અન્યને નહિ. જયમલ્લે રાવ સુરતનની પ્રતિજ્ઞા અનુસાર તે કન્યા પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ટોડાપર ચઢાઇ કરી, તેને પઠાણની સાથે ઘોર યુદ્ધ કરવું પડયું; પરંતુ સુરતનની પ્રતિજ્ઞાને પૂર્ણ કરી ન શકયો અને પઠાણથી પરાભવ પામી પાછો આવ્યો. આમ છતાં પણ રાજપૂતકલંક જયમલ્લ લજ્જિત ન થયો. રણભૂમિમાં શત્રુની સામે પડી શસ્ત્ર ચલાવતાં પોતાના દેહનો ત્યાગ કરવો, એ રાજપૂતનો ધર્મ તે ન સમજ્યો; તેના હૃદયમાં તારાબાઈની મનમોહિની મૂર્તિ વસી રહી હતી. સમરમાં પીઠ બતાવ્યા છતાં પણ પ્રસન્ન મુખ રાખી બેદનોર જઇ અનુચિત રીતે પણ બળાત્કાર કરીને તે લાવણ્યમયી લલનાને મેળવવાનો તે ઉદ્યોગ કરવા લાગ્યો. આ અપમાન, ગમે તેવા સંકટમાં ફસેલા પણ કુલગૌરવને સંપૂર્ણ રીતે સાચવનાર રાવ સુરતન સહન કરી શકયા નહિ. તેનું હૃદય સ્વાભિમાનથી ઉછળી ઉઠયું અને તેણે જયમલ્લના શીર્ષનું છેદન કરી પોતાના કુળની પ્રતિષ્ઠાનું સંરક્ષણ કર્યું. આ પ્રકારે એક રાજપૂતની તલવાર બીજા રાજપૂતના રુધિરથી રંગાઇ.

ધીમે ધીમે આ સમાચાર રાયમલ્લની રાજધાનીમાં પહોંચ્યા. શહેરમાં ઘેરઘેર આ બનાવની ચર્ચા થવા લાગી. લોકોને ચિંતા થઇ કે, આ બનાવની ખબર રાયમલ્લજીને આપવાની કોણ હામ ભીડશે? ઠેકઠેકાણે એમ બોલાતું હતું કે "રાવ સુરતને બાપ્પા રાવળના વંશજની હત્યા કરી મહા અનર્થ ઉપજાવ્યો છે.હવે એની રક્ષા કોણ કરશે? હવે એનો પ્રાણ બચી શકશે નહિ."

રાયમલ્લનો સર્વથી વડો પુત્ર નાના ભાઇના પરાક્રમથી પરાસ્ત થઇને કોણ જાણે કયાંય ચાલ્યો ગયો હતો.બીજા પુત્રને ઉદ્ધતાઇના કારણે મહારાજ રાયમલ્લેજ પોતાના રાજયની બહાર કાઢી મૂકયો હતો, માત્ર એક પુત્ર જયમલ્લજ પિતાને વહાલો હતો. હવે મહારાજનો આજ પરમપ્રિય પુત્ર રાવ સુરતનના હાથથી માર્યો ગયો. "હાય! આજ મહારાજને આ દારુણ દુઃખથી શું થશે? એવી કોની શક્તિ છે કે મહારાજને સમજાવશે?" મેવાડના રાજપૂતો આ

વિચારથી વ્યાકુળ બની ગયા હતા. વાત ક્યાંસુધી છુપી રહી શકે? ધીમે ધીમે તે વાત મહારાજના કાને પણ પહોંચી ગઇ.એમણે ધૈર્યથી આદ્યોપાન્ત સર્વ વૃત્તાંત લક્ષ દઇને સાંભળ્યું. વાત સાંભળ્યા પછી અચાનક તેમણે ભવાં ચઢાવ્યાં અને તેમની આંખો લાલચોળ થઈ ગઇ. પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રના શોચનીય મરણથી તેઓ ક્રોધિત ન થયા, પણ ધૈર્યયુક્ત ગંભીરતાથી બોલ્યા કે "જે કુલકલંક પુત્ર પિતાની પ્રતિષ્ઠા નષ્ટ કરવાને ઉદ્યુક્ત થયો, તેને એવોજ દંડ મળવો જોઇએ. રાવ સુરતને એ કુલાંગારને પ્રાણદંડ કરી ક્ષત્રિયના કર્તવ્યનું પાલન કર્યું છે." મહારાજ રાયમલ્લે એમ કહી, પોતાના પુત્રને મારનાર રાવ સુરતનને ઇનામતરીકે બેદનોરનું રાજ્ય સમર્પણ કર્યું.

સાચા વીરોનાં ચરિત્રો આવાજ ઉચ્ચ ભાવોથી ભરેલાં હોય છે. વાસ્તવિક વીરો એવીજ મહાપ્રાણતા અને તેજસ્વિતાથી વિભૂષિત હોય છે. આજે આ વિશાળ ભારતમાં કોઇ એવો સાચો કવિ, ગ્રંથકાર કે ઇતિહાસકાર છે, કે જે આવા સાચા વીરપુરુષોની મહાપ્રાણતા અને તેજસ્વિતાનું વર્ણન કરી શકે? શું કોઈ ભાટ આવા અલૌકિક ગૌરવનું ગીત ગાઈને ભારતને સુખી કરશે?





# ૩—મહારાણા પ્રતાપસિંહ

આજે સં. ૧૬૩૨ના શ્રાવણ માસની સપ્તમી છે. આજે મેવાડના રાજપૂતો ' जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी 'જન્મભૂમિને માટે પ્રાણ આપવાને ઉદ્યત થયા છે. અકબરની એક મોટી સેના રાજા માનસિંહની+ આગેવાની હેઠળ મેવાડપર અધિકાર જમાવવાને ચઢી આવી છે. મુગલ લોકો સૂર્યવંશને કલંકિત કરવાને પ્રયત્ન કરી રહ્યા છે. આ તરફ મેવાડના વીરશિરોમણિ પ્રતાપસિંહ પણ પોતાના કુળની પવિત્રતાને અટલ જાળવી રાખવાને માટે કમર કસી તૈયાર થયા છે. સાચા ક્ષત્રિય બચ્ચાઓએ પોતાનું ગૌરવ જાળવી રાખવાને દૃઢ સંકલ્પ કર્યો છે. ચિરકાલસ્મરણીય હલદીઘાટના મેદાનમાં આજે બાવીસ હજાર યોદ્ધાઓ મેવાડની કીર્તિ જાળવી રાખવાને માટે એકઠા થયા છે. મહારાણા પ્રતાપસિંહ એ બાવીસ હજાર યોદ્ધાઓના અધિનેતા બની પરાક્રમી મોગલસેનાનો પ્રતીકાર કરવાને તૈયાર થયા છે.

---

+ ' તવારીખ તુહફએ રાજસ્થાન ' નામના ગ્રંથમાં લખ્યું છે કે "અંબરના રાજા માનસિંહે એક વાર ગુજરાતથી પાછા ફરતાં ઉદયસાગર તળાવપર મુકામ કર્યો. આ વખતે મહારાણા પ્રતાપસિંહે તેની આગતાસ્વાગતા બહુ સારી રીતે કરી. માનસિંહપર પણ જમતી વખતે કાંઇ કટુ શબ્દો કહેવડાવ્યા, તેથી તે નારાજ થઇને ત્યાંથી ચાલ્યો ગયો. સંવત ૧૬૩૩ અથવા ઈ. સ. ૧૫૭૭ માં પોતાને કહેલા કટુ શબ્દોનું વેર લેવાને બાદશાહી લશ્કર લઇને તે મેવાડપર ચઢી આવ્યો અને ગોગૂંદેની નજીકમાં હલદીઘાટમાં ખમનોર ગામની પાસે તેમની વચ્ચે ભારે યુદ્ધ થયું. બપોરસુધી લડાઇ થયા પછી બાદશાહી ફોજ ઘણા ગાઉ સુધી પહાડોમાં વીખરાઇ ગઇ; પણ આ અણીના વખતે માનસિંહની ગંજાવર ફોજે ' બાદશાહ આવી પહોંચ્યા છે' એવી ખોટી બૂમ ફેલાવી દીધી. આથી મેવાડના લશ્કરના પગ ભાંગી ગયા અને તેમની ફતેહ પરાજયના રૂપમાં પલટાઇ ગઇ."

હલદીઘાટ એક પહાડી માર્ગ છે. તેની ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણદિશાએ ઘણા મોટા મોટા પહાડો આવી રહેલા છે. લગભગ આ આખું સ્થાન પહાડ, જંગલ અને નાની નાની નદીઓથી ભરપૂર છે. મહારાણા આજ જગ્યાએ પોતાનું લશ્કર એકઠું કરી મોગલોની સામે આવી ઉભા છે.હલદીઘાટના યુદ્ધનો દિવસ રાજપૂતોનો મહા ઉત્સવનો દિવસ હતો. રાજપૂત વીરોએ એ ઉત્સવમાં ઉન્મત્ત થઇ પોતાના પ્રાણ વિસર્જન કર્યા હતા. મહારાણા પ્રતાપસિંહ આ ઉત્સવમાં અગ્રણી હતા. તેમણે પ્રથમ તો માનસિંહની શોધ કરી, પણ તે તો દિલ્હીના મોટા લશ્કરના મધ્યભાગમાં સંતાઇ બેઠો હતો. પ્રતાપસિંહ આ સેનાના માણસોને ભેદી માનસિંહની પાસે જઇ શકયા નહિ, તથાપિ મેઘગર્જનાસમાન ગંભીર સ્વરથી બોલ્યા "કાપુરુષ, રાજપૂત કુલાંગાર ! એક વખત તું મારી સમીપ આવ." રાજા માનસિંહે આ તિરસ્કારની તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ. મહારાણા પ્રતાપસિંહ નિડરપણે યુદ્ધ કરવા લાગ્યા. તેઓ ત્રણ વખત મુગલસેનાની વચમાં પેઠા. આ ત્રણે વખત તેમની જીંદગી પરમ સંકટમાં ફસાઇ હતી.રાજપૂતોએ આ ત્રણે વખત પોતાના પ્રાણની પણ દરકાર રાખ્યાવગર મહારાણાની નજીક આવી તેમના પ્રાણ બચાવ્યા. મહારાજાના પ્રાણ બચાવવાને માટે રાજપૂતોએ પોતાના પ્રાણ તુચ્છ સમજી લીધા હતા; પણ મહારાણા તો હજીએ હઠતા નહોતા. તેમના શરીરમાં એક જગાએ ગોળી, ત્રણ જગાએ બરછી અને ત્રણ જગાએ તલવારોના કારી ઘા લાગ્યા હતા. આ પ્રમાણે સાત જગાએ ઘા લાગ્યા છતાં પણ લડાઇની ધૂનમાં ઉન્મત્ત થયેલા મહારાણા હઠાવ્યા હઠતા નહોતા. તેઓ તો બસ ઘાસની માફક માણસોનાં શિર કાપતા મોગલસેનાનો ઘાણ કાઢવા લાગ્યા. રાજપૂતવીરોએ પુનઃ તેમના જીવનની રક્ષા કરવાને માટે પ્રયત્ન આદર્યો, પરંતુ તેમાંથી ઘણા વીરો વીરશય્યાપર સૂતા. મેવાડનું ગૌરવ સાચવનાર રાજપૂતવીરોમાંથી ઘણો મોટો ભાગ હમેશની નિદ્રામાં સૂતો; તોપણ મહારાણાનો રણોત્સાહ જરા પણ મંદ પડયો નહોતો. તેમના મસ્તકપર મેવાડનું રાજછત્ર શોભી રહ્યું હતું. તેમના છત્રને ઓળખી સઘળી મોગલસેના નજીક આવી તેમને ચારે તરફથી ઘેરવા લાગી. આ છત્રને લીધેજ અગાઉ ત્રણ વાર મહારાણાની જીંદગી જોખમમાં આવી પડી હતી; તોપણ તેમણે પોતાનું રાજચિહ્ન ઉતાર્યું નહિ. આ વખતે તેમના પ્રાણની રક્ષા કરવાનું કાર્ય અસાધ્ય પ્રતીત થવા લાગ્યું. આવી સ્થિતિ જોઇ

ઝાલાકુલતિલક માનસિંહ પોતાની સેનાને સાથે લઇ મહારાણાની નજીક જઇ પહોંચ્યા અને તેમના મસ્તકપરથી ઝટ રાજછત્ર લઇને પોતાના શિરપર ગોઠવી દીધું. આ છત્ર દેખી મુગલસેનાએ માન-સિંહને મેવાડના મહારાણા સમજી તેનાપર મોટો હુમલો કર્યો. આ વખતે મોગલસેનાની કિલ્લેબંધી તૂટી ગઇ અને પ્રતાપસિંહ બચ્યા; પરંતુ વીરશિરોમણિ ઝાલા માનસિંહ બચી શકયા નહિ. તે તો સ્વામીભક્તિના ઉત્સાહમાં અપ્રતિમ શૌર્ય બતાવી મોગલ-સેનાની વચમાં પોતાના સમસ્ત યોદ્ધાઓની સાથે સદાને માટે વીરશય્યામાં સૂતા. મોગલસેના પણ આ રાજપૂતોની પ્રશંસા કરવા લાગી, પરંતુ આ વખતે રાજપૂતોનો વિજય થયો નહિ. મોગલ-સેના ચારે તરફ તીડોની માફક ઉભરાઇ ગઇ હતી. રાજપૂતોએ મરણીઆ થઇ મોગલસેનામાંના ઘણા યોદ્ધાઓને માર્યા, પણ તેમનું દળ બહુ ભારે હોવાથી ઘટાડયું ઘટી શકતું નહોતું. હલદીઘાટના યુદ્ધમાં ચૌદ હજાર રાજપૂતોના લોહીની નદી વહી. મહારાણા પ્રતાપ-સિંહે વિજયની આશા છોડી રણભૂમિનો ત્યાગ કર્યો.

આ પ્રકારે હલદીઘાટના સમરની સમાપ્તિ થઈ. ચૌદહજાર યોદ્ધાઓ માતૃભૂમિના રક્ષણને માટે પ્રસન્નવદને કોઇ પણ જાત-ના સંકોચવગર વીરશય્યામાં અનંત નિદ્રા લઈ સૂતા. હલદીઘાટ યુદ્ધનું પરમ પવિત્ર ક્ષેત્ર છે. કવિઓની રસમયી કવિતામાં તે અનંતકાળપર્યંત ગુંથાઇ રહેશે. ઇતિહાસકારોની પક્ષપાતરહિત પ્રભાવશાળી કલમોથી તે અનંતકાળસુધી અનેક વાર લખાશે. મહારાણા પ્રતાપસિંહ અનંતકાળસુધી વીરેંદ્રસમાજમાં આદર પામશે અને અમર પુરુષોની પંક્તિમાં વિરાજશે.

પ્રતાપસિંહ અનુચર લીધાવગર ચેતક નામના શ્યામવર્ણથી ચમકતા અશ્વપર ચઢી રણભૂમિને છોડી ચાલ્યા. આ ઘોડો પણ તેની તેજસ્વિતામાટે પ્રતાપસિંહની માફક રાજસ્થાનમાં પ્રસિદ્ધ છે. જ્યારે બે મોગલ સરદાર મહારાણાં પ્રતાપસિંહની પાછળ પડયા, ત્યારે ચેતકે મહારાણાનું સંકટ દૂર કર્યું. એક નાની સરખી નદી આવતાં ચેતક છલંગ મારીને બીજે પાર ગયો, પણ મોગ-લોનાં ટટ્ટુ આ નદી કૂદી શકયાં નહિ; પરંતુ અફસોસ! મહારાણા-ની માફક ચેતક પણ રણમાં ઘાયલ થઇ ચૂકયો હતો. ઘાયલ સ્વામીને લઇને ઘાયલ ઘોડો પોતાનાથી બનતી ઝડપે ચાલવા લાગ્યો. મહારાણાને કાને અચાનક ઘોડાની ખરીનો અવાજ પડવા

લાગ્યો. મુખ ફેરવીને પાછળ જોયું તો પોતાનો બંધુ શકિતસિંહ આવી રહ્યો છે. શકિતસિંહ પ્રતાપસિંહનો શત્રુ હતો; તે ભ્રાતૃપ્રેમનો ત્યાગ કરી બાદશાહ અકબરને જઈ મળ્યો હતો. પ્રતાપસિંહે તે રાજપૂતકુલકલંક બંધુને જોઇને ક્ષોભ અને ક્રોધના આવેશમાં ઘોડાને થોભાવ્યો; પરંતુ આ વખતે શકિતસિંહે મહારાણાની વિરુદ્ધમાં કશું કાર્ય કર્યું નહિ. તેણે હલદીઘાટમાં પ્રતાપસિંહનું અલૌકિક સાહસ અને હામ દીઠાં હતાં, પોતાના દેશવાસી રાજપૂતોની દેશભકિત જોઇ હતી. આ અપૂર્વ દેખાવ જોઇને તે પોતાની જાતનેજ પોતાના મનથી ધિક્કારવા લાગ્યો. હવે તે ક્ષત્રિય લોહીને અપવિત્ર ન કરવાનો સંકલ્પ કરી અશ્રુભરિત નેત્રોસહિત વડા બંધુના પગે પડયો. પછી પૂછવુંજ શું ? વિમલસ્વરૂપ પ્રતાપસિંહ આગલી સર્વ વાત ભૂલી ગયા, ઘણા દિવસથી એકઠું થયેલું વૈર કોણ જાણે કયાં લીન થઇ ગયું, મહારાણાએ પરમપ્રેમની સાથે સહોદર બંધુ શક્તિસિંહને છાતીસરસો ચાંપ્યો. આ વખતે ઉભય બંધુઓએ મેવાડના લુપ્ત થયેલા ગૌરવને પુનઃ સજીવન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. ચેતકે માર્ગમાંજ પ્રાણ છોડયો. પોતાના પરમપ્રિય અશ્વનું સ્મરણ ચિરસ્મરણીય રાખવાને માટે મહારાણાએ તેના મૃત્યુસ્થાન ઉપર એક સમાધિ ચણાવી કે જે આજસુધી “ચેતકનો ચબુતરો” એ નામે પ્રસિદ્ધ છે.

ઇ. સ. ૧૫૭૬ ના જુલાઇ માસમાં ચિરસ્મરણીય હલદીઘાટ મેવાડના ગૌરવરૂપ રાજપૂતોના રુધિરની ધારાથી ધોવાઇ ગયો. મોગલોની સેના વિજય મેળવી રણભૂમિનો ત્યાગ કરી ચાલી ગઇ. કમલમેર અને ઉદેપુર શત્રુઓના હાથમાં જઇ પડયાં. મહારાણા પ્રતાપસિંહ પોતાના પરિવારસહિત એક પહાડથી બીજે પહાડ, એક વનથી બીજે વન અને એક ગુફાથી બીજી ગુફામાં જઇ પાછળ પડેલા મોગલોથી પોતાનું રક્ષણ કરતા હતા. વરસ પર વરસ વહી જવા લાગ્યાં, પરંતુ મહારાણા પ્રતાપસિંહના કષ્ટનો અંત આવ્યો નહિ. પ્રતિવર્ષે નવાં નવાં કષ્ટ એકઠાં થઇ પ્રતાપસિંહને ઘેરવા લાગ્યાં;પરંતુ મહારાણા અટલ રહ્યા અને મોગલોની આધીનતા સ્વીકારી નહિ. ધીમે ધીમે મેવાડનું આકાશ અધિકાધિક અંધકારથી છવાવા લાગ્યું,ધીમે ધીમે પરાક્રમી શત્રુઓએ અનેક સ્થાનમાં પોતાનો અધિકાર જમાવી લીધો, તોપણ મહારાણા અડગ રહ્યા. તેમણે બાપ્પારાવળના પવિત્ર વંશને કલંક લાગવા દીધું નહિ. આ

વખતે મહારાણા પ્રતાપસિંહપર એટલું કષ્ટ આવી પડયું હતું કે એક દિવસ તો વિશ્વાસુ ભીલોએ તેમના પરિવારને નિર્ભય સ્થાને લઇ જઇ ભોજન આપી તેમના પ્રાણનું રક્ષણ કર્યું હતું.

પ્રતાપસિંહના આવા અસાધારણ સ્વાર્થત્યાગ અને પરમ કષ્ટ-સમયે ધીરભાવ રાખવાના ગુણોને જોઇને સહૃદય શત્રુનું દિલ પણ પીગળી ગયું હતું. દિલ્હીના પ્રધાન રાજકર્મચારીએ એમની દેશ-હિતૈષિતાપર મોહિત થઈને નિમ્નલિખિત ભાવાર્થની એક કવિતા લખી મોકલી હતી કે:—"પૃથ્વીપર સ્થિર કોઈ પણ વસ્તુ નથી. ધરતી અને સર્વ સંપત્તિ એક દિવસ કોણ જાણે ક્યાંય લુપ્ત થઈ જશે; પરંતુ મહાન પુરુષોનો ધર્મ કદી પણ લુપ્ત થશે નહિ. પ્રતાપસિંહે પૃથ્વી અને ધનનો ત્યાગ કર્યો છે, પણ મસ્તક કદી નમાવ્યું નથી. હિંદુસ્તાનના રાજાઓમાં કેવળ એમણેજ પોતાના કુળના ગૌરવનું સંરક્ષણ કર્યું છે."‡

આ રીતે પ્રતાપસિંહ વિધર્મી શત્રુઓ તરફથી પણ પ્રશંસા મેળવીને સ્વદેશરક્ષણમાટે ઘૂમી રહ્યા હતા. પ્રાણથી પણ અધિક પ્યારાં સ્ત્રીપુત્રાદિ પરિવારનું કષ્ટ તેમને ઘણી વખત અતિ ઉદાસ બનાવી મૂકતું. એક દિવસ પાંચ વાર ખોરાકની વસ્તુ એકઠી કરી, પણ પાંચે વાર તેને છોડી દઇ મોગલોની સેનાના ભયથી પહાડોના દુર્ગમ સ્થાનમાં જવું પડયું. એક દિવસ તેમની પટરાણી અને પુત્રવધૂએ ઘાસના બીજની કેટલીક રોટલી બનાવી હતી, તેમાંથી

‡ રામનાથ રત્નૂએ રાજસ્થાનના ઇતિહાસમાં લખ્યું છે કે, આ રીતે પ્રતિવર્ષ વર્ષાઋતુની સમાપ્તિ થતાં પાદશાહી સેના પ્રતાપસિંહજી-પર ચઢતી, તેઓ અપૂર્વ વીરતાથી તેની સામે થતા. વર્ષાઋતુ આવવા-થી પ્રતાપસિંહજીને થોડો અવકાશ મળતો, પરંતુ પ્રતિવર્ષ તેમનો ગઢ અને ભૂમિ મુસલમાનોને હસ્તગત થતાં જતાં હતાં. આટલું છતાં પણ તેમણે પોતાનો ટેક છોડયો નહિ; તેથી પાદશાહી દરબારના લગભગ સઘળા વીર પુરુષો પ્રતાપસિંહજીની પ્રશંસા કરવા લાગ્યા, બલ્કે નવાબ ખાનખાને તો મારવાડી ભાષામાં તેમનાપર નીચલો દોહરો પણ લખી મોકલ્યો હતો:—

**ध्रम रहसी रहसी धरा, खिजजासे खुरसाण;**
**अमर विसंभर उपरे, राखीज नहचो राण.**

આનો અર્થ એ છે કે, 'હે મહારાણા સાહેબ! પરમેશ્વરપર વિશ્વાસ રાખજો. આપનો ધર્મ અને દેશ બન્ને આપની પાસે રહેશે અને પાદશાહ હારી જશે.''

અર્ધી તો સઘળાંઓએ ખાધી, પણ અર્ધી બીજા સમયને માટે રહેવા દીધી; પરંતુ એક જંગલી બિલાડો તે રોટલી લઇને નાઠો. આ જોઇ મહારાણાની એક નાની છોકરી ગભરાઈને રડી પડી. થોડેક છેટે મહારાણા જરા આડા પડી પોતાની શોચનીય દશાનો વિચાર કરી રહ્યા હતા. તેઓ પુત્રીનું રુદન સાંભળી એકાએક ચોંકી ઉઠયા અને જોયું તો બિલાડો રોટલી લઈ જવાથી પુત્રી અશ્રુ સારી રહી છે. પ્રતાપસિંહે પ્રસન્નવદને ધૈર્યની સાથે હલદીઘાટપર પોતાના દેશી બંધુઓને પ્રાણત્યાગ કરતા જોયા હતા, પોતાના દેશનું ગૌરવ જાળવી રાખવાને માટે લોહીની નદી વહેવરાવવાને માટે તેમણે પોતાના અસંખ્ય યોદ્ધાઓને ઉત્તેજિત કર્યા હતા, રાજપૂતો રણમાં પોતાના જાન આપવા માટેજ જન્મે છે, એવો તેમનો દૃઢ નિશ્ચય હતો; તોપણ પોતાનાં કુમળાં બાળકોનો આર્ત્તનાદ સાંભળી પોતાની સઘળી હિંમત, પોતાનું સઘળું શૌર્ય, પોતાનું સઘળું સાહસ, કોણ જાણે કયાં જતાં રહ્યાં ! જાણે સેંકડો સર્પોએ આવીને ડંખ દીધા ન હોય તે પ્રમાણે બાલિકાને રોટલાના ટુકડાને માટે રોતી જોઈ તેમનું ચિત્ત વ્યાકુળ થઈ ગયું. મહારાણા આ પીડાથી વિચલિત થયા અને પોતાનું કષ્ટ દૂર કરવાને માટે પાદશાહ અકબરને નમણું આપવાનો પત્ર લખ્યો. પ્રતાપસિંહ દિલ્હીની અધીનતા સ્વીકારવાને તૈયાર થયો છે, એ હકીકત જાણતાંજ પાદશાહે મહા-ઉત્સાહથી આખા શહેરમાં ઉત્સવ કરવાનો ઢંઢેરો પીટાવી દીધો. મહારાણાએ પાદશાહ ઉપર જે પત્ર લખ્યો હતો તે બિકાનેરના રાજાના નાના ભાઇ પૃથ્વીરાજના જોવામાં આવ્યો. તે મહારાણાની ટેકપર અચલ શ્રદ્ધા રાખતા હતા; તેથી એકાએકજ મહારાણા પાદશાહને મસ્તક નમાવવાને તૈયાર થયા, એ હકીકત જાણી તેના હૃદયમાં બહુ દુઃખ પેદા થયું અને તેજ વખતે નિમ્નલિખિત ભાવાર્થના કેટલાક દોહરા શીઘ્રતાથી બનાવી પ્રતાપસિંહપર રવાના કરી *દીધાઃ—

* એક સ્થળે લખ્યું છે કે, પૃથ્વીરાજના લખેલા ચૌદ દોહરાથી પ્રતાપસિંહજી મહારાજને ચૌદસો રાજપૂતોની મદદ મળી. રાજસ્થાન-માં આ દોહરા અતિપ્રસિદ્ધ છે. આ ચૌદમાંના આઠ નીચે પ્રમાણે છેઃ—

**સોરઠા**—અકબર સમદ અથાહ, સૂરાપણ ભરિયો સુજલ;
મેવાડો તિણ માહિં, પોયણ ફૂલ પ્રતાપસી. ૧
અકબર એકણ બાર, દાગલકી સારી દુની;

" હિંદુઓની આશા અને શ્રદ્ધા હિંદુજાતિપરજ નિર્ભર છે. મહારાણા આ વખત એ સર્વનો ત્યાગ કરે છે. આપણા સરદારોમાં ધીરતા નથી, સ્ત્રીઓમાં સતીત્વ નથી; જો પ્રતાપસિંહ ન હોત તો બાદશાહ અકબર બધાને એક પંક્તિમાં લાવત. અમારી જાતિના બજારમાં અકબર એક વ્યાપારી છે, તેણે બધાને ખરીદી લીધા છે; કેવળ ઉદયસિંહના વીરપુત્રને તે આજસુધી ખરીદી શક્યો નથી. સર્વેએ ધીરજ ખોઇને નૌરોઝના બજારમાં પોતાનું અપમાન થતાં દીઠું છે.× કેવળ હમીરના* વંશજે આજસુધી તેવું અપમાન સહન

---

અણદાગલ અસવાર રહિયો, રાણ પ્રતાપસી. ૨
અકબર ઘોર અંધાર, ઉંઘાણા હિંદુ અવર;
જાગે જુગદાતાર, પોહરે રાણ પ્રતાપસી. ૩
હિંદુપતિ પરતાપ, પતિ રાખો હિંદુઆણરી;
સહે વિપત્તિ સંતાપ, સત્ય શપથ કર આપણી. ૪
ચૌથો ચિત્તોડાહ, બાંટો બાજંતી તણુ;
દીસે મેવાડાહ, તો શીર રાણ પ્રતાપસી. ૫
ચમ્પો ચિતોડાહ, પૌરસતણો પ્રતાપસી;
સોરભ અકબરશાહ, અડિયલ આ ભડિયા નહિ. ૬
પાતલ ખાગ પ્રમાણ, સાચી સાંગા હરતણી;
રહી સદાલગ રાણ, અકબર સૂં ઉભી અણી. ૭
**દોહા**—માઈ જણ અહડા જણા, જહડા રાણ પ્રતાપ;
અકબર સૂતો ઔઝકે, જાણ સિરાણે સાંપ. ૮
**સોરઠા**—રાઓ અકબરિયાહ, તેજ તિહારો તુરકડા;
નમ નમ નીસરિયાહ, રાણ વિના સહ રાવજી. ૯
સહ ગાવડિયે સાથ, યેકણ વાડે બાડિયાં;
રાણા ન માની નાથ, તોડે રાણ પ્રતાપસી. ૧૦
સોયો સો સંસાર, અસુરપ ઢોલે ઉપરે;
જાગે જગદાતાર, પોહરે રાણ પ્રતાપસી. ૧૧
**દોહા**—ધર વાંકી દિન પાંધરા, મરદ ન મૂકે માણ;
ઘણે નરિન્દા ઘેરિયા, રહે ગિરિન્દાં રાણ. ૧૨

× નૌરોઝનું બીજું નામ ખુશરોઝ અર્થાત્ આનંદનો દિવસ એવું છે.

* મહારાણા પ્રતાપસિંહ હમીરના વંશજ છે, એ વાત પ્રસિદ્ધ છે. કર્નલ ટૉડે હમીરનું રાજ્યારોહણ ૧૩૦૧ માં થયેલું જણાવ્યું છે, પણ આ વાત ખોટી છે. આ સાલ કરતાં ઓછામાં ઓછાં ૫૦ વર્ષ પછી હમીર ગાદીએ બેઠો હતો, જો કે કયી સાલમાં, તે નક્કી જણાયું નથી. અલ્લાઉદ્દીન ખિલજીનો હુમલો સહીહની ગણત્રી પ્રમાણે ૧૩૦૧

કર્યું નથી. દુનિયા પૂછે કે, પ્રતાપસિંહને કોનો આધાર છે? તો એજ ઉત્તર મળે છે કે, પુરુષાર્થ અને તલવારનોજ તેને આશ્રય છે; અને તેનાથીજ તે ક્ષત્રિયોના ગૌરવની રક્ષા કરે છે. બજારનો એ વેપારી કાંઇ હમેશાં જીવતો રહેવાનો નથી. એક દિવસ તે પણ જરૂર આ લોક છોડીને ચાલ્યો જશે. તે દિવસે સર્વે સ્વતંત્ર થયેલી જન્મભૂમિમાં રાજપૂત બીજ વાવવાને મહારાણા પ્રતાપસિંહ કને પહોંચશે, ત્યારેજ રાજપૂતોની પવિત્રતા ઉજ્જવલ થઇ શકશે. આ કારણથી સર્વે રાજપૂતો મહારાણાની તરફ એકીટસે જોઇ રહ્યા છે.”

પૃથ્વીરાજનાં ઉપલાં ઉત્સાહક વાકયોની અસર પ્રતાપસિંહપર વિજળીની ઝડપે થઈ. જાણે મૃત થયેલું શરીર જીવતું થયું હોય તે પ્રમાણે પ્રતાપસિંહનો દેહ ચૈતન્યથી છલકાઈ ઉઠયો. આ વાકયોથી તે પુનઃ પોતાના દેશની પ્રતિષ્ઠાને સજીવન કરવાને ઉત્તેજિત થયા. આ વાકયોએ હજારો રાજપૂતોની મંદ થયેલી નાડીઓમાં જીવન-રસ પૂર્યો અને તેઓ ‘હર હર મહાદેવ’ કરતા જન્મભૂમિને માટે પ્રાણવિસર્જન કરવાને પુનઃ ઉદ્યુક્ત થયા. અકબરની અધીનતા સ્વીકારવાના વિચારને પ્રતાપસિંહે હમેશને માટે તિલાંજલિ આપી; પણ તે અરણ્યસંકટથી અતિદુઃખિત થવા લાગ્યો. વર્ષાઋતુ હોવાથી પહાડોની ગુફાઓમાં રહેવું પણ કઠિન થઇ પડયું, ત્યારે તેમણે મરુભૂમિનો ત્યાગ કરી સિંધુ નદીને કિનારે જવાનો સંકલ્પ કર્યો. તેઓ પોતાના પરિવાર તેમજ થોડા વિશ્વાસુ રાજપૂતોને લઇ અરવલ્લી પર્વતપરથી ઉતરી મરુભૂમિના બિયબાન મેદાનમાં આવ્યા. આ વખતે પ્રતાપસિંહના મંત્રીએ પોતાના બાપદાદાએ સંગ્રહિત કરેલા ઘણા ધનને પ્રતાપસિંહના ચરણમાં મૂકી દીધું.* આ ધન એટલું

માં થયો હતો, એમ પૂરવાર થઇ ચૂકયું છે. ચિતોડમાં ચારે તરફ તવાઇ આવી પડી હોય તે વખતે ગાદીએ બેસવાનું સ્વપ્નું પણ આવી શકે નહિ.

( રાણા હમીરની ઉત્પત્તિ તથા ચરિત્રવિષેની જાણવા યોગ્ય રસિક હકીકત “**ભારતનાં સ્ત્રીરત્નો-ગ્રંથ ૨ જો**” એમાં આપેલી છે. )

* ચારણ રામનાથ રત્નુએ રાજસ્થાનના ઇતિહાસમાં લખ્યું છે કે, જયારે પ્રતાપસિંહ સિંધની સરહદપર પહોંચ્યા, ત્યારે ત્યાંના એક ગામના રહીશ ભામાશા નામના વણિકે ( કે જેના વડાએ અગાઉ કોઇ સમયપર ચિતોડમાં મંત્રીપણું કર્યું હતું ) પ્રતાપસિંહજીને પોતાના બાપદાદાઓએ

બધું હતું કે તેના વડે બાર વર્ષ સુધી પચીસ હજાર મનુષ્યોનું પોષણ થઈ શકે. મંત્રીની કૃતજ્ઞતાથી ઉત્સાહિત થઇને મહારાણા પુનઃ અભીષ્ટ કાર્યનાં સાધન એકઠાં કરવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. સઘળા અનુચરો પણ શીઘ્રતાથી આવીને એકઠા થયા. મહારાણા તેમને લઇને અરવલ્લી ઓળંગી બહાર પડયા. મુગલ સેનાપતિ શાહબાજખાં પોતાના લશ્કર સાથે દેવીર નામના સ્થાનમાં રહેતો હતો. પ્રતાપસિંહે શીઘ્રતાથી આવી બાદશાહી ફોજને છિન્નભિન્ન કરી નાખી. દેવીરના યુદ્ધમાં પ્રતાપસિંહની સંપૂર્ણ ફતેહ થઈ. ધીમે ધીમે કમલમેર અને ઉદયપુર પણ મહારાણાના કબજામાં આવ્યાં. આખરે ચિતોડ, મંડલગઢ અને અજમેરસિવાય આખા મેવાડ દેશમાં મહારાણા પ્રતાપસિંહજીની આણ ફરવા લાગી. પ્રતાપસિંહના આ વિજયની વાત ખુદ અકબરશાહને કાને પણ પડી હતી. પરાક્રમી પાદશાહે દશ વર્ષનો લાંબો સમય, પુષ્કળ ધન અને મોટી સેનાની ખરાબી કરીને મેવાડમાં જે જિત મેળવી હતી તેને પ્રતાપસિંહે ફકત દેવીરના યુદ્ધમાં હારના રૂપમાં ફેરવી નાખી હતી. આ ઘટના બન્યા પછી ફરી બાદશાહી સેના મેવાડમાં આવી નહિ. મહારાજ પ્રતાપસિંહની વિજયલક્ષ્મી અચલ રહી; પરંતુ આ પ્રકારે વિજય થવા છતાં પણ મહારાણા જીવનની અંતિમ દશામાં શાંતિ પામી શકયા નહિ. પહાડના શિખરપર ચઢતાં તેમની દૃષ્ટિ ચિતોડના કિલ્લાની દિવાલપર પડતી હતી, ત્યારે તેઓ ઘણા ચિંતાગ્રસ્ત થઇ જતા હતા. જે ચિતોડમાં બાપ્પારાવળ રહેતા હતા, જે ચિતોડમાં રાજપૂતકુળગૌરવ સમરસિંહે પોતાના દેશની સ્વતંત્રતા જાળવવા માટે દૃષદ્વતી નદીના કિનારાપર પૃથ્વીરાજને મદદ કરવા માટે રણમાં જવા સમરવેષ સજયો હતો, જે ચિતોડની સ્વતંત્રતામાટે બાદલ, જયમલ્લ અને પુત્ત, એ ત્રણેએ રણભૂમિમાં હસતાં હસતાં પ્રાણ સમર્પ્યા હતા, તેજ ચિતોડ આજે ઉજ્જડ શ્મશાનવત્ થઇ રહ્યું છે! આજે તેજ ચિતોડમાં અંધકાર ફેલાઇ રહ્યો છે! અને તેજ ચિતોડ આજે ચૈત-

---

ઉપાર્જિત કરેલું સમસ્ત દ્રવ્ય એમ કહી સોંપી દીધું કે "આ દ્રવ્ય મહારાજનુંજ છે અને મહારાજનાજ કામમાં આવે તો સારૂં. મને એટલા બધા દ્રવ્યની કાંઇ પણ આવશ્યકતા નથી."

કર્નલ ટૉડ લખે છે કે "એ દ્રવ્ય એટલું બધું હતું કે થોડો ઉમેરો કરી પ્રતાપસિંહ પચીસ હજારમનુષ્યોનું બાર વર્ષ સુધી પોષણ કરી શકે. ધન્ય છે આ વણિકને! એનું નામ રાજસ્થાનના ઇતિહાસમાં ચિરસ્થાયી રહેશે."

ન્યરહિત બની ગયું છે! મહારાણા પ્રતાપસિંહને આવાજ વિચાર-તરંગો વ્યાકુળ કરતા હતા અને એથીજ તેમનું હૃદય પ્રાયઃ ઘાયલ થઇ જતું હતું.

આ પ્રકારની હૃદયપીડાના ઘાવથી મહારાણા પ્રતાપસિંહ તરુણાવસ્થામાંજ મરણને કિનારે આવી પહોંચ્યા. તેમનું શરીર રોગોનું સંગ્રહસ્થાન બની ગયું. પ્રતાપસિંહ અને તેમના સરદારોએ વિપત્તિના વખતમાં પોતાનું રક્ષણ કરવાને માટે પેશોલા તલાવપર જે પર્ણકુટી બનાવી હતી, તેજ પર્ણકુટીમાં પ્રતાપસિંહનો શેષ સમય ગુજર્યો. પ્રતાપસિંહને પોતાના પુત્ર અમરસિંહનો કાંઇ ભરોસો નહોતો. તે જાણતા હતા કે, કુમાર અમરસિંહ શોખીન નવયુવક છે. રાજ્યનું સંરક્ષણ કરવાનો ભાર તે સહન કરી શકશે નહિ. પુત્રનો વિલાસપર પ્રેમ જોઇને પિતાના હૃદયમાં ઘણું દુઃખ થતું હતું. અંતસમયે પણ તેમની એ પીડા દૂર થઇ નહિ. આજ દુઃખને લીધે મહારાણાના પાછલા દિવસો ઘણી ચિંતાતુર દશામાં પસાર થયા હતા. તેમનો શ્વાસ રૂંધાતો જોઇ એક સરદારે મહારાણાને પ્રશ્ન કર્યો કે "આપને એવું તે શું કષ્ટ છે કે જેથી આપ હમેશાં ચિંતાતુર રહ્યા કરો છો અને બોલી પણ શકતા નથી?" મહારાણાએ મહાકષ્ટથી પીડિત થઇ ઉત્તર આપ્યો કે "આપણો દેશ યવનોના હાથમાં ન જવા દઇએ, એવી કોઇ રાજપૂતની પ્રતિજ્ઞા સાંભળવાની આશાથી ઘોર દુઃખ સહન કરવા છતાં પણ મારો દમ નીકળી જવામાં વિલંબ થાય છે." આટલું કહી તેમણે પર્ણકુટીની તરફ નજર ફેરવી કહ્યું કે "સંભવ છે કે, આ જગાપર ઘણા પૈસા ખર્ચાઇ મહેલ બંધાય અને જે મેવાડની સ્વાધીનતાને માટે મેં આટલું બધું કષ્ટ સહન કર્યું છે તે મેવાડની સ્વાધીનતા એ પર્ણકુટીની સાથે સાથેજ વિલુપ્ત થાય તો તેમાં જરાએ આશ્ચર્ય નથી." મહારાણાના ઉપલા શબ્દો સાંભળી સર્વે સરદારોએ સોગંદ ખાઇને કહ્યું કે "જ્યાંસુધી મેવાડ સ્વાધીન ન થાય, ત્યાંસુધી એક પણ મહેલ બંધાવવામાં આવશે નહિ." આટલું સાંભળી મહારાણાને ધૈર્ય આવ્યું. બૂઝાઇ જતા દીપકની માફક તેમનું મુખમંડલ એક વાર પ્રકાશિત થયું અને મેવાડ પોતાની સ્વાધીનતાની રક્ષા કરશે, એ શબ્દોનું રટણ કરતાં શાંતિથી પ્રભુને શરણ થયા.

આ રીતે પ્રતાપસિંહે ૧૫૯૭ ની સાલમાં દેહ છોડયો. યદિ થિઉકીડિડિસ અથવા જેનોફન મેવાડમાં ઉત્પન્ન થયા

હોત તો 'પેલા પોનીસસનું'* યુદ્ધ અથવા 'દશ સહસ્રનું પ્રત્યાવર્તન'× કદી પણ આ રાજપૂતકુલશિરોમણિના વીર કાર્યથી અધિક સુંદર રીતે ઇતિહાસમાં લખી શકાત નહિ. કોઇને પણ ન નમતાં, અપ્રતિમ વીરતા, અવિચલ દૃઢતા અને અપૂર્વ ઉત્સાહની સાથે મહારાણા પ્રતાપસિંહે ઘણા વખત સુધી પ્રબળ, પરાક્રમી અને સર્વસાધનસંપન્ન બાદશાહની સાથે લડાઇ કરી અને વૈર રાખ્યું.આજ કારણથી આજપર્યંત મહારાણા પ્રતાપસિંહજી પ્રત્યેક રાજપૂતના હૃદયમાં અધિષ્ઠાતા દેવતાસમાન વિરાજમાન થયા છે. જ્યાંસુધી રાજપૂતોના હૃદયમાં દેશભક્તિ રહેશે, ત્યાંસુધી પ્રતાપ-સિંહજીપ્રત્યેના તેમના પ્રેમમાં જરા પણ ન્યૂનતા આવશે નહિ.

પ્રતાપસિંહે પોતાના દેશના સંરક્ષણને માટે—પ્રબળ શત્રુના હાથથી માતૃભૂમિનું રક્ષણ કરવાને માટે, જે જે મોટાં મોટાં કાર્યો સિદ્ધ કર્યાં છે તેની કથા ચિરકાલપર્યંત રાજસ્થાનના ઇતિહાસમાં સુવર્ણના અક્ષરોથી અંકિત થઇ રહેશે. આ વાતને સેંકડો વર્ષ વીતી ગયાં છે, તોપણ આજસુધી રાજપૂતાનાવાસીઓ પ્રતાપસિંહ-જીની કથા જાણે કાલે બની હોય તેવી રીતે સ્મરણમાં તાજી રાખે છે. ગત પુરુષોની વીરકથાઓ કહેતી વખત રાજપૂતોનાં હૃદય ઉ-લ્લાસથી ભરપૂર થઇ જાય છે, તેમની નસોમાં વેગથી લોહી દોડવા લાગે છે અને નેત્રોથી અશ્રુની ધારા વહે છે. વાસ્તવિક રીતે પ્રતાપ-સિંહે કરેલાં કામો રાજસ્થાનના ગૌરવ અને મહિમાનું કારણ છે.

---

* યૂનાન દેશમાં સ્પાર્ટા અને એથીના બે નગર છે. એથીનાએ ફારસની સાથે યુદ્ધ કરી ઘણી પ્રસિદ્ધિ મેળવી હતી. સ્પર્ધાથી ઉશ્કે-રાઇ સ્પાર્ટાએ લડાઇનો સરંજામ એકઠો કરી એથીનાની સાથે ત્રણ વાર લડાઇ કરી હતી. આ લડાઈ 'પેલા પોનીસસના યુદ્ધ' ને નામે પ્રસિદ્ધ છે. પ્રખ્યાત ઇતિહાસકર થિઉક્રીડિડિસે તેનું વર્ણન ઘણા વિસ્તારથી કર્યું છે.

× ફારસના પાદશાહ બીજા ડારાયુસના મરણ પછી તેનો પુત્ર અર્તક્ષત્ર ગાદી ઉપર બેઠો; પણ અર્તક્ષત્રનો ભાઈ કાઇરસ દશસહસ્ર ગ્રીક સેના લઇને તેનાપર ચઢયો. ઇ. સ. પૂર્વે ૪૦૧ માં કાઇરસ યુદ્ધમાં માર્યો ગયો; અને ગ્રીક સેનાપતિ જેનોફન પોતાની સેનાના પરાક્રમ અને કૌશલ્યથી યૂનાનમાં પાછો આવ્યો. આને 'દશસહસ્રનું પ્રત્યાવર્તન' કહેવામાં આવે છે, ગ્રીસના સેનાપતિ અને ઇતિહાસકાર જેનોફને આ બનાવનું વર્ણન અતિ સ્પષ્ટ રીતે કર્યું છે.

અન્ય કોઇપણ પુરુષે રાજકુળમાં જન્મી, સર્વ પ્રકારની સંપત્તિ-
ઓના સ્વામી થઇ, પ્રતાપસિંહના જેવું સંકટ વેઠયું નથી. કોઇએ
પણ દેશહિતૈષિતાના આવેશમાં અને સ્તંત્રતાનું રક્ષણ કરવાને
માટે વનેવન અને જંગલે જંગલ ભટકી, પહાડ અને ગુફાઓમાં
નિવાસ કરી, ભૂખ–તરસ વેઠી, વ્યાઘ્ર અને સિંહનો ભય સહન
કરી, ઉંઘ ખોઇ, ઉજાગરા કરી, પ્રતાપસિંહના જેટલું દુઃખ ભો-
ગવ્યું નથી. અરવલ્લી પર્વતની સર્વે ગુફાઓ પ્રતાપસિંહના ગૌ-
રવનું સ્મરણ કરાવે છે. આ ગૌરવનો વિજયસ્તંભ ચિરકાલપર્યંત
ઉંચો ઉભો રહી રાજપૂતાનાના મહિમાને પ્રકાશિત કરતો રહેશે.
ભારત મહાસાગરના સંપૂર્ણ જળમાં પણ તે ડૂબી શકશે નહિ,
તેમ હિમાલયના સર્વથી ઉચ્ચ શિખરના પડવાથી પણ તે કદી ચૂર્ણ
થઈ શકશે નહિ.





# ૪—પુરોહિતનો આત્મત્યાગ

અમે આ સ્થળે જે દૃષ્ટાંત આપીએ છીએ તેવાં દૃષ્ટાંતો જગતના ઇતિહાસમાં વિરલજ નીકળી આવશે. જો ઇતિહાસ તરફ દૃષ્ટિ નાખી પૂછવામાં આવે કે "પૃથ્વીની કયી જાતિએ ઘણી શતાબ્દીઓ સુધી અત્યાચાર સહન કરવા છતાં પણ પોતાની સભ્યતા અને ગૌરવનું રક્ષણ કર્યું છે?" તો નિઃસંદેહ એવોજ જવાબ મળશે કે, મેવાડના રાજપૂતોજ તે અદ્વિતીય જાતિ છે. યુદ્ધપર યુદ્ધ કરીને મેવાડે સર્વસ્વ ગુમાવ્યું હશે, મહાન મહાન વીરોને સમરક્ષેત્રમાં સૂવાડયા હશે,તલવારોના ઘા ખાઇ ખાઇને રાજપૂતોનાં શરીર જીર્ણ થયાં હશે; પણ તેણે કદી કોઈની આગળ માથું નમાવ્યું નથી. ફક્ત મેવાડના રાજપૂતોજ અત્યાચાર અને દુરાચાર સહન કર્યા છતાં પણ વિજયી મુસલમાનોની આગળ દીન વચને બોલ્યા નથી. તેમણે વિજેતા જાતિની સાથે ભળી જઇને પોતાની જાતિના ગૌરવને તિલાંજલિ આપી નથી.

રોમનોએ જ્યારે બ્રીટનોને જીત્યા, ત્યારે બ્રીટનો રોમનોની સાથે ભળી ગયા હતા; પરંતુ મેવાડના રાજપૂતોએ વિજેતાની સાથે ભળીને પોતાની જાતીય પવિત્રતાને કલંક લગાડયું નથી. તેઓ ઘણી વાર પોતાની ભૂમિ અને દ્રવ્યાદિ ગુમાવી બેઠા હતા, પણ તેમણે પોતાનો પવિત્ર ધર્મ અને પવિત્ર આચાર કદી છોડયો નહોતો. એ વીરભૂમિ ઘણી વાર શત્રુઓના હાથમાં ગઇ,પણ એના વીરપુત્રોએ પોતાની પ્રતિષ્ઠાને કલંક લાગવા દીધું નથી. તેમણે સ્વતંત્રતાનું રક્ષણ કરવાને માટે યુદ્ધમાં જવાને કદી પાછી પાની કરી નથી. મેવાડની વીરનારીઓ રણભૂમિમાં કપાઇ ગઇ, ચિતામાં બળીને ખાખ થઇ; પરંતુ પરધર્મીઓના હાથમાં જઇ પોતાની પવિત્રતાને તેમણે કલંક લગાડયું નથી. મેવાડના વીરપુત્રો સંગ્રામમાં કપાઇને ચિરકાલની શય્યામાં સૂતા, પણ તેમણે સ્વાધીનતાને તિલાંજલિ આપી નથી. મેવાડની ધાત્રીએ પોતાના પ્રાણથી પ્યારા પુત્રને નિષ્ઠુર ઘાતકના હાથની તલવારના મુખમાં મૂકી

દીધો; પરંતુ પોતાના પાલકના વંશની રક્ષા કરવામાં પરાઙ્મુખ ન બની. મેવાડના અધિપતિએ પોતાના પુત્રના સંહારકને શાબાશી આપી, પણ પવિત્ર ન્યાયને કલંક લગાડયું નહિ. મેવાડના કુલપુરોહિતે રાજવંશના મંગળને માટે પોતાનો પ્રાણ પ્રસન્નતાથી છોડયો, પરંતુ કર્તવ્યપરાયણતાથી વિમુખ ન થયો. જે વાતનું દૃષ્ટાંત બીજા દેશમાં ન જડે, તેવું દૃષ્ટાંત મેવાડના ઇતિહાસમાં જડી આવે છે.

કુલપુરોહિતના અપૂર્વ આત્મત્યાગની કથા અકથનીય મહિમાથી ભરેલી છે. જો સંસારમાં કોઈ નિઃસ્વાર્થ ભાવ હોય તો તેની જીવિત મૂર્તિ આ પુરોહિતજી થઈ ગયા છે. જો ઉદારતા જેવી કોઇ વસ્તુ હોય તો તેનું અપૂર્વ સ્વરૂપ પુરોહિતજી પોતેજ હતા. વાસ્તવમાં આત્મત્યાગના ગૌરવની ભૂમિ મેવાડજ છે, પૃથ્વીનો બીજો કોઇ પણ દેશ આત્મત્યાગના વિષયમાં મેવાડની બરોબરી કરી શકે એમ નથી. પોતાનો પ્રાણ આપી પારકાના જીવનનું રક્ષણ કરવું, એ ખરેખર અલૌકિક કાર્ય છે. મેવાડના પુરોહિત એવું અલૌકિક કાર્ય કરી પોતાની અક્ષય કીર્તિ મૂકી ગયા છે. આ નાશવંત જગતમાં સર્વ વસ્તુ અસ્થિર છે, વિજળીના ચમકારા જેવી છે, ફક્ત કીર્તિ એજ અમર છે. પુરોહિતજી જે કીર્તિ મેળવી ગયા છે તે અતુલનીય છે.

સોળમી શતાબ્દીના અંતિમ ભાગમાં એક દિવસ બે ક્ષત્રિયકુમાર જંગલમાં શિકાર કરતા હતા. આ બંને યુવાન કુમારના ચહેરામાં કાંઈ ભેદ પ્રતીત થતો નહોતો. બંનેના શરીરમાં વીરતાનો પ્રકાશ ચમકી રહ્યો હતો; બંને શરીરે મજબૂત, સૌંદર્યસંપન્ન અને તેજસ્વી હતા. તેમના મુખપરની શોભા અલૌકિક હતી, તેઓ તેમની આટલી ઉંમરમાં કોઇ દિવસ અરસપરસ લડયા નહોતા, બંને વચ્ચે અપૂર્વ પ્રેમ હતો; પરંતુ જ્યાંસુધી ઈર્ષ્યા નથી હોતી ત્યાંસુધીજ પ્રેમ નભે છે. આ બંને કુમારો વચ્ચે ઈર્ષ્યા કેમ ઉત્પન્ન થઇ તેનું વર્ણન પાછળ આવે છે.

આ બંને કુમારો મેવાડના રાજા ઉદયસિંહના પુત્રો હતા. એકનું નામ પ્રતાપસિંહ અને બીજાનું નામ શક્તિસિંહ. પ્રતાપસિંહે પોતાનું અનુપમ શૌર્ય અને ઉત્કટ સ્વદેશભક્તિ બતાવી પોતાનું નામ પવિત્ર કીર્તિ સાથે જોડયું છે. શક્તિસિંહે પોતાના જાતિબંધુઓના રક્તથી પોતાના વેરને તૃપ્ત કર્યું છે. એક જાતિને

ભૂષણરૂપ છે; બીજો દૂષણરૂપ છે. આ બન્ને વીર બંધુઓની વચ્ચે આજે વિરોધનો અગ્નિ સળગી ઉઠયો. જે વીરતા અને તેજસ્વિતા એકઠી થઈને આજસુધી મેવાડનું ગૌરવ ટકાવી રહી હતી, તેજ આજે વિભક્ત થઈને મેવાડની શક્તિનો વ્યય કરવા તૈયાર થઇ છે.

પ્રતાપસિંહ ઉદયસિંહના વડા પુત્ર હોવાથી મેવાડની ગાદી તેમનેજ મળી હતી અને શક્તિસિંહ પોતાના બંધુના આશ્રય નીચેજ રહેતો હતો. તેજસ્વિતા અને કઠોરતામાં શક્તિસિંહ પણ કાંઈ ઓછો નહોતો. એક દિવસ એક નવી તલવાર આવી; તેની પરીક્ષા કરવાને માટે સૂતરના તાર એકઠા કરી તે કાપી જોવાનો ઠરાવ થયો. પાંચ વરસનો બાળક શક્તિસિંહ પાસેજ બેઠેલો હતો. તે ગંભીરતાથી બોલ્યો કે "જે તલવારનો ઉપયોગ આગળ માંસ અને હાડકાંપર થવાનો છે, તેની પરીક્ષા સૂતરપર અજમાવીને શું કરવી?" એમ કહીને તે ઉઠયો અને તે તલવાર પોતાના હાથમાં લઇ પોતાની ટચલી આંગળીપર ટચ દઇને ઘા કર્યો! પાંચ વર્ષની ઉંમરે જે આવું અદ્વિતીય સાહસ બતાવે, તે મોટી ઉંમરે વીર નીપજે તેમાં શી નવાઈ?

પોતાના વડાભાઈપર શક્તિસિંહ મનમાં પુષ્કળ ઇર્ષ્યા રાખતો હતો. પ્રતાપસિંહ આ તેનો અદેખો સ્વભાવ જાણતા હતા, તેથી તેમને તેનાપર બહુ ક્રોધ છુટયો હતો. આ બન્ને ભાઇઓ વચ્ચે ધીમે ધીમે ઈર્ષ્યા વધવા લાગી અને અમે વર્ણન કરીએ છીએ તે સમયે કાંઇક નજીવા કારણથી બન્નેવચ્ચે એટલો દ્વેષ વધી ગયો કે બન્ને ભાઇઓ સામસામી તલવાર લઇને એકબીજાનો પ્રાણ લેવા તત્પર થઈ ગયા.

પ્રતાપસિંહે ક્રોધથી કહ્યું "આજે કાં તો તું નહિ કે કાં તો હું નહિ. હમેશાં કલેશ ચાલે તેના કરતાં તેનો એક દિવસમાંજ નીવેડો આવી જાય તે સારો." આથી શક્તિસિંહ બોલ્યો "વિલંબ શો છે? હું પણ તૈયારજ છું."

બન્ને ભાઇઓ વચ્ચે દ્વંદ્વયુદ્ધ ચાલવા માંડયું. ચળકતી તલવારો ઉછળવા લાગી. બન્ને ઉસ્તાદ પટ્ટાબાજ હતા, કોઇ કોઇથી હારે એવો નહોતો. ગરમાગરમ તકરાર ચાલે છે,એટલામાંજ પુરોહિતજી ત્યાં આવી પહોંચ્યા અને મેવાડના રાજકુળનો નાશ નજીકમાં આવેલો જોઇ તેઓ આજીજી કરતા વચ્ચે પડ્યા. તેઓ ગંભીર

સ્વરે બોલ્યા "મહારાજ! આ ક્રીડાભૂમિ છે, સમરક્ષેત્ર નથી—વાસ્તવિક યુદ્ધ કરવાનું સ્થાન નથી. ભાઈ ભાઇની સાથે યુદ્ધ કરે એ સાચા ક્ષત્રિયોને શોભારૂપ નથી, પણ કલંકરૂપ છે; માટે લડાઇ બંધ કરો. તમારા તીખા ભાલા શત્રુઓની છાતીમાં પ્રવેશ કરે અને તમારી તેજસ્વી તલવાર દુશ્મનોના લોહીથી રંગાય તેમાં તમારા કુળની શોભા છે; પરસ્પર લડી મરવામાં શોભા નથી. કુળની મર્યાદા નષ્ટ ન કરો. ભાઇના લોહીથી અસિને અપવિત્ર કરવી ઉચિત નથી."

પરંતુ પુરોહિતનાં આ વચનોની કાંઇ અસર થઇ નહિ. બન્ને ભાઇઓ તેમના કહેવાથી પાછા હઠયા નહિ. આવી સ્થિતિ જોઇ પુરોહિત મહાઘોર વિચારમાં પડયા. થોડી વારમાં તેમણે પોતાના હાથમાં જે છેલ્લો ઉપાય હતો તે અજમાવ્યો. પોતાની બગલમાંથી એક કટાર કાઢી તેમણે પોતાની છાતીમાં ઘોંચી દીધી. લોહીનો ફુવારો છુટવા લાગ્યો અને પુરોહિત મડદું થઇને ભૂમિપર પડયા. મેવાડના રાજગોરે આ પ્રમાણે રાજકુમારોના પ્રાણની રક્ષાને માટે પ્રસન્નમુખે પોતાના પ્રાણની આહુતિ આપી!

પ્રતાપસિંહ અને શક્તિસિંહ આ હૃદયભેદક બનાવ જોઇ દયા અને અનુકંપાથી સ્તબ્ધ થઈ ગયા. બન્નેના હાથમાંથી તલવારો સરી પડી અને દ્વંદ્વયુદ્ધ બંધ પડ્યું. મહાન આત્મત્યાગે પોતાનું મહાન કાર્ય સિદ્ધ કર્યું. પ્રતાપસિંહે પોતાનો હાથ ઉંચો કરી શક્તિસિંહને પોતાના રાજ્યમાંથી નીકળી જવાની આજ્ઞા કરી. શક્તિસિંહે વડા ભાઈની આજ્ઞા માન્ય કરી મેવાડનો ત્યાગ કર્યો અને તે દિલ્હી જઇ અકબરશાહને મળ્યો. ત્યાં તેણે પોતાના ભાઈને હર પ્રકારે હેરાન કરવાને અકબરશાહને ઉત્તેજિત કર્યો હતો; પરંતુ પુનઃ એક વાર તેનો બંધુપ્રેમ ઉભરી આવ્યો અને તેણે પ્રતાપસિંહનો હલદીઘાટના યુદ્ધસમયે મેળાપ કર્યો હતો. આ વખતે બંને ભાઇઓએ પ્રેમથી એકબીજાને આલિંગન દીધાં હતાં.





# ૫—બાળક બાદલસિંહની વીરતા

તેરમી શતાબ્દીમાં અલ્લાઉદ્દીન ખિલજીએ જે વખતે ચિતોડને ઘેરો ઘાલ્યો હતો અને જે સમયે ચિતોડના બાળરાજા લક્ષ્મણસિંહના કાકા ભીમસિંહે પોતાના ભત્રીજાના રાજ્યનું સંરક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી, તે સમયે એક વીરબાળકે અસાધારણ વીરતા બતાવી હતી. આ બાળકે પોતાના દેશના ગૌરવને વધારવાને માટે નિર્ભયતાની સાથે રણભૂમિમાં આવી શત્રુસેનાને નષ્ટ-ભ્રષ્ટ કરી નાખી હતી. આ વીર બાળકની વીરતા કવિઓની રસમયી કવિતા અને ઇતિહાસકારોનાં સુંદર વર્ણનોમાં ગ્રથિત થવાને યોગ્ય છે.

જુલ્મી પઠાણો વીરભૂમિમાં આવી પહોંચ્યા છે અને ભીમસિંહની પત્નીનું પાતિવ્રત્ય નષ્ટ કરવાને માટે પ્રયત્ન કરી રહ્યા છે. પઠાણ બાદશાહ પદ્મિનીના રૂપ–લાવણ્યથી મોહિત થઇ ગયો છે, તેના અલૌકિક ગુણોનું વર્ણન સાંભળીને પોતાના દેહનું ભાન ભૂલી ગયો છે. આ મોહથી ઉત્તેજિત થઇ તે ચિતોડને જીતી લેવાનો ઉદ્યોગ કરી રહ્યો છે–અકલંકિત રાજપૂતકુળમાં કલંકનો કાળો ડાઘ લગાડવાને મહેનત કરી રહ્યો છે; પરંતુ તેની આશા સફળ થઇ નહિ. ત્યારે આખરે તેણે એમ જણાવ્યું કે "જો મને રાણી પદ્મિનીનું મુખ જોવા દેશો, તો હું તમારૂં ચિતોડ તમારા કબજામાં રહેવા દઇશ."

રાજપૂતોએ દર્પણમાં પડતી છબી જોવા દેવાની કબૂલાત આપી અને અલ્લાઉદ્દીને પણ આ વાતનો સ્વીકાર કર્યો. બંધુભાવથી ચિતોડના રાજમહેલમાં આવી તેણે આરસીમાં પદ્મિનીનું પ્રતિબિંબ જોયું કે તરત તેને તો હરખસન્નિપાત થઇ આવ્યો. માત્ર એક ક્ષણ વાર પદ્મિનીનું રૂપ જોતાં તેનું મન હાથમાં રહ્યું નહિ. આપેલો કોલ પૂરો થયો, પણ તેથી અલ્લાઉદ્દીનની તૃષા છીપી નહિ.

અલ્લાઉદ્દીન કૃત્રિમ બંધુભાવ બતાવી ભીમસીંહને ચિતોડદુર્ગની બહાર લઇ ગયો. સરળ સ્વભાવનો ભોળો રાજપૂત પઠાણ બાદશાહની લુચ્ચાઇ સમજ્યા વિના ગુપચુપ તેની સાથે ગયો. અલ્લાઉદ્દીને આ તકનો લાભ લઇ ભીમસિંહને કેદ કર્યો અને જ્યાંસુધી પદ્મિનીને પોતાના કબજામાં ન આપે, ત્યાંસુધી તેને છોડવામાં આવશે નહિ, એવું ખુલ્લેખુલ્લું જણાવી દીધું.

પરાક્રમી ભીમસિંહ શત્રુના કબજામાં જઇ પડયો છે, પઠાણોએ પવિત્ર કુળને ભ્રષ્ટ કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી છે, ચિતોડના સર્વ લોકો ચિંતાતુર થઇ રહ્યા છે; પરંતુ રાજપૂત વીરો ઝાઝો વખત ચિંતાગ્રસ્ત રહેતા નથી. તેમણે તરતજ ભીમસિંહને છોડાવવાનો દૃઢ સંકલ્પ કર્યો. પ્રસિદ્ધ રાજપૂતવીરની પ્રાણપ્રિયા શું યવનના હાથમાં જશે? પઠાણ લોકો શું તિરસ્કારપૂર્વક આર્યકુળનું ગૌરવ નષ્ટ કરશે? આ વિચારોથી રાજપૂતોનું લોહી ઉકળી આવ્યું. આવા સંકટના સમયે બાર વરસના વીર બાળક બાદલસિંહે ભીમસિંહને છોડાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી અને પોતાના લશ્કરની આગેવાની લીધી; અને તેનો બીજો કાકો ગૌરસિંહ પણ પોતાના ભત્રીજાની સાથે સામેલ થયો.

ભીમસિંહને કેદી કરી અલ્લાઉદ્દીન પ્રસન્નચિત્તથી બેઠો હતો એવામાં તેને ખબર મળી કે, ચિતોડની રાણી પદ્મિની ઘણી દાસીઓને પોતાની સાથે લઇને બાદશાહની મુલાકાત કરવાને માટે આવે છે. આ ખબર સાંભળીને બાદશાહના આનંદનો પાર રહ્યો નહિ. તે પોતાના મનમાં હજારો પ્રકારનાં આનંદસ્વપ્નો જોવા લાગ્યો. એકની પાછળ એક એમ કરતી સાતસેં પાલખીઓ જોતજોતામાં બાદશાહની છાવણીમાં આવી પહોંચી. આ સઘળી પાલખીઓમાં સ્ત્રીને બદલે વીર પુરુષો બેઠા હતા. સારી તક જોઇ તેઓ પાલખીમાંથી કૂદી બહાર પડયા અને પઠાણસેનામાં ઘૂસ્યા. થોડી મિનિટમાં રાજપૂતો અને પઠાણો વચ્ચે ઘોર સંગ્રામ ચાલવા માંડયો. બાદલસિંહ રાજપૂતોનો નેતા બની અસીમ શૌર્ય બતાવવા લાગ્યો. બાર વરસના વીર બાળકના અલૌકિક પરાક્રમથી શત્રુસેનાનો ઘણો સંહાર થયો. પઠાણ લોકો આ બાળકનું અદ્ભુત પરાક્રમ જોઇને આશ્ચર્યચકિત થયા. ગૌરસિંહ કાકા તો રણભૂમિમાં પડયા. બાદલસિંહ પોતાના કાકાનો દેહાંત થયેલો જોઇ નિરાશ થયો નહિ; પરંતુ બમણા ઉત્સાહથી ઘોડાને આગળ કરી શત્રુઓ-

નો વિધ્વંસ કરવા લાગ્યો. એક તરફ અલ્લાઉદ્દીનની કેળવાયેલી મહાસેના હતી અને બીજી તરફ માત્ર સો રાજપૂતો હતા. જે બાળક પોતાની માતાની ગોદમાં બેસવાને લાયક હતો, તે આજે ભયંકર રણભૂમિમાં અસ્ત્રશસ્ત્રોના ઘા ખમતો ચારે તરફ ઘૂમતો હતો. જેનું કોમળ શરીર અણખીલ્યા કમળની પેઠે લોકોનાં નયનોને આનંદ આપતું હતું તે આજે દુર્ભેદ્ય બખ્તર પહેરી તીક્ષ્ણ ઘા ખમતું કઠોર સ્વભાવના પ્રચંડ શત્રુઓની વચમાં અહીંથી તહીં દોડાદોડ કરી રહ્યું છે ! તેરમી શતાબ્દીમાં મેવાડની રણભૂમિમાં આ દૃશ્ય માલમ પડતું હતું. વીરબાળક યુદ્ધમાં અસાધારણ વીરતાનો પરિચય આપી રહ્યો હતો. આ પરાક્રમનું પરિણામ એ આવ્યું કે, અલ્લાઉદ્દીનના હાથમાંથી ભીમસિંહનો છૂટકારો થયો અને અલ્લાઉદ્દીનને પદ્મિનીની આશા છોડવી પડી. બાદલસિંહ ઘાયલ થઇને રુધિરથી તરબોળ થઇ સંકટભરેલી અવસ્થામાં ઘેર પહોંચ્યો, તેની માતાએ પોતાના પુત્રને અપૂર્વ પ્રેમથી ચુંબન કરીને પોતાની ગોદમાં દાબ્યો. વીરબાળકે પોતાના મૃત કાકા ગૌરસિંહના પરાક્રમની અદ્‌ભુત કથા કહી સંભળાવી. ગૌરસિંહની સ્ત્રી પોતાના પતિની પાછળ સતી થઇ. આ વીર બાળક બાદલસિંહે એવું પરાક્રમ બતાવ્યું છે કે કોટયવધિ વર્ષોસુધી તેનાં યશોગાન દેશ-પરદેશમાં ગવાશે.





# ૬—વીર યુવક રાઠોડ કુંભ

ઇ. સ. ૧૫૪૩ નું વર્ષ વ્યતીત થઈ ગયું છે. શેરશાહના પરાક્રમથી દિલ્હીનો પાદશાહ હુમાયુ હિંદ દેશ છોડીને ચાલ્યો ગયો છે. જે પુરુષ એક સમયે મણિમુક્તાઓથી સુસજ્જ થઇને દિલ્હીના સિંહાસનને શોભાયમાન કરી રહ્યો હતો, તેજ પુરુષની આજીવિકા હાલમાં અન્ય માણસની આપેલી રોટલીથી ચાલતી હતી. તેને પોતાની જાતને માટે,પોતાની પ્રાણપ્રિયાને માટે અને પ્રાણાધિક પુત્રને માટે જોઈતાં અન્નવસ્ત્રાદિકને માટે અન્ય માણસોના મુખ તરફ જોવું પડતું હતું. અખિલ ભરતખંડના સ્વામી અકબરનો પિતા એક વખત આવી મુશીબતમાં આવી પડયો હતો. જે માણસે પોતાના બાહુબળથી કાબૂલના પહાડી ભાગમાં અને ભરતખંડની વિશાળ ભૂમિમાં પોતાની વિજયપતાકા ઉરાડી હતી, તેણે મારવાડના એક નાના શહેરમાં સાધારણ બાંધણીના ઘરમાં જન્મ લીધો હતો અને પારકી સહાયથી જેમ તેમ પોતાનું બચપણ ગાળ્યું હતું.

શેરશાહ દિલ્હીના સિંહાસનપર બેઠો છે, મુગલવંશને બદલે સૂરવંશનું સામ્રાજ્ય સ્થાપિત થયું છે. અમીરઉમરાવ લોકો મુગલોને બદલે સૂરવંશીઓની આજ્ઞાનુસાર વર્તે છે. શેરશાહે પોતાની વીરતા અને તેજસ્વિતાથી હુમાયુને હિંદમાંથી હાંકી કાઢયો છે, પરંતુ તે સમસ્ત હિંદમાં પોતાનો અધિકાર સ્થાપિત કરી શકયો નહોતો. દિલ્હીના સિંહાસનપર બેસી તેણે પોતાનું રાજ્ય વધારવાનો સંકલ્પ કર્યો. વીરભૂમિ રાજપૂતાના ઉપર તેની દષ્ટિ પડી અને તેણે એંશી હજાર સૈનિકો લઈને મારવાડને ઘેરી લીધો.

મારવાડદેશ પ્રકૃતિની સુંદર શોભાથી અલંકૃત નથી; મનોહર વૃક્ષપલ્લવો અને હરિયાળી ભૂમિ ત્યાં દષ્ટિગોચર થતી નથી; ત્યાં તો વિશાળ રેતીનો સમુદ્રજ મારવાડના ભયાનક રૂપનો પરિચય કરાવે છે. શેરશાહે જ્યારે તે દેશપર આક્રમણ કર્યું, ત્યારે પરાક્રમી રાઠોડો અલૌકિક વીરતાથી મારવાડની આધીનતાનું રક્ષણ કરતા હતા. શેરશાહે આ દેશ તેમના હાથમાંથી ઝૂંટવી લેવાનો ઉદ્યોગ

કર્યો. દિલ્હીનો પાદશાહ એંશી હજાર સૈનિકોને લઇને મારવાડપર ચઢી આવે છે એવા સમાચાર જ્યારે મરુભૂમિમાં પ્રસર્યા, ત્યારે રાઠોડ લોકો પૂજ્ય જન્મભૂમિની સ્વાધીનતાનું રક્ષણ કરવાને માટે તૈયાર થવા લાગ્યા. જોતજોતામાં પ્રચંડ સૈન્ય એકત્રિત થઇ ગયું. મારવાડના મહારાજા માલદેવ પચાસ હજાર માણસોને લઇને દિલ્હીના પાદશાહનું અભિમાન તોડવાને માટે તૈયાર થયા.

પચાસહજાર રાઠોડોએ દિલ્હીનરેશનાં એંશી હજાર માણસોને પરાજિત કર્યાં અને મારવાડની વીરતાનું ગૌરવ અક્ષત રાખ્યું. હુમાયુના વિજેતાને મારુ વીરોની વીરતા આગળ મસ્તક નમાવવું પડયું. માલદેવની સેનાના વ્યૂહને તોડવાનું કાર્ય અસાધ્ય લાગવાથી શેરશાહ પાછા ફરવાનો ઉપાય શોધવા લાગ્યો; પરંતુ રાઠોડસેનાના યુદ્ધકૌશલ્ય આગળ તે કાર્ય પાર પડવાના સંભવ પણ ઓછા જણાયા. હવે ચતુર મુસલમાન પાદશાહે ચાલાકી વાપરી. આવી ચાલાકીથીજ ભારતવર્ષનું સર્વસ્વ નાશ પામ્યું છે. શાહબુદ્દીન ઘોરીની ચાલાકીથી પૃથ્વીરાજ દૃષદ્વતીને તીરે પરાજિત થયા, અલ્લાઉદ્દીનની ચાલાકીથી વિધાતાની અદ્‌ભુત રચના–પદ્મિનીનું સુંદર શરીર ભસ્મનો ઢગલો બની ગયું અને આ સમયે શેરશાહની ચાલાકીથી રાઠોડ લોકોની ભૂમિના સર્વનાશનું બીજારોપણ થયું. તેણે એક બનાવટી પત્ર બનાવ્યો અને તેમાં માલદેવના સર્વ સરદારોનાં નામ દાખલ કર્યાં. આ પત્રમાં એવા અર્થનું લખાણ કરવામાં આવ્યું હતું કે "અમો સર્વે સરદારો માલદેવથી અપ્રસન્ન છીએ અને તમારી સાથે મળી જવાને તૈયાર છીએ." હવે યુક્તિથી આ પત્ર માલવદેવના હાથમાં પહોંચાડવામાં આવ્યો. આ પત્ર વાંચી માલદેવ સ્તબ્ધ થઇ ગયા. તેમને પોતાના સરદારોપર અવિશ્વાસ આવ્યો અને સરદારોથી અલગ થઇ જવાને માટે તે પ્રયત્ન કરવા લાગ્યા. આ આકસ્મિક ઘટનાથી રાઠોડ સરદાર કુંભના હૃદયમાં અત્યંત દુઃખ થયું. કુંભે માલદેવને અનેક રીતે સમજાવ્યો; સનાતન ધર્મની સાક્ષીથી પોતાની સ્વામીભક્તિ અને દેશભક્તિ દર્શાવવાનો પ્રયત્ન કર્યો; દુષ્ટાત્મા શત્રુઓએ છળ કર્યો છે, એમ કહી પવિત્ર ક્ષત્રિયધર્મના રક્ષણને માટે બહુ આગ્રહ કર્યો; પરંતુ માલદેવે તેની એક પણ વાત ઉપર લક્ષ્ય આપ્યું નહિ. તેમનું હૃદય નિરાશારૂપી ઘોર અંધકારથી આવૃત થયું હતું. કુંભની સમજાવટથી પણ તેમના હૃદયમાં પ્રકાશરશ્મિ પ્રસરી શક્યાં

નહિ. આથી કુંભનું હૃદય ખિન્ન થયું. તેમનાં તેજસ્વી નેત્રોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો, તેજસ્વી ક્ષત્રિય વીરે ક્ષણવાર વિચાર કરી તરતજ સેનાને લઇ 'હર હર' કરી ચઢયો.

ઘોર સંગ્રામ થવા લાગ્યો. કુંભ માત્ર દશહજાર સૈનિકોને લઇને શત્રુના એંશી હજાર સૈનિકો ઉપર તૂટી પડયા. તેમના વિશાળ હૃદયમાં જરા પણ ભયનો સંચાર થયો નહિ. તેમના ઉજ્જવલ મુખમંડળપર જરા પણ નિસ્તેજતા છવાઈ નહિ. તેમના પરાક્રમી શત્રુએ તેમના પવિત્ર ચારિત્ર્યપર કલંકનો કાળો ડાઘ લગાડ્યો હતો તે ડાઘ તેઓ તેમનાજ રુધિરથી ધોઇ નાખવાને ઉદ્યત થયા. તેમણે રણક્ષેત્રમાં પ્રાણ અર્પીને પણ પોતાની કીર્તિ ઉજ્જવલ રાખવાની દૃઢ પ્રતિજ્ઞા કરી છે. ઘોર સંગ્રામમાં મહારાજ કુંભ અલૌકિક વીરતા બતાવવા લાગ્યા. શત્રુઓ તેમની તેજસ્વિતાની ગતિ રોકી શકયા નહિ. તેમના અનેક સૈનિકો રણક્ષેત્રમાં સૂવા લાગ્યા. શેરશાહને ભય પેદા થયો; તેને ચારે તરફ અંધકાર દેખાવા લાગ્યો. રાઠોડોના પરાક્રમના ભયથી તેનું કલેજું ધડકવા લાગ્યું. એટલામાં એક બીજી સેના તેને સહાય કરવાને આવી પહોંચી. પેલી તરફ કુંભ શત્રુઓની સેનાનો નાશ કરતા ચકિત થઈ ગયા હતા. એટલામાં નવી આવેલી સેનાએ તેમનાપર આક્રમણ કર્યું. પરાક્રમી રાઠોડ વીરો તેમની તે ગતિને રોકી શકયા તો નહિજ; પરંતુ તેમણે રણમાંથી નાસી જઇ કાયરપણું પણ બતાવ્યું નહિ. તેઓ પોતાની વીરતા બતાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી ચૂકયા હતા. એટલા માટે તુચ્છ પ્રાણોપર મમતા રાખીને તેમણે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નહિ. મારવાડની પવિત્ર ભૂમિમાં શત્રુઓના ભયાનક કોલાહલવડે આ તેજસ્વી વીરોએ પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી. કુંભ તથા તેમના અનુયાયીઓ ધીરતાપૂર્વક યુદ્ધ કરતા કરતા અનંત ધામમાં પહોંચ્યા અને અનંત કીર્તિના અધિકારી થયા. તેમના રાઠોડ સૈનિકોએ સમરક્ષેત્રમાં યુદ્ધ કરતાં કરતાં આ નાશવંત જગતમાંથી અમર કીર્તિ પ્રાપ્ત કરી અને વીરકીર્તિના મહિમાથી મારવાડ દેશ સદાને માટે અમ્મર થયો.

રાઠોડોની વીરતાથી શેરશાહ ચકિત થઇ યુદ્ધને અંતે મારવાડની રેતી તરફ જોઇને બોલ્યો હતો કે, માત્ર સ્વલ્પ લાભને માટે અત્યારે હું આખા ભારતની બાદશાહી ખોવાની અણીપર આવ્યો હતો.





# ૭–રાણા રાજસિંહનો રાજધર્મ

ઔરંગઝેબ દિલ્હીના તખ્તપર બેઠો છે; તેણે વિશ્વાસઘાત કરીને પોતાના માર્ગમાંના સર્વ કંટકોને દૂર કર્યા છે; તેનો વૃદ્ધ પિતા કારાગૃહમાં સડે છે; અને તેના ભાઇઓ જલ્લાદની તલવારથી નાશ પામ્યા છે. નિષ્ઠુર પાદશાહે દયાધર્મને તિલાંજલિ આપી પોતાના કુળનો નાશ કરી, સેવા કરવા યોગ્ય પિતાને કારાગૃહમાં પૂરી, ભારતવર્ષનું રાજતંત્ર પોતાના હાથમાં લીધું છે. આ પાદશાહની સામે બે હિંદુ વીરોએ શસ્ત્ર ઉપાડયાં હતાં. દક્ષિણમાં મરાઠા વીર શિવાજીએ હિંદુઓના ગૌરવનું રક્ષણ કર્યું અને મેવાડમાં રાણા રાજસિંહે અલૌકિક દૃઢતાપૂર્વક રાજધર્મ દર્શાવી આપ્યો.

ઔરંગઝેબ વિશાળ સામ્રાજ્યપર અધિકાર સ્થાપિત કરી હિંદુ લોકો પ્રતિ અતિ તિરસ્કાર દર્શાવવા લાગ્યો. તે જેવો ધર્માંધ હતો, તેવોજ સ્ત્રીલંપટ પણ હતો. તેણે રૂપનગરના રાજા વિક્રમ સોલંકીની લાવણ્યવતી પુત્રીની સાથે વિવાહ કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. આ રાજપૂત બાળાને રૂપનગરથી લાવવામાટે તેણે બે હજાર ઘોડેસ્વારો મોકલ્યા; પરંતુ તેજસ્વિની રાજપૂત કુમારિકા પાદશાહની ઇચ્છાને તાબે થઇ નહિ. તેણે 'વિધર્મી' પાદશાહની અર્ધાંગના બની પવિત્ર રાજપૂતકુળને ચિરકલંક લગાડવાનું પસંદ કર્યું નહિ. તેણે ઘૃણા અને ક્રોધસહિત દંભી પાદશાહને ઉચિત દંડ આપવાનો વિચાર કર્યો. રાણા રાજસિંહના અલૌકિક રાજગુણથી તે પરિચિત હતી અને તેણે તેનેજ વરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. આ પ્રસંગ પ્રાપ્ત થતાં તેણે રાજસિંહપર સંદેશો મોકલ્યો કે "શું રાજહંસિનીને સારસની સાથે રહેવું પડશે? જે રાજપૂત કુમારીના શરીરમાં પવિત્ર રુધિર વહે છે તે શું અણગમતા પુરુષને પોતાનો સ્વામી બનાવશે? જો આપ મારા કુળગૌરવની રક્ષા નહિ કરો, જો આર્ય ગૌરવ નષ્ટ થવા દેશો, જો શત્રુનો કઠોર હાથ આપણી પ્રાચીન મર્યાદાને ભ્રષ્ટ કરશે,

તો પ્રાતઃસ્મરણીય પદ્મિની આદિ નારીઓએ જે માર્ગનું અવલંબન કર્યું હતું, તે માર્ગનું અનુકરણ હું પણ કરીશ.”

રૂપનગરના પૂજ્ય રાજકુલપુરોહિતે રાણા રાજસિંહના દરબારમાં જઇને આ સંદેશો સંભળાવ્યો. રાજસિંહે રાજપૂતકુલમર્યાદાનું રક્ષણ કરવામાં ઉદાસીનતા જણાવી નહિ. તેઓ સાહસિક રાજપૂત યોદ્ધાઓનું એક દળ લઇને અરવલ્લીમાંથી નીકળી, રૂપનગરમાં ગયા. તેમનાં પરાક્રમ આગળ મુગલસેના પરાજિત થઈને નાસી ગઈ; તેજસ્વી ક્ષત્રિય વીર તેજસ્વિની ક્ષત્રિય બાળાને પોતાની રાજધાનીમાં લઇ આવ્યા. પ્રબળ પ્રતાપી મુગલ પાદશાહની સાથે શત્રુતા કરવા છતાં પણ મેવાડનું રાજ્ય અખંડ રહ્યું.

આ તરફ ઔરંગઝેબનો અત્યાચાર શાંત થયો નહિ. તેણે હિંદુઓને અધિકતર દુઃખ દેવાને માટે ‘જજીઆવેરો’ કાઢયો. આ કર કેવળ હિંદુઓનેજ આપવો પડતો હતો. પાદશાહના હુકમથી આમેરનો રાજા જયસિંહ પરાક્રમી શિવાજીને પાદાક્રાંત કરવાને માટે દક્ષિણમાં છાવણી નાખીને પડ્યો હતો; મારવાડાધિપતિ જશવંતસિંહને કાબૂલની ગરબડ શાંત પાડવાને માટે તે દેશમાં મોકલવામાં આવ્યા હતા. આ બન્ને રાજા મુગલ સામ્રાજ્યના મજબૂત આધારસ્તંભ હતા. મુગલ પાદશાહ આ રાજાઓની કાર્યકુશળતાને લીધે અનેક સંકટોમાંથી ઉગર્યો હતો. જજીઆવેરાને લીધે આ ઉભય રાજા મારી વિરુદ્ધ કાર્ય કરશે, એમ ધારી પાદશાહે તેમને ગુપ્ત રીતે વિષ આપી મારી નંખાવવાનો પ્રબંધ કર્યો અને આ બન્ને રાજા નીચ ઔરંગઝેબની કપટજાળના ભોગ થઇ પડ્યા. બંનેનું મૃત્યુ વિદેશમાં થયું. જશવંતસિંહની રાણી પોતાના બાળકુંવરને લઇને કાબૂલથી સ્વદેશ જતી રહી. મુગલપાદશાહે તેને કારાગૃહમાં નાખવાની આજ્ઞા કરી, પરંતુ તેના રક્ષક પરાક્રમી દુર્ગાદાસે પાદશાહની ઈચ્છા ફળીભૂત થવા દીધી નહિ. કેવળ અઢીસો સાહસિક રાજપૂતોએ મુસલમાનોનાં પાંચહજાર માણસોને પર્વતના ઘાટમાં ઘેરી લીધા અને રાણીને નિર્ભય સ્થાને પહોંચાડી દેવામાં આવી. રાજસિંહે જશવતસિંહની રાણી અને તેમના પુત્રનું સંરક્ષણ કર્યું; તેમની આજ્ઞાથી રાણી અને કુંવરને રહેવાને માટે એક ગુપ્તસ્થાન નિર્માણ કરવામાં આવ્યું અને મુગલ સૈનિકોનાં આક્રમણથી તેમનું રક્ષણ કરવાને માટે કેટલાક વીર રાજપૂતો નિયત કરવામાં આવ્યા. આ પ્રકારે રાજસિંહે ક્રૂર ઔરંગઝેબની સામે થઈ અનાથ બાળક

અને અનાથ રાણીનું સંરક્ષણ કર્યું.

ઔરંગઝેબે હિંદુઓપર જજીઆવેરો નાખ્યો તેટલામાટે રાણા રાજસિંહના હૃદયમાં અતિ દુઃખ થયું; તેમનાથી પવિત્ર હિંદુ જાતિનું અપમાન સહન થઇ શક્યું નહિ. તેમણે એકદમ પાદશાહના આ કાર્ય તરફ પોતાની નાપસંદગી બતાવી. તેમની નસોમાં જોરથી રક્ત વહેવા લાગ્યું. ક્ષોભ, ક્રોધ અને અપમાનના ડંખે તેમને વ્યાકુળ કરી મૂક્યા. તેમણે સમસ્ત હિંદુજાતિના તરફથી ઔરંગઝેબના ઉપર એક પત્ર લખી મોકલ્યો. આશય નીચે પ્રમાણે હતોઃ—

"મારા સાંભળવામાં આવ્યું છે કે, આપે આપના શુભેચ્છકની સામે યુદ્ધ કરવામાં ઘણું દ્રવ્ય વૃથા ખર્ચી નાખ્યું છે અને તેથી ખાલી થયેલા ખજાના ભરવાને માટે એક વિશેષ કર નાખવાની આજ્ઞા કરી છે. આપના સ્વર્ગસ્થ પૂર્વપુરુષ જલાલુદ્દીન અકબરે સમદર્શિતા અને દૃઢતાથી મુગલ શહેનશાહતને મજબૂત કરી હતી. એમની કારકીર્દિમાં સર્વ જાતિના લોકો સુખાનંદમાં રહેતા હતા. તેઓ મુસલમાન, હિંદુ કે કોઇ પણ જાતિના લોકોપર કૃપાદૃષ્ટિ રાખી તેમના પ્રત્યે ઉદાર વર્તન રાખતા હતા. આથી લોકો કૃતજ્ઞતાના આવેશમાં તેમને જગદ્‌ગુરુ સુદ્ધાં કહી ચૂક્યા છે.

સ્વર્ગવાસી નુરૂદ્દીન જહાંગીરે બાવીસ વર્ષપર્યંત ઉત્તમ પ્રકારે પ્રજાનું પાલન કર્યું હતું. વળી તેમણે મિત્રરાજાઓની ઉપર વિશ્વાસ રાખ્યો હતો, તેથી તેમને પ્રત્યે કાર્યમાં સફળતા મળી હતી.

પરમ પ્રતિષ્ઠિત શાહજહાને બત્રીસ વર્ષ સુધી ઉત્તમ પ્રકારે શાસન કરીને અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી છે.

આપના પૂર્વપુરુષોનાં કાર્યો આવાં લોકહિતકારી હતાં. તેઓ આવી ઉદાર નીતિથી વર્તતા હતા, તેથી તેઓ જ્યાં પગ મૂકતા હતા ત્યાં વિજયલક્ષ્મી અને સૌભાગ્યલક્ષ્મી તેમને વરતી હતી. તેમણે અનેક દેશો અને અનેક કિલ્લાઓ પોતાને સ્વાધીન કરી લીધા હતા; પરંતુ આપના સમયમાં અનેક દેશો મુગલસામ્રાજ્યમાંથી છૂટા પડી ગયા છે. હમણાં અત્યાચાર અને અવિચારની સોટી જોરથી ઘૂમવા લાગી છે. આથી ભવિષ્યમાં અનેક સ્થળો મુગલ સામ્રાજ્યમાંથી છૂટાં પડી જશે. આપની પ્રજા દુઃખી થાય છે. આપની શહેનશાહતનો પ્રત્યેક પ્રદેશ દરિદ્રતાના બોજાથી દબાઈગયો છે. જો રાજ્યનો સ્વામી ધનશૂન્ય થઇ જાય તો પછી પ્રજાની શી દશા થાય ?

સૈનિકોનાં હૃદય ઉંચા થયાં છે, વ્યાપારી લોકોને અનેક મુશ્ક-

ર્દમાઓ લડવા પડે છે, હિંદુઓ નિર્ધન થઇ ગયા છે અને સાધારણ લોકો રાત્રિ પડતાં સુધીમાં ભોજનની સામગ્રી એકઠી કરી શકતા નહિ હોવાથી નિરાશાથી ઉન્મત્ત થઇ કપાળમાં ટપલા મારે છે.

જે રાજા આવી દરિદ્ર પ્રજાને ભારે કરથી પીડિત કરવામાં પોતાની શકિતનો ઉપયોગ કરે છે તેનું ગૌરવ શી રીતે જળવાઇ શકે ? હાલમાં પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ સુધી, એવો હોકારો પડી રહ્યો છે કે પાદશાહ હિંદુ ધર્મનો મહાદ્વેષી છે અને તે બ્રાહ્મણ તથા યોગી અને વૈરાગી તથા સંન્યાસીની પાસેથી પણ કર લેશે. સુપ્રસિદ્ધ તૈમુરવંશના ગૌરવને કલંકિત કરી આપ આ રીતે નિર્જન સ્થાનમાં રહેતા નિરપરાધી તપસ્વીઓને પણ પીડા કરવાને ઉદ્યત થયા છો. સર્વ ધર્મગ્રંથો એમજ સિદ્ધ કરે છે કે, સર્વ મનુષ્યોનો ઈશ્વિર એકજ છે. ઈશ્વર કેવળ મુસલમાનોને ચાહે છે અને હિંદુઓને ધિક્કારે છે, એમ માનવાને કશું પ્રયોજન નથી. ઈશ્વરની આગળ હિંદુ અને મુસલમાન સમાન છે. સર્વની ઉત્પત્તિનું આદિકારણ એજ છે. મુસલમાનોની મસ્જિદમાં તેમનાજ નામની નિમાજ પઢવામાં આવે છે અને હિંદુઓનાં મંદિરોમાં ઘંટનાદ કરીને તેમનાજ નામની પૂજા કરવામાં આવે છે. વિધર્મી લોકોના આચારનું અપમાન કરવું એ સર્વ શક્તિવાન ઇશ્વરની ઇચ્છાવિરુદ્ધ કાર્ય કરવા સમાન છે. જો આપણે કોઈ ચિત્રને બગાડીએ તો સ્વભાવતઃજ તેનો ચિત્રકાર આપણા ઉપર ક્રોધ કરે છે; માટે ઈશ્વરના કાર્યની ઉપેક્ષા કરવી યોગ્ય નથી.

આપે હિંદુઓ પાસેથી જે કર લેવાનો નિશ્ચય કર્યો છે, તે અન્યાય છે. એ કાર્ય દીર્ઘદૃષ્ટિવાળી રાજનીતિની વિરુદ્ધ છે. એથી દેશ વધારે દરિદ્ર થશે. જો આપ ધર્માંધતાને લીધે એ કરને ન્યાય માનતા હો તો પ્રથમથી એ કર હિંદુઓના નેતા રામસિંહની પાસેથી લેવો જોઇએ અને ત્યારપછી એ કર મારી પાસે માગવો જોઈએ. કીડીઓ અને માખીઓને મારવી એ કાંઇ સાચી વીરતા નથી. મને આશ્ચર્ય એ થાય છે કે, આપના પ્રધાનો પણ આપને ન્યાયપુરઃસર શાસનકાર્ય કરવાની સલાહ આપતા નથી.”

આ રીતે રાણા રાજસિંહના પત્રમાં સુજનતા, સ્વાભિમાન, નમ્રતા, તેજસ્વિતા અને સ્પષ્ટવકતૃતા ભરી હતી. તેમણે દિલ્હીના પાદશાહને અનુચિત કાર્ય ન કરવાને માટે આવો ઉત્તમ ઉપદેશ આપ્યો હતો. આ પત્ર મુત્સદ્દીપણાનો એક ઉત્તમ નમુનો છે, અને

એ પત્રમાંથી સત્ય રાજધર્મનો પરિચય મળે છે.

આ પત્ર વાંચતાં ઔરંગઝેબના ક્રોધનો પાર રહ્યો નહિ. રાણા રાજસિંહે જશવંતસિંહની રાણીને આશ્રય આપ્યો છે, એ વાત પણ તેના કર્ણપર પહોંચી ચૂકી હતી. તેથી હવે તેણે રાજસિંહને પાયમાલ કરવાનો નિશ્ચય કર્યો. આ કાર્ય સિદ્ધ કરવાને માટે તેણે પોતાના પુત્રોને બંગાળા, કાબૂલ અને દક્ષિણમાંથી બોલાવી લીધા. ઔરંગઝેબે પોતાના પુત્રોને તથા અનેક સેનાપતિઓને પોતાની સાથે લીધા અને પ્રચંડ સૈન્યસહિત મેવાડપર આક્રમણ કર્યું. રાજસિંહ પણ પોતાના કુળનું ગૌરવ જાળવવાને માટે તેની સામે થયા. તેમણે સૈન્યના ત્રણ ભાગ કરી એક ભાગનો સેનાપતિ પોતા-જયેષ્ઠ કુંવરને બનાવ્યો, બીજા ભાગનો સેનાપતિ ભીમસિંહને બનાવ્યો અને ત્રીજા ભાગના સેનાપતિ સ્વયં રાણા રાજસિંહ બન્યા. આ પ્રકારે તૈયારી કરી રાણા રાજસિંહ મુગલ સૈન્ય સ્હામે નીકળ્યા. પહાડોમાં વસતા ભીલ લોકો પણ હિંદુકુળસૂર્ય રાણા રાજસિંહને સહાય કરવાને માટે મેવાડની લાલ પતાકાની નીચે ભેગા થયા.

રાજકુમાર જયસિંહે શત્રુના ખોરાકનાં ગાડાં આવવાનો માર્ગ રોકયો. ઔરંગઝેબના સૈન્યને પહાડી સ્થાનમાં ખોરાક ન મળવાથી પરમ કષ્ટ થવા લાગ્યું. તેના લશ્કરમાં અનાજનો મોટો દુષ્કાળ પડયો. રાજસિંહનાં માણસોના હાથમાં ઔરંગઝેબની શાહજાદી સપડાઇ. તેઓ તેને રાજસિંહની પાસે લઇ આવ્યા. રાજસિંહે તેનો યથોચિત આદર કર્યો અને તેને કેટલાક માણસોની સાથે ઔરંગઝેબની પાસે મોકલી દીધી.રાજસિંહ એવા ઉદાર હતા કે તેઓ શત્રુઓનું ભૂખનું દુઃખ જોઈ શકયા નહિ; તેમણે ખોરાકનાં ગાડાં આવવાનો માર્ગ ખુલ્લો કરાવી દીધો. તેમણે વિધર્મી શત્રુઓને અન્ન મેળવવાની સુગમતા કરી આપી. અન્નના કષ્ટથી તેમનું રક્ષણ કર્યું. આ રીતે તે રાજપૂત વીરે ઉદારતા દર્શાવી હતી અને આ પ્રકારે તેમણે ખરો રાજધર્મ તથા વીરધર્મ બતાવી આપ્યો હતો.

પરંતુ કુબુદ્ધિ મુગલ પાદશાહે પોતાની કુટિલતા છોડી નહિ. તે રાજપૂતોની સાથે ઘોર સંગ્રામ કરવા લાગ્યો. તેજસ્વી રાજપૂતો પણ તેનાથી હારી જાય એવા નહોતા.ઔરંગઝેબની સેના રાજપૂતોના હાથનો માર ખાઇ અહીં તહીં નાસવા લાગી. પાદશાહના ઝુંડા, હાથી તથા અસ્ત્રશસ્ત્ર વગેરે વિજયી રાજસિંહના હાથમાં આવવા લાગ્યાં. આ મહાયુદ્ધ સંવત ૧૭૩૭ ના ફાલ્ગુન માસમાં

થયું હતું અને એમાં રાણા રાજસિંહે વિજયલક્ષ્મી પ્રાપ્ત કરી હત

રાણા રાજસિંહે નાઠેલા શત્રુઓને કષ્ટ આપવું ઉચિત ધા નહિ. ગુજરાત તરફ ઘણા મુસલમાનો નાઠેલા તેની પાછળ ભી સિંહ ગયા હતા; પરંતુ રાજસિંહે દયા, ધર્મ અને સુજનતા પ્રેરાઈને તેમનાપર આક્રમણ નહિ કરવાનો સંદેશો મોકલ્યો હ

આ પ્રકારે રાણા રાજસિંહે રાજધર્મ ઉત્તમ રીતે પાળ એવો કયો માણસ હશે, કે જે સાહસિકતા અને વીરતાને માટે મની પ્રશંસા નહિ કરશે ? રાણા રાજસિંહ તેમના સમયના દ્વિતીય નૃપતિ હતા. દુષ્ટાત્માઓની દુષ્ટતા દબાવવાને માટે તે મુખ્ય ભાગ લેતા હતા. તેમનું પ્રત્યેક કાર્ય ગૌરવ અને વીરતા પરિચય કરાવે છે. તેઓ પરોપકારને શ્રેષ્ઠ ધર્મ માનતા હતા. તે ણે રાજસમુદ્ર બંધાવીને પોતાની શિલ્પવિદ્યા પ્રત્યેની અભિરુ નો પરિચય જગતને કરાવ્યો છે.× આજપર્યંત તે શિલ્પ રાજપૂતાનાના કીર્તિસ્તંભરૂપે વિદ્યમાન છે.



× રાજસિંહના સમયમાં મોટો દુષ્કાળ પડયો હતો ત્યારે ઘણા લો ભૂખે મરતા હતા. તેમને રાણા રાજસિંહે રાજસમુદ્ર બાંધવા લગાડયા અને મહાન કીર્તિ પ્રાપ્ત કરી. રાજસમુદ્ર એક પ્રચંડ સ વર છે. આ સરોવર મેવાડની રાજધાની ઉદેપુરથી ૨૫ મા ઉત્તરે આવેલું છે. ગોમતી નામની એક પહાડી નદીના પ્રવા પુસ્તો બાંધી આ સરોવર બનાવ્યું છે. રાજસિંહના નામ ઉપર તેને રાજસમુદ્રનું નામ અપાયું હતું. ઈશાન અને વાયવ્ય ખૂણા વિ આ સરોવરની બીજી સર્વ બાજુએ સંગેમરમરનો પુસ્તો બાંધેલો પુસ્તાની સાથે અંદરના ભાગમાં છેક નીચે સુધી સંગેમરમર સીડીઓ છે. સરોવર પણ ઘણું ઉંડું છે અને તેનો ઘેરાવ આ બાર માઈલનો છે. એ સરોવરનો બંધ ઉંચી ભઠ્ઠીના જેવો વળી એ સરોવરની દક્ષિણે રાણાજીએ એક નગર અને કિલ્લો પણ બંધાવ્યો હતો. તે નગર તેમના નામપરથી રાજન નામથી પ્રસિદ્ધ છે. વળી એ પુસ્તાપર એક સંગેમરમરના પથ્થ દેવાલય પણ બનાવ્યું હતું. એ કાર્યમાં લગભગ ૯૬ લ રૂપીઆ ખર્ચ થયું હતું અને સાત વર્ષ લાગ્યાં હતાં.



# ૮–રાજભક્ત વીર અમરસિંહ

ઇસ્વીસનની અઢારમી શતાબ્દી શનૈઃ શનૈઃ કાળના અનંત સ્રોતમાં વિલીન થતી થતી સર્વાંશે અદૃશ્ય થઇ ગઇ છે. ઓગણીસમી શતાબ્દીએ પોતાનો અધિકાર સ્થાપિત કર્યો છે. કાળની વિચિત્રતાથી અનેક મનુષ્યોની દશામાં ભારે પરિવર્તન થઇ ગયું છે. અનેક માણસો ઉન્નતિના શિખરપર ચઢી આમોદના તરંગોપર ઉડે છે અને ગર્વભરી દૃષ્ટિથી નીચે જુએ છે. અનેક પુરુષો અવનતિના ઉંડા સાગરમાં ડૂબી શોક અને પશ્ચાત્તાપની તીક્ષ્ણ ચાબુક ખાઇ રહ્યા છે. અનેક માણસો સુખ અને સંપત્તિના અપૂર્વ વિલાસથી તૃપ્ત થઇ રહ્યા છે અને અનેક જણ દુઃખના દારુણ ચક્કરમાં સપડાઇ આમતેમ અથડાયા કરે છે. કાળચક્રની સાથે ભારતવર્ષની દશા પણ પલટાઇ ગઈ છે. ભારતવર્ષની સ્વાધીનતાનો નાશ થયો છે. સ્વાધીનતાથી મસ્ત થયેલા વીર પુરુષોનાં ખડ્ગોમાંથી હવે પ્રકાશ ઝરતો નથી. તત્ત્વજ્ઞાની મહાપુરુષો પણ અદૃશ્ય થયા છે. ભારતવાસીઓનું ગૌરવ પવિત્રસલિલા દૃષદ્વતિના તટપર આર્ય ચક્રવર્તી પૃથ્વીરાજની સાથે અંતર્ધાન થઇ ગયું છે. ભારતવર્ષમાં મુસલમાનોની શક્તિ પણ ઔરંગઝેબની સાથે વિલુપ્ત થઇ છે. આગ્રાનો તાજમહાલ અદ્યાપિ વિદ્યમાન છે; જુમ્મા મસ્જિદ, મોતી મસ્જિદ હજી પણ ભારતવર્ષની શિલ્પવિદ્યાનો પરિચય કરાવી રહી છે. દિવાને–આમ અને દિવાને–ખાસ મુગલોની લુપ્ત થયેલ શક્તિનો પરિચય આપે છે; પરંતુ તે શક્તિ આજે વિદ્યમાન નથી. હિંદુ અને મુસલમાન ઉભય આજે દુર્દશાના સમુદ્રમાં ડૂબ્યા છે. જે વિદેશી વ્યાપારીઓએ વાણિજ્યને માટે ભારતવર્ષમાં પગ મૂક્યો હતો, તેઓ આજે રાજરાજેશ્વરના માનવંત પદપર સ્થિત થયા છે. હમણાં તેમના પ્રતિપક્ષી ફ્રેંચોએ પણ તેમની આગળ મસ્તક નમાવ્યાં છે. મુસલમાન શહેનશાહોનો પ્રતાપ વિલુપ્ત થયો છે. હમણાં પરમેશ્વરની કૃપાથી અંગ્રેજોએ ભારતનાં પ્રાયઃ સર્વ

સ્થાનોપર પોતાની પ્રભુતા સ્થાપિત કરી દીધી છે. માર્કિવ્સ ઑફ્ વેલેસ્લી ભારતના ગવર્નર જનરલના પદપર નિયુક્ત થઇને ચંદ્રગુપ્ત અથવા શાર્લેમન, નેપોલિયન વા પિટરની સાથે સ્પર્ધા કરી રહ્યો છે. ભવાનીના ભક્ત પ્રાતઃસ્મરણીય શિવાજી જે વીરસમાજના આદ્યનેતા હતા, જે સમાજના મહાન મહાન વીરપુરુષોએ એક વખત સમસ્ત ભરતખંડને સ્વાધીન કરી લેવાનો ઉદ્યોગ કર્યો હતો, તે આ વખતે અનેક ભાગોમાં વિભક્ત થઈ જઇ પરસ્પર લડીને એકબીજાનાં ગળાં રેંસવા તત્પર થઇ રહ્યા છે અને આવી ક્ષીણ શક્તિ સાથે તેઓ અંગ્રેજોની વિરુદ્ધ શસ્ત્ર લઇને ઉઠયા છે.

અંગ્રેજોએ ભારતવર્ષમાં કેવળ તલવારના બળથીજ પોતાનો અધિકાર સ્થાપિત કર્યો છે એમ જેઓ કહે છે તેઓ ઈતિહાસના જ્ઞાતા નથી. અને તેઓ સત્ય જાણતા નથી. જો ભારતવાસીઓ અંગ્રેજોને સહાય કરત નહિ તો અંગ્રેજ લોકો કદી પણ ભારતવર્ષમાં સામ્રાજ્ય સ્થાપન કરી શકત નહિ. પ્લાસીના આમ્રવનમાં ભારતવાસીઓની સહાયથીજ અંગ્રેજોએ વિજય પ્રાપ્ત કર્યો હતો. આ સહાયના વિશાળ ક્ષેત્રમાં ભારતવાસીઓએજ વિજયલક્ષ્મીને લાવીને અંગ્રેજોના હાથમાં સોંપી દીધી હતી અને ભારતવર્ષના એક અસાધારણ વીરના પરાક્રમથીજ અંગ્રેજ લોકો શૌર્યવાન રાજા જશવંતરાવ હોલ્કરની ગતિને રોકી શકયા હતા.

ઇ. સ. ૧૮૦૦ માં હિંદમાં પાંચ મરાઠા રાજાઓ હતા. પશ્ચિમઘાટમાં આવેલા પૂનામાં પેશ્વાઓની રાજધાની હતી; ગુજરાતની અંતર્ગત વડોદરામાં ગાયકવાડની પ્રભુતા હતી; મધ્યહિંદમાં આવેલા ગ્વાલિયરમાં સિંધિયા અને ઇંદોરમાં હોલ્કર રાજ્ય કરતા હતા; નાગપુરના રઘુજી ભોંસલે વરાડથી ઓરિસ્સા સુધી પોતાનો અધિકાર જમાવી બેઠા હતા. ભારતવર્ષનો ગવર્નર જનરલ માર્કિવ્સ ઑફ્ વેલેસ્લી આ સર્વ મરાઠાઓને તાબે કરવાને ઉદ્યત થયો. પ્રથમ જશવંતરાવ હોલ્કરની સાથે અંગ્રેજોને યુદ્ધ થયું. હોલ્કરે મરાઠાઓના લુપ્ત થયેલા ગૌરવને સજીવન કરવાને માટે યુદ્ધ કરવાની તૈયારી કરી. મેન્સન નામના એક અંગ્રેજ સેનાપતિને તેની સામે મોકલવામાં આવ્યો. આ વખતે હોલ્કર પ્રતાપગઢ નામના સ્થાનમાં રહેતા હતા. અંગ્રેજ સેનાના આગમનની ખબર સાંભળી તેઓ તેજ વખતે પોતાનું સ્થાન છોડી ચંબલ નદીની પાસે આવી પહોંચ્યા. તેઓ મેન્સનના લશ્કરથી પચાસ માઈલ

છેટે છાવણી નાખીને પડયા. અંગ્રેજ સેનાપતિ શત્રુને અચાનક નિકટ આવવાની ખબર સાંભળી, સમીપમાંજ મુકુંદર નામના એક પહાડી ઘાટ તરફ જવા લાગ્યો.

ગ્રીસના ઇતિહાસમાં સેનાપતિ જેનોફને પોતાની રસીલી લેખિનીથી 'દશ સહસ્રનું પ્રત્યાવર્તન' સુંદર રીતે લખ્યું છે. આ પ્રત્યાવર્તની કથા આજપર્યંત અટલ વીરતા, અવિચલ ઉત્સાહ અને અલૌકિક દૃઢ નિશ્ચયનો પરિચય આપી રહી છે. જો ભારતવર્ષમાં એકાદ જેનોફન હોત તો મેન્સનના પાછા આવવાની કથા પણ તેણે એવીજ સુંદર રીતે લખી હોત. મેન્સન જે રસ્તે પાછો ફરતો તે રસ્તાને નિષ્કંટક રાખવાને માટે એક ભારતીય વીરે આત્મભોગની કેવી પરાકાષ્ઠા બતાવી હતી તથા ભયાનક શત્રુની સામે બહાદૂરીથી પ્રતિજ્ઞાનું કેવી રીતે પાલન કર્યું હતું, તેનું વર્ણન તેણે સુંદર રીતે કર્યું હોત. આ વીરપુરુષ પુણ્યભૂમિ હરવતીના રાજપૂતોના સ્વામી અમરસિંહ હતા. અમરસિંહ વીરતાની તેજસ્વી મૂર્તિ તથા આત્મભોગ અને મિત્રતાના અપૂર્વ દૃષ્ટાન્તરૂપ હતા. તેઓ વચનથી બંધાઇ અંગ્રેજો માટે પ્રાણાર્પણ કરવા તૈયાર થયા.

સેનાપતિ મેન્સન પાછળ હઠી મુકુંદરના ઘાટ તરફ ચાલવા લાગ્યો, તેનો માર્ગ નિષ્કંટક રાખવાને માટે અમરસિંહ પોતાના હાથ નીચેના રાજપૂતોને લઇને ત્યાં ગયા હતા. મેન્સને અમરસિંહને એવી ભલામણ કરી હતી કે, શત્રુઓ આવે તો તેને ઘેરી લેવા અને આગળ વધવા દેવા નહિ. અમરસિંહે આ વાતની હા પાડી અને પ્રાણ જતાંસુધી પણ મેન્સનના શત્રુઓને રોકી રાખવાને માટે ઉદ્યત થયા. એક પીપ્લી નામક ગામની પાસે અમઝર નામની નદી વહે છે. અમરસિંહ આ નદીના ઉત્તર તરફના તટપર જઇને ઘોડાપરથી નીચે ઉતરી પડયા અને એક સહસ્ર સૈનિકોને લઇને નિર્ભયતાપૂર્વક શત્રુઓનો માર્ગ રોકીને ઉભા રહ્યા. થોડા વખતમાં મહારાજા હોલ્કરની સેના આવી પહોંચી. જોતજોતામાં અમરસિંહના તરફથી તે સેનાપર ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. ગોળીઓના મારથી ઘણા શત્રુઓ મરણ પામ્યા; પરંતુ તેઓ હવે અમરસિંહની છેક નિકટ આવી પહોંચ્યા અને તેમનાપર ગોળીઓ છોડવા લાગ્યા. અમરસિંહના કપાળપર અને તેમના હૃદયની જમણી બાજુપર ગોળીઓ લાગી. અમરસિંહ ભૂમિપર તૂટી પડયા, પરંતુ થોડી વારમાં તેઓ શુદ્ધિમાં આવ્યા, તેઓ પુનઃ ઉભા થઇ

હાથમાં તલવાર ગ્રહણ કરી પોતાના માણસોને ઉત્સાહ આપ લાગ્યા. અમરસિંહને ઉપર જણાવેલી બે જગાએ ભારે ચોટ લાગ હતી; પરંતુ તેમના મુખમંડળપર દુઃખનો ભાવ જરા પણ જણાતે નહોતો. તેમનાં ક્રોધાન્વિત નેત્રમાં ભયનાં અને તેમના વિશાળ લલાટપર ચિંતાનાં ચિહ્ન જણાતાં નહોતાં. ઘાયલ થયેલા અમર સિંહ પોતાના હાથમાં તલવાર પકડી શત્રુના તરફ તે તલવા ચલાવતા હતા અને એ રીતે પોતાનાં માણસોને ઉત્સાહિત કરત હતા. તેમના શરીરમાંથી રક્તની ધારા અવિશ્રાંત ચાલતી હતી. આથ તેઓ નિસ્તેજ થવા લાગ્યા. થોડી વારમાં તેઓ શત્રુસેના તર તલવાર ઉગામતા ઉગામતા પરલોકવાસી થઈ ગયા. તેમના સાડ ચારસેં માણસો તેમની પાસે ઉભા રહી પ્રાણહીન અને ઘાયલ થર અધિક હાનિ થવાને લીધે શત્રુઓ આગળ જઇ શક્યા નહિ. સુકુ દરનો ઘાટ નિષ્કંટક રહ્યો અને સેનાપતિ મેન્સન અમરસિંહન પરાક્રમથી સુરક્ષિત રહ્યો.

અમરસિંહે જે સ્થળે પોતાનો પ્રાણ છોડયો હતો, તે સ્થા આજે માટીના એક સાધારણ ચોતરા સિવાય અન્ય કોઈ પા સ્મૃતિચિહ્ન નથી. હુરવતીના શ્રેષ્ઠ હરવંશી રાજપૂતના આત્મ ત્યાગની ભૂમિ આ પ્રકારે સૂની પડી છે. આ રાજપૂત વીરપ્ર કૃતજ્ઞતા દર્શાવવાને ખાતર તે ભૂમિપર એક અતિ ઉચ્ચ, પર સુંદર કીર્તિ સ્તંભ બંધાવો જોઇતો હતો.





# ૯—વીર શક્તાવત સરદાર

મુગલ પાદશાહ અકબરનું મરણ થયું છે. એમ કહેવાય છે કે, અન્યનો પ્રાણ લેવાને માટે કરેલા પ્રપંચનો ભોગ ભારતનો પ્રસિદ્ધ પાદશાહ પોતેજ થઇ પડયો.* કુમાર સલીમ પોતાનું નામ જહાંગીર રાખીને દિલ્હીના રત્નજડિત તખ્તપર બેઠો છે. તે ભારતવર્ષના સર્વ ભાગોપર પોતાની પ્રભુતા સ્થાપિત કરવાને માટે ચેષ્ટા કરી રહ્યો છે. તેના પિતાએ જે શક્તિથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી, તે શક્તિ પ્રાપ્ત કરવાને તે પણ પ્રયત્ન કરતો હતો. પરાક્રમી રાજપૂતોનાં રાજ્ય છીનવી લેવાં એ અકબરનું પ્રધાન લક્ષ્ય હતું. મેવાડના પ્રાતઃસ્મરણીય પ્રતાપસિંહે અલૌકિક વીરતા અને દેશભક્તિના આવેશથી સ્વાધીનતાનું રક્ષણ કર્યું હતું. પ્રતાપસિંહની વીરતા અને તેના હાથ નીચેના રાજપૂતોની તેજસ્વિતા જહાંગીરના હૃદયપટપર અંકિત હતી. તે પાદશાહ બનીને હમણાં મેવાડની સ્વતંત્ર ભૂમિને પરાધીનતાની જંજીરમાં જકડી લેવાને માટે ઉદ્યત થયો છે. હમણાં પ્રતાપસિંહ સ્વર્ગમાં વિરાજે છે. વીરપ્રસવિની મેવાડભૂમિ મહાવીર પ્રતાપવિના શૂન્ય બની ગઇ છે. દિલ્હીના નવા પાદશાહે આ તકનો લાભ લઇને ચિતોડનો કિલ્લો હસ્તગત કર્યો છે. ચિતોડના સ્વામીને નિર્જન અરણ્યમાં જઇ પોતાના દેહનું સંરક્ષણ કરવું પડયું. મેવાડના રાજ્યની સીમાપર અંતલ નામનો એક કિલ્લો હતો. આ કિલ્લાપર પણ પાદશાહનો અધિકાર સ્થાપિત થઈ ચૂકયો.તે છતાં પણ પરાક્રમી રાજપૂતો હતાશ થયા નહિ. જે વીરતા અને ગૌરવને માટે રાજપૂતો જગતમાં પ્રસિદ્ધ થયા હતા, તે વીરતા અને ગૌરવ હજી પણ તેમને છોડી ગયાં નહોતાં. ચિતોડના સ્વામીએ પોતાની સ્વાધી-

---

* રાજસ્થાનના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે, અકબરને એવો સંદેહ ઉત્પન્ન થયો હતો કે, મારા મૃત્યુ પછી રાજા માનસિંહ, સલીમને બદલે ખુશરોને રાજસિંહાસનપર બેસાડશે. આથી તેણે માનસિંહને માટે બનાવેલા ભોજનમાં વિષ નંખાવ્યું હતું; પરંતુ ભૂલથી તે ભોજન માનસિંહને આપવાને બદલે તે પોતેજ ખાઈ ગયો. આથી તેનો દેહાંત થયો.

નતા અખંડ રાખવાને માટે પ્રતિજ્ઞા કરી. રાજપૂતાનાની વીરતાના મદથી ઉન્મત્ત બનેલા રાજપૂતો પોતાના નષ્ટ થતા ગૌરવનો પુનરુદ્ધાર કરવાને માટે પ્રાણ સુદ્ધાં આપવાને તૈયાર થઈ ગયા.

રાજપૂતાનાના વીર રાજપૂતો દુર્ગમ પહાડી સ્થાનમાં એકત્રિત થયા છે. મેવાડના રાણા બળવાન મુસલમાન પાદશાહનો મદ ઉતારવાને માટે પોતાના વીર સરદારોની સાથે મસલત કરે છે. સર્વ વીરો પોતાના ગૌરવનું રક્ષણ કરવાને માટે પ્રતિજ્ઞા લઇ રહ્યા છે. તેમની ભૂમિમાં શત્રુઓએ પ્રવેશ કર્યો છે. તેમના કિલ્લામાં શત્રુની પતાકા ફરકી રહી છે, શત્રુઓના આક્રમણને લીધે તેમને પહાડોનો આશ્રય લેવો પડયો છે. આથી હમણાં તેઓ દુર્દાન્ત શત્રુઓને ઉચિત શિક્ષા કરવાને માટે પ્રતિજ્ઞા કરી રહ્યા છે. વીરભૂમિના સાહસિક, રણચતુર ચંદાવત અને શક્તાવત × એકત્રિત થયા છે. આ વખતે સર્વે રાજપૂતો પોતાના પૂર્વપુરુષોની કીર્તિ સાચવી રાખવાને માટે ઉત્સુક બન્યા છે. મેવાડના રાણાની આજ્ઞા પોતાનો પ્રાણ આપીને પણ પાળવાને સર્વે રાજપૂતો તૈયાર છે. ચંદાવત વીરો યુદ્ધસમયે આગળ ચાલવાનો આગ્રહ કરવા લાગ્યા. તેમના હરિફો શક્તાવત પણ તે માન મેળવવાને માટે ઉત્કંઠિત હતા. આ ઉભય દલ ઉક્ત સન્માન પ્રાપ્ત કરવાને માટે માંહોમાંહે કલહ કરવા લાગ્યાં; પરંતુ ચતુર રાણાએ તેમને તેમ કરતાં અટકાવી ગંભીર સ્વરે કહ્યું "જે દલ શત્રુના હાથમાં ગયેલા અંતલ કિલ્લામાં પ્રથમ પ્રવેશ કરશે, તેને સમસ્ત સૈન્યની આગળ ચાલવાનો અધિકાર પ્રાપ્ત થશે." શકતાવત અને ચંદાવત ઉભય દલના માણસો રાણાની આજ્ઞાનુસાર ગૌરવ પ્રાપ્ત કરવાની આશાથી અંતલના કિલ્લા તરફ જવા નીકળ્યા.

અંતલનો કિલ્લો મેવાડના સપાટ પ્રદેશમાં આવેલો છે. આ કિલ્લો સહેજ ઉંચી જમીનપર આવેલો છે. આ કિલ્લાની ચારે તરફ એક નાની નદી વહે છે. તેનો કોટ ઉંચો અને મજબૂત છે. કિલ્લામાં જવાને માટે માત્ર એકજ માર્ગ છે અને આ માર્ગ લોઢાના ખીલાવાળા મજબૂત દરવાજાથી બંધ રાખવામાં આવે છે.

ચંદાવત અને શકતાવત લોકો ઘોર અંધારામાં પોતાનો ટેક રાખવાને માટે કિલ્લા તરફ ચાલ્યા જાય છે. ચારણ લોકો સુમધુર

---

× ચિતોડના એક પ્રાચીન રાણાનું નામ ચંદ હતું. આ રાણાનું દલ ચંદાવત નામથી પ્રસિદ્ધ થયું. શક્ત, સુપ્રસિદ્ધ રાણા પ્રતાપસિંહનો બંધુ અને રાણા ઉદયસિંહનો પુત્ર હતો. તેથી એક દલનું નામ શક્તાવત પડયું.

કંઠે વીરરસયુક્ત કાવ્યો લલકારીને યોદ્ધાઓને ઉશ્કેરે છે. ઉભય દલ સમરસંગીતથી પ્રેરાઇને ભિન્ન ભિન્ન માર્ગોથી આગળ કૂચ કરવા લાગ્યાં. પ્રાતઃકાળમાં શકતાવત લોકો કિલ્લા પાસે જઈ પહોંચ્યા. શત્રુઓ અસ્ત્રશસ્ત્રથી સજ્જિત નહોતા; પરંતુ રાજપૂતોના આગમનની ખબર સાંભળી તેઓ સુસજ્જ થઇ કિલ્લાના કોટપર ચઢી ગયા. રાજપૂતોએ મહાવેગથી કિલ્લાપર આક્રમણ કર્યું. મુગલસેના પણ દૃઢતાપૂર્વક રાજપૂતોની સામે ટક્કર ઝીલવા લાગી. ચંદાવત લોકો પણ કિલ્લા તરફ જોસભેર ચાલ્યા આવતા હતા. ચંદાવતો કિલ્લાપર ચઢવાને માટે પોતાની સાથે કેટલીક સીડીઓ લઇ આવ્યા હતા. શકતાવતોની પાસે સીડીઓ હતી નહિ. આથી તેઓ કિલ્લાના દ્વારને તોડીને હરિફોની પહેલાં કિલ્લામાં પ્રવેશવાને પ્રયત્ન કરવા લાગ્યા. શત્રુઓના છોડેલા ગોળાથી ચંદાવતોનો સરદાર મરણ પામ્યો. મુગલસેના બન્ને દલોને રોકતી હતી; પરંતુ શક્તાવત વીરોનો તેજસ્વી સરદાર તેનાથી દબાયો નહિ. તે જે હાથીપર બેઠો હતો તે હાથીને દરવાજો તોડવાને આગળ કર્યો. આગળ જણાવ્યા પ્રમાણે દરવાજાની સાથે અણીવાળા ખીલા જડેલા હતા. આથી હાથીની મહેનત વૃથા ગઇ. સાહસિક શકતાવત સરદાર આ જોઇને હાથીપરથી નીચે ઉતરી પડયો અને ધીરતાપૂર્વક ખીલાની તીક્ષ્ણ ધાર આગળ ઉભા રહીને માવતને હાથી પાસે ટક્કર મરાવવાની આજ્ઞા કરી. માવતે પોતાના સરદારની આજ્ઞા પાળી. હાથીએ ખીલાવાળા દ્વારની અડોઅડ ઉભા રહેલા શકતાવત સરદારની પીઠપર ટક્કર મારી દ્વારને ફડાક દઇને ઉઘાડી નાખ્યું. રાજપૂત સરદારે પોતાના દળની ઉત્તમતા સિદ્ધ કરવાને માટે ધીરતાસહિત તીક્ષ્ણ અણીવાળા ખીલાને પોતાના શરીરમાં પ્રવેશવા દઇ પરલોકવાસ કર્યો. આ રાજપૂત વીરની અક્ષય કીર્તિએ રાજપૂતાનાની ભૂમિને પરમપવિત્ર કરી મૂકી. પોતાના સરદારનું મરણ થતાં શકતાવતો દ્વારમાં પેશી જઇ યુદ્ધ કરવા લાગ્યા. પેલી તરફ ચંદાવતોનો સરદાર મરણ પામ્યો હતો, તોપણ એક સાહસિક વીરે તે દળનું નેતૃત્વ સ્વીકાર્યું અને તે પોતાના સરદારના મૃતશરીરને પોતાની પીઠપર બાંધી તીક્ષ્ણ શસ્ત્રથી શત્રુઓનો વધ કરતો કરતો તે વેગપૂર્વક આગળ ધસ્યો અને પોતાના સરદારના શબને કિલ્લાની અંદર નાખીને ગર્જનાસહિત બોલ્યો—"ચંદાવતો અંતલના કિલ્લામાં પ્રથમ પ્રવેશ્યા છે, માટે તેઓ સેનાના અગ્રણી છે."



# ૧૦—દેવીરનું યુદ્ધ

મેવાડના અદ્વિતીય વીર, સ્વાધીનતાના અદ્વિતીય ઉપાસક મહારાણા પ્રતાપસિંહ હવે આ લોકમાં રહ્યા નથી. તેમની અનંત કીર્તિ રાજસ્થાનમાં જ્યાં ત્યાં ગવાઇ રહી છે. રાજપૂત લોકો તેમને દેવસમાન ગણી તેમની શ્રદ્ધાયુક્ત ભક્તિ કરે છે. તેમના જ્યેષ્ઠ કુંવર અમરસિંહ સિંહાસનપર અધિષ્ઠિત થયા છે. પ્રતાપસિંહ સ્વાધીનતાનું રક્ષણ કરવાને માટે પહાડે પહાડ અને વનેવન ભ્રમણ કરતા હતા અને અસહ્ય કષ્ટો સહન કરીને મહાપ્રાણતાનો પરિચય કરાવી રહ્યા હતા. અમરસિંહ બાળપણથી પિતાની સાથે રહેતા હતા, તેથી તેમને પણ કષ્ટો સહન કરવાનો અભ્યાસ પડી ગયો હતો. તેમની વય આઠ વર્ષની હતી ત્યારથી તેઓ દુઃખ, વિપત્તિ અને પરિશ્રમના પ્રસંગોમાં પોતાના પિતાની સાથે રહેતા હતા. પિતાના મરણપર્યંત તેમણે અનેક કષ્ટો સહન કર્યાં હતાં તેથી તેઓ નિરાલસ, ઉદ્યોગી અને દૃઢપ્રતિજ્ઞ બની ગયા હતા. પિતાનું સાહસ અને સ્વાધીનતાના સંરક્ષણને માટે સર્વ પ્રકારનો સ્વાર્થત્યાગ જોઇને તેમની સાહસિકતા તથા સ્વાતંત્ર્યેચ્છા પ્રબળ થઇ હતી અને તેઓ રાજપૂતજાતિના કઠોર ધર્મને પાળવાને તત્પર હતા. પ્રતાપસિંહ એમ ધારતા હતા કે, અમરસિંહ શોખીન યુવક છે, માટે તેનાથી રાજ્યરક્ષાનો કલેશ સહન થઇ શકશે નહિ. એટલા માટેજ તેમણે મરતી વખતે પોતાની પર્ણકુટી તરફ દૃષ્ટિપાત કરીને કહ્યું હતું કે "કદાચ આ પર્ણકુટીના સ્થાનમાં બહુમૂલ્ય મહાલય બની જશે. મેં મેવાડની સ્વાધીનતા માટે આટલું કષ્ટ સહન કર્યું છે, પરંતુ હવે એમ લાગે છે કે, એ સ્વાધીનતા આ પર્ણકુટીની સાથેજ લુપ્ત થઇ જશે." પિતાજીનાં અંતકાળનાં વાક્યો અમરસિંહના હૃદયપર મજબૂત રીતે અંકિત થઇ ચૂકયાં હતાં અને તેથી તેઓ મેવાડના રાજસિંહાસનપર બેસીને રાજધર્મનું પાલન કરવાને પ્રવૃત્ત થયા હતા.

મેવાડનો સૌથી મહાન શત્રુ અકબર પ્રતાપસિંહના મરણ પછી પ્રાયઃ આઠ વર્ષપર્યંત જીવિત રહ્યો હતો. આ અરસામાં તેણે

મેવાડ તરફ દૃષ્ટિ કરી નહોતી. તેનું ધ્યાન બીજી તરફ લાગ્યું હતું. આ આઠ વર્ષસુધી તે પોતાના વિશાલ રાજ્યને શૃંખલાબદ્ધ કરવાનો પ્રયત્ન કરતો રહ્યો હતો. આથી અમરસિંહને પોતાના પિતાના મહાન વૈરીની સાથે એક પણ યુદ્ધ કરવું પડયું નહોતું. મેવાડમાં શાંતિનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું. અમરસિંહ આ શાંતિમય રાજ્યમાં શાંતભાવથી રાજધર્મનું પાલન કરી રહ્યા હતા. તેમણે પોતાના દેશની શાસનપ્રણાલીને સુધારી ભૂમિપર કર નાખવાની નવી પદ્ધતિ અમલમાં મૂકી હતી. વળી તેમણે પેશલા સરોવરના તટપર એક સુંદર મહેલ બંધાવ્યો હતો. આ મહેલ 'અમર મહેલ'–ના નામથી સુપ્રસિદ્ધ થયો હતો. સૃષ્ટિના અમર રાજ્યમાં આ અમર મહેલ આજપર્યંત રાજસ્થાનનું ગૌરવ વધારી રહ્યો છે.

પરંતુ અમરસિંહ ઘણા દિવસપર્યંત શાંતિસુખ ભોગવી શક્યા નહિ. મેવાડપર ફરી પાછી યવનોની દૃષ્ટિ પડી. અકબરના મરણ પછી તેનો પુત્ર જહાંગીર દિલ્હીના તખ્તપર બેઠો. ચાર વર્ષસુધી તે રાજ્યમાં ચાલતી ગરબડ શાંત પાડવામાં રોકાયો; પરંતુ ત્યાર પછી તેનું મન નિરંતર અન્ય રાજ્યો જીતી લેવા તરફ લાગી રહ્યું હતું. ભારતવર્ષના પ્રાયઃ સર્વ ભાગો તેમને આધીન થઈ ગયા હતા. સર્વ ભાગોના નિવાસીઓ તેને ભારતનો અદ્વિતીય પાદશાહ માનીને પ્રણામ કરતા હતા; પરંતુ એક મેવાડના પ્રાતઃસ્મરણીય પ્રતાપસિંહના પુત્ર અમરસિંહે તેની આધીનતા સ્વીકારી વીરધર્મને તિલાંજલિ આપી નહોતી! જહાંગીર પ્રથમ મેવાડપર અધિકાર સ્થાપિત કરવાને ઉદ્યત થયો. જહાંગીરના પિતાએ વારંવાર આક્રમણ કરીને જે દેશની પાયમાલી કરી નાખી હતી, જે દેશના વીરપુરુષોને તલવારપર તલવારની ચોટ લગાવી સદાને માટે રણક્ષેત્રમાં સૂવાડી દીધા હતા, દર મહિને પુષ્કળ દ્રવ્ય ખર્ચીને અને અસંખ્ય સૈન્ય મોકલી જે દેશની સ્વાધીનતા ખુંચવી લેવાને ચેષ્ટા કરી હતી, તેજ દેશપર પોતાનું આધિપત્ય સ્થાપિત કરવાને માટે જહાંગીરે સંકલ્પ કીધો છે. તેની આજ્ઞા થતાંજ પ્રચંડ સૈન્ય દિલ્હીમાં એકત્રિત કરી પાદશાહે તેને મેવાડ તરફ રવાના કરી દીધું છે.

આ પ્રકારે મુગલસેના પુનઃ મેવાડની સરહદપર આવી પહોંચી. પવિત્રાત્મા પ્રતાપસિંહ પરલોકમાં જઈને વસ્યા છે. આજ એમની નિવાસભૂમિમાં અંધકાર છવાયો છે; પરંતુ આ પ્રતાપસિંહરૂપી ચંદ્ર મેવાડરૂપી નભમાંથી વિલુપ્ત થયો તે છતાં પણ અ-

નેક તારાઓ હજી પોતાનો અખંડ પ્રકાશ ફેંકયાજ કરતા હતા. પ્રતાપસિંહના મરણ પછી પણ સ્વાધીનતાના સાચા ભક્ત વીર રાજપૂતો પોતાની વીરતાનો પ્રકાશ પ્રસરાવી રહ્યા હતા. તેમણે પોતાના ગૌરવમાં ન્યૂનતા આણી નહોતી; તેમણે સન્માન તજી અપમાનમાં રાજી રહેવાની નીતિ સ્વીકારી નહોતી. હજી તેમની સાહસિકતા અને તેમની વીરતા અટલ રહી હતી. તેઓ પ્રતાપસિંહના મહામંત્રથી ઉત્તેજિત થઇને પોતાના દેશની સ્વાધીનતાનું રક્ષણ કરવા માટે મુગલ સૈનિકો સામે અટલ ગિરિરાજની પેઠે ઉભા થયા.

મેવાડના ઇતિહાસમાં ઈસ્વીસન ૧૬૦૮ નું એ પવિત્ર વર્ષ ચિરસ્મરણીય થઈ રહેશે. આ વર્ષમાં મેવાડના અસંખ્ય રાજપૂતોએ સ્વાધીનતાને માટે પોતાના પ્રાણ અર્પણ કરી દીધા હતા અને અમરસિંહ તો મુગલ પાદશાહની આધીનતા સ્વીકારવાને તત્પર થઇ ગયા હતા; પરંતુ મેવાડના રાજપૂત વીરોએ અમરસિંહને તેમ ન કરવા દેતાં પોતાની પ્રાચીન મહાપ્રાણતાનો પરિચય કરાવ્યો. સાહસિક ચંદાવત કુલતિલકે, મરણસમયે પ્રતાપસિંહે આપેલા ઉપદેશ અનુસાર આ પવિત્ર વર્ષમાં પોતાના દેશબાંધવોને ઉત્તેજિત કર્યા. અમરસિંહ પોતાના જાતિબંધુઓની અપૂર્વ તેજસ્વિતા જોઈને મુગલ પાદશાહને આધીન થવાની પોતાની ઈચ્છા માટે અનુતાપ કરી પવિત્ર કુળનું ગૌરવ રક્ષવા તત્પર થયા.

ઈ. સ. ૧૬૦૮માં દેવીર નામક સ્થાનપર મુગલોની સાથે રાજપૂતોને યુદ્ધ થયું. આ સ્થાનપર મુગલો આવ્યા, એટલે રાજપૂત વીરોએ તેમનાપર આક્રમણ કર્યું. ઘણી વાર સુધી યુદ્ધ ચાલ્યું. બહુ સમય સુધી રાજપૂત લોકોએ આ સ્થાનપર પહાડ સમ અડગ ખડા રહી અલૌકિક વીરતાનો પરિચય કરાવ્યો. અંતે મુગલો હારી ગયા. દેવીરના યુદ્ધમાં રાજપૂતોની વિજયપતાકા અનંત આકાશમાં ફરકવા લાગી અને તેણે રાજસ્થાનનો મહિમા પ્રકાશિત કર્યો.

રાણા અમરસિંહના કાકા કર્ણના પરાક્રમથી આ યુદ્ધમાં રાજપૂતોનો વિજય થયો હતો. એ વીર પુરુષોનાં સંતાનો અદ્યાપિ કર્ણાવત નામથી સુપ્રસિદ્ધ છે. સાહસિક કર્ણના પરાક્રમથી વીર ભૂમિએ એક સમયે એવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી કે બાહુબળના અભિમાની મુગલો તે સમયે આ વીર પુરુષોની વીરતાથી હાર ખાઈ, ગભરાઈને રાજપૂતોની સાથે સંધિ કરવાને તત્પર થયા હતા.



# ૧૧–બીરબલ

ઇ. સ. ૧૫૫૬માં જ્યારે અકબરશાહ દિલ્હીના તખ્તપર બેઠો, ત્યારે ભારતવર્ષનો ઘણો ભાગ દિલ્હીશ્વરના અધિકાર નીચે આવ્યો હતો. મુગલોની વિજયિની શક્તિ જ્યારે ધીમે ધીમે ચારે તરફ ફેલાઇ રહી હતી, તે વખતે એક ભાટ મધુર કવિતા ગાતો ગાતો યમુના નદીના તટપર આવેલા કાલપી નગરથી ચાલીને દિલ્હીશ્વરની સમક્ષ આવી ઉભો રહ્યો. સુકંઠ ધરાવનાર ભાટનું મનોહર સંગીત સાંભળીને દિલ્હીનો પાદશાહ અતિ પ્રસન્ન થયો. ધીમે ધીમે દિલ્હીમાં આ ભાટની કવિતાની પ્રશંસા થવા લાગી અને તેની કીર્તિ ચારે તરફ પ્રસરવા લાગી. ભાટે મનમોહક કવિતાઓ રચવાથી તે દિલ્હીનિવાસીઓનો પ્રીતિપાત્ર બની ગયો. બાદશાહે પણ તેની કાવ્યશક્તિની કદર કરી તેને 'કવિરાય'-ની ઉપાધિ આપી પોતાની પાસે રાખ્યો.

આ પ્રમાણે કવિરાય બાદશાહનો પ્રેમપાત્ર બનીને દિલ્હીમાં રહેવા લાગ્યો. ઇ. સ. ૧૫૭૩ ની સાલમાં પુનઃ કવિરાયનો ભાગ્યોદય થયો અને તેને 'રાજા'ની ઉપાધિ મળી. આ સમયથી ભાટનું પ્રથમ નામ બદલાઈ ગયું. નવા 'રાજા' આ વખતથી 'બીરબલ' અથવા 'વીરવર'ના નામથી ઓળખાવા લાગ્યા.

બીરબલ જાતે બ્રાહ્મણ હતો. તે બુંદેલખંડમાં આવેલા કોઈ શહેરમાં રહેતો હતો. તેનું પ્રથમ નામ મહેશદાસ હતું. કોઇ કોઇ તો એને બ્રાહ્મણદાસ કહીને પણ બોલાવતા હતા.

આ વખતે કાંગડાના રાજા જયચંદ કંઇ કારણથી દિલ્હીમાં બંદીવાન થઈને પડયા હતા. બાદશાહે આ રાજાનું રાજ્ય બીરબલને આપી દેવાનો નિશ્ચય કર્યો, તોપણ જયચંદના તેજસ્વી પુત્રે બાદશાહને નમન કરવાનો અસ્વીકાર કર્યો અને પોતાના રાજ્યનું સંરક્ષણ કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી; પરંતુ તેનો ઉદ્યોગ નિષ્ફળ નિવડયો. અકબરશાહની આજ્ઞાથી પંજાબના સુબા હુસેન

કુલીખાને કાંગડાપર આક્રમણ કરી બાદશાહની સત્તા બેસાડી; પરંતુ બીરબલે એ રાજ્યનો સ્વીકાર કરવાની ના પાડી. આથી બાદશાહે તેને કાલીંજરની પાસે એક જાગીર આપી અને તેને એક સહસ્ર ઘોડેસ્વારનો નાયક બનાવ્યો.

ભાટ મહેશદાસ આ પ્રમાણે રાજાની ઉપાધિ પ્રાપ્ત કરી સહસ્ર માણસોનો નાયક બન્યો, એ શું સાધરણ વાત છે? જે એક વખત ચારણની ગણત્રીમાં હતો, અને સંગીતથી જેનો ઉદરનિર્વાહ ચાલતો હતો, તે આ સમયે સહસ્ર માણસોનો ઉપરિ બની કઠિન રાજકાજમાં પોતાની બુદ્ધિની વિલક્ષણતા બતાવી રહ્યો હતો. બીરબલ બહુધા બાદશાહની પાસેજ રહેતો હતો. જ્યારે બાદશાહે ગુજરાતપર આક્રમણ કર્યું, ત્યારે બીરબલે તેની સાથે જઈ પોતાની અદ્‌ભુત રણચાતુરીનો પરિચય કરાવ્યો હતો. કોઈ ઠેકાણે કોઇ અતિ મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થતાં તેનો ફેંસલો કરવાનું કાર્ય બીરબલનેજ સોંપવામાં આવતું હતું. બીરબલ કામ કરવામાં બહુ કુશળ હતો. તેનામાં પ્રમાદ તો જરા પણ નહોતો. સાહસ, શક્તિ અને તેજસ્વિતાને લીધે તે દરેક કાર્યમાં સફળતા પ્રાપ્ત કરતો હતો. એમ કહેવાય છે કે, તેની વાણીના પ્રભાવથી અકબરનો ધર્મ સુદ્ધાં પલટાઇ ગયો હતો અને તે હિંદુધર્મપર બહુ આસ્થા રાખતો હતો.

ઈ. સ. ૧૫૮૬માં અફઘાનોએ બાદશાહની સામે બંડ ઉઠાવ્યું. તેથી કાબૂલના સેનાપતિ જૈનખાંએ બાદશાહ પાસે સહાયતા માગી. બીરબલને સેનાપતિ બનાવી બાદશાહે કેટલુંક લશ્કર કાબૂલ મોકલી આપ્યું. યુદ્ધમાં બાદશાહની સેના હાર પામી. અફઘાનોએ ચારે બાજુએ આવેલાં પહાડી સ્થાનોપરથી મોગલસેનાપર આક્રમણ કરવાથી મોગલ સેના છિન્નભિન્ન થઇ ગઈ. બીરબલ અને જૈનખાંએ ઘણી મહેનતે પાછા હઠી એક સ્થાનપર સેના સાથે પડાવ નાખ્યો. અફઘાનોએ રાત્રિને સમયે પુનઃ તે સ્થાનપર આક્રમણ કર્યું. આથી બાદશાહી સેનાનો ઘણો મોટો ભાગ દુર્ગમ કષ્ટદાયક પહાડી સ્થાનમાં જઇ પડયો. ઘણા માણસોને અફઘાનોએ રહેંસી નાખ્યા; અને તેમાં રાજા બીરબલ પણ માર્યા ગયા.

બીરબલના મરણની ખબર સાંભળી અકબરના શોકનો પાર રહ્યો નહિ. તેના મૃતશરીરનો પત્તો ન લાગવાથી તેની વ્યાકુલ-

તામાં બમણો વધારો થયો. એમ કહેવાય છે કે, આ શોકસમાચાર મળતાંની સાથે બાદશાહ મૂર્છિત થઇ જશે એવી બીકથી કોઇએ બીરબલના મરણની ખબર આપી નહિ; પણ એમ જણાવ્યું કે, બીરબલ સંન્યાસી બનીને કાંગડામાં રહે છે. અકબરે આ વાતપર વિશ્વાસ મૂકી બીરબલને જ્યાં હોય ત્યાંથી શોધી કાઢવાનો હુકમ આપ્યો. અંતે બીરબલનો પત્તો કયાંય લાગ્યો નહિ. વળી એક વાર એવી વાત ઉડી હતી કે, બીરબલ કાલિંજરમાં રહે છે. આ વાત બાદશાહને સાચી લાગી અને બીરબલ જીવે છે એવો તેનો નિશ્ચય થયો; પણ કાલિંજરમાં ઘણી શોધ કરાવતાં જ્યારે બીરબલનો પત્તો લાગ્યો નહિ, ત્યારે બાદશાહ હતાશ થયો. આ વાતપરથી બીરબલ બાદશાહને કેટલો પ્રિય હતો તેની પ્રતીતિ થાય છે.

બીરબલને એક લાલ નામનો પુત્ર હતો, પરંતુ તે પિતાના જેવો ગુણવાન નહોતો. તેણે પિતાની સંગ્રહેલી પુંજી ઉડાવી દીધી. આખરે મોજશોખથી કંટાળી તેના દિલમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેણે સંન્યાસ લીધો હતો. બીરબલ ફતેહપુર સીક્રીમાં રહેતો હતો. અદ્યાપિ પણ તે નગરમાં તેનું સ્થાન વિદ્યમાન છે.





# ૧૨—મહારાષ્ટ્રની મહાશક્તિ—શિવાજી મહારાજ

જે વખતે મુગલ બાદશાહી ઉન્નતિને શિખરે પહોંચી હતી, ત્યારે ઔરંગઝેબના કઠોર શાસનથી ભારતના ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમભાગોમાં સર્વત્ર લોકોનાં હૃદય ભયભીત બની ગયાં હતાં. જ્યારે સ્વાધીનતાના પ્રધાન ઉપાસક અને તેજસ્વી તથા સાહસિક રાજપૂતોમાંના ઘણાખરા મોગલોને આધીન થઇ ગયા હતા, તે સમયે દક્ષિણમાં પશ્ચિમઘાટ નામના પર્વતોથી ઘેરાયેલા પ્રદેશમાં એક મહાશક્તિએ સર્વના હૃદયમાં અતિ વિસ્મયતા ઉત્પન્ન કરી હતી. ધીમે ધીમે ભારતનો અદ્વિતીય પાદશાહ પણ આ શક્તિના પરાક્રમથી કંપી ઉઠયો. સમસ્ત ભારતમાં જે મહાશક્તિની હાક વાગી રહી હતી તે શક્તિ કયી ? તે શક્તિ તે ભવાનીના મહાન ઉપાસક શિવાજી મહારાજ !

શિવાજી વીરતાની તેજસ્વી મૂર્તિ અને સ્વતંત્રતાના અદ્વિતીય ઉપાસક હતા. જે સમયે શિવાજી પ્રકટ થયા, તે વખતે ભારતની પ્રાચીન વીરતાનું ઐશ્વર્ય ધીમે ધીમે નષ્ટ થતું જતું હતું. જે લોકો એક વખતે સાહસ અને વીરતાની બાબતમાં સૌથી અગ્રસ્થાને વિરાજતા હતા, જેમણે વીરસમાજમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી અનંત કીર્તિનો સંચય કર્યો હતો, તેમનાંજ સંતાનો ધીમે ધીમે પરાધીનતાની બેડીમાં સજ્જડ જકડાઇ ગયાં; અને તેમણે પોતાની સ્વતંત્રતાને તિલાંજલિ આપીને જાણે વિધર્મીઓની ગુલામગીરી ઉઠાવવી, એ પોતાની જીંદગીનું પ્રધાન કર્તવ્ય માની લીધું. જે તેજસ્વિતાથી પૃથ્વીરાજ તિરૌરીના યુદ્ધમાં અજિત રહી શકયો, જે તેજસ્વિતાથી સમરસિંહ પોતાના પ્રાણની લેશ પણ પરવા કર્યાવિના ભયંકર રણક્ષેત્રમાં જાલીમ શત્રુઓની સામે ખડો રહ્યો હતો અને જે તેજસ્વિતાથી પ્રાતઃસ્મરણીય પ્રતાપસિંહ ઘણાં વર્ષોસુધી અતુલ સમૃદ્ધિસંપન્ન બાદશાહની સામે થયો હતો, તે તેજસ્વિતા

અને સ્વાધીનતાનો પ્રેમ હાલ અદૃશ્ય થઇ ગયાં હતાં. માંહોમાંહેનો સંપ નષ્ટ થવાથી પરાક્રમી રાજપૂતો દિનપ્રતિદિન નબળા પડતા જતા હતા અને મુસલમાનોને આધીન થઇ પોતાની શોચનીય અધોગતિનું ફળ ભોગવી રહ્યા હતા. મહાપરાક્રમી શિવાજીએ મહારાષ્ટ્રમાંથી કુસંપને દૂર કર્યો અને એક મહાપ્રજા ઉત્પન્ન કરી તેના મહામંત્રથી અનેક મુસલમાનોની દિવસે દિવસે પડતી થતી ગઈ અને તેઓ હિંદુને નમવા લાગ્યા.

ભારતવર્ષના નકશામાં દક્ષિણ અને પશ્ચિમભાગમાં મહારાષ્ટ્ર નામનો જે પ્રદેશ પહાડોથી ઘેરાઇ રહ્યો છે, તેની ઉત્તરે સાતપુડા પર્વત ગંભીર ભાવથી ઉભો છે; પશ્ચિમદિશાએ અગાધ સમુદ્ર અપાર તરંગો ફેલાવી જડ જગતની અપૂર્વ લીલા બતાવી રહ્યો છે, પૂર્વમાં વર્ધા નદી વહે છે અને દક્ષિણમાં ઉંચા નીચા પહાડોથી ઘેરાયેલો પ્રદેશ આવી રહ્યો છે. મહારાષ્ટ્ર દેશ પ્રથમથીજ સૃષ્ટિસૌંદર્યથી વિભૂષિત છે, તે ૧૦૦,૦૦૦ ચોરસમાઇલના વિસ્તારવાળો છે, ભયાનક સહ્યાદ્રિ પર્વત ઉત્તરથી દક્ષિણ સુધી પડેલો છે, પહાડનો ઘણોખરો ભાગ લીલાં લીલાં વૃક્ષોથી શોભી રહ્યો છે, જાણે પર્વતમાળાપર પ્રકૃતિએ પોતાની સુંદરતાનો અખૂટ ભંડાર ભર્યો હોય તેવો દેખાવ લાગે છે. નજરે જોયાવિના આ અપૂર્વ શોભા ધ્યાનમાં આવવી મુશ્કેલ છે. પ્રકૃતિના આ મનોહર પ્રાંતમાં, વિશ્વના આ સૌંદર્યયુક્ત ભાગમાં મહારાજા શિવાજીનો જન્મ થયો હતો.

ઔરંગઝેબ બાદશાહના સમયમાં દક્ષિણનાં અનેક સ્થાનોમાં મુસલમાન લોકોની સત્તા હતી. વિજાપુરનો મુસલમાન નવાબ ઘણો પ્રતાપી હતો. તેને ત્યાં શાહજી નામનો એક ક્ષત્રિય યુવક નોકરી રહ્યો હતો. શાહજી ધીમે ધીમે પોતાની કુશળતાથી નવાબનો એક પ્રધાન કર્મચારી ગણાવા લાગ્યો. તેની વીરતાથી વિજાપુરના નવાબની વિજયપતાકા અનેક સ્થાનોમાં ફરકવા લાગી. શાહજીનું લગ્ન જીજાબાઇ સાથે થયું હતું. તેમનાં બે પુત્રરત્નોમાં મોટાનું નામ શાંતાજી અને નાનાનું નામ શિવાજી હતું.

ઈ. સ. ૧૬૨૭ ના મે મહીનામાં પૂનાની ઉત્તરે ૫૦ માઇલપર આવેલા શિવનારી નામના કિલ્લામાં શિવાજીનો જન્મ થયો. કિલ્લાની અધિષ્ઠાત્રી શિવાય દેવીના નામપરથી જીજાબાઇએ પોતાના પુત્રનું નામ શિવાજી રાખ્યું હતું. શિવાજી પોતાની માતા સાથે બાળપણમાં આજ કિલ્લામાં રહેતો હતો. શિવાજીનો જન્મ થયા

પછી ત્રણ વર્ષે શાહજીએ તુકાબાઇ નામની એક મહારાષ્ટ્રીય સ્ત્રી સાથે બીજી વાર લગ્ન કર્યું. આથી જીજાબાઈ અને શાહજી વચ્ચે વિરોધ પેદા થયો. આ કારણથી શિવાજી છ વર્ષની ઉંમર થતાં સુધી શાહજીનું મુખ પણ જોવાને શક્તિવાન થયો નહિ. શાહજીએ દાદાજી કોંડદેવ નામના એક દૂરદર્શી વૃદ્ધ બ્રાહ્મણને શિવાજી તથા જીજાબાઇની સંભાળ લેવાને અને પૂનાની જાગીરની વ્યવસ્થા કરવાને નીમ્યો હતો. દાદાજી ચતુર અને રાજકાજમાં કુશળ હતો. તેણે જીજાબાઈને માટે પૂનામાં એક મોટો મહેલ બંધાવ્યો હતો ત્યાં દાદાજી કોંડદેવની દેખરેખ હેઠળ શિવાજીનું બાળપણ વ્યતીત થયું.

આ સમયમાં મહારાષ્ટ્રીય લોકો ભણુવા–ગણુવા તરફ વધારે લક્ષ આપતા નહોતા; માત્ર પુસ્તકોના કીડા અને મંદ તેમજ તેજસ્વિતાહીન વાચાલ પોપટજી બનવા કરતાં વીર પુરુષોને છાજે એવા શૌર્યાદિ ગુણો કેળવવાને તેઓ ઉત્સાહી રહેતા હતા. શિવાજી પોતાની સહી પણ કરી શકતા નહોતા; પણ તીર ચલાવવામાં, બરછી મારવામાં અને તલવાર વાપરવામાં અદ્વિતીય ચાતુરી ધરાવતા હતા. મહારાષ્ટ્રના ઘોડાઓપર સ્વારી કરવામાં તે ઘણા કુશળ ગણાતા હતા. તેમની ઘોડા ચલાવવાની ચતુરાઈ જોઇને પ્રેક્ષકો ઘણા પ્રસન્ન થતા હતા. દાદાજીએ શિવાજીને પોતાના ધર્મમાં ચુસ્ત બનાવવાને માટે બહુ ધ્યાન આપ્યું હતું. આખરે તેનું પરિણામ પણ બહુ સારૂંજ આવ્યું. શિવાજી હિંદુધર્માનુસાર કાર્ય કરવામાંજ પ્રવૃત્ત રહેતા હતા. તે ઘણા ધ્યાનથી હિંદુધર્મની કથાઓ સાંભળતા હતા. રામાયણ, મહાભારત અને ભાગવતની કથા સાંભળવામાં તેમને બહુ આનંદ મળતો હતો. બાળપણથીજ કથા સાંભળવામાં તે બહુ શ્રદ્ધાવંત હતા. હિંદુધર્મપર આવી અચલ આસ્થા અને હિંદુધર્માનુસાર વર્તવામાં તેમને શ્રદ્ધા હોવાથી તેમણે હિંદુધર્મનું ગૌરવ રાખવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી. તેમની આ પ્રતિજ્ઞા અનેક વિંઘ્નો અને અનેક વિપત્તિઓ આવી પડવા છતાંએ ચલિત થઇ નહિ. શિવાજીએ અંતકાળપર્યંત નિર્ભયતાથી અને અવિચલ ચિત્તથી આ શુભ પ્રતિજ્ઞાનું પાલન કર્યું હતું.

રામાયણ અને મહાભારતની વીરતાભરી કથાઓ સાંભળવાથી શિવાજીના ચિત્તમાં વીરરસ ઉભરાઇ આવ્યો, સ્વાભાવિક સાહસિકતામાં વૃદ્ધિ થવા લાગી. સ્વજાતિપ્રેમ અને દેશહિતૈષિતા તેના મનમાં મજબૂત જડ ઘાલી બેઠાં. શિવાજીએ મોગલોની બાદશાહી

તોડી હિંદુ સામ્રાજ્ય સ્થાપન કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી હતી. તેમણે ધર્માંધ મુસલમાનોના અસહ્ય જુલમકાળમાં હિંદુધર્મની મહાશક્તિને પ્રકાશિત કરવાનો મહાપ્રયાસ કર્યો હતો. તેમની પ્રતિજ્ઞા નિષ્ફળ નીવડી નહિ. જે સમયે બાદશાહ ઔરંગઝેબના પ્રતાપથી પ્રાયઃ સમસ્ત ભારતવર્ષ કાંપી રહ્યો હતો, તે સમયે શિવાજીએ પોતાના બાહુબળને પ્રતાપે દક્ષિણમાં હિંદુસામ્રાજ્યની સ્થાપના કરી હતી. સ્વાધીનતાના ભક્ત વીરશિરોમણિ શિવાજીની અલૌકિક વીરતાથી વિજયી મુસલમાનોની વિજયિની શક્તિ નષ્ટ થવા લાગી. ઘણો વખત વહી ગયા પછી પુનઃ એક વાર હિંદુ લોકોની પ્રતિષ્ઠા તેમની પવિત્ર ભૂમિમાં વધવા લાગી.

શિવાજી પહાડી પ્રદેશમાં રહેતા માવલી લોકોને બહુ ચાહતા હતા. આ લોકોના ચહેરા ખૂબસુરત નહોતા; પણ યુદ્ધકાર્ય કરવામાં ચતુર, સાહસિક અને દૃઢપ્રતિજ્ઞ હતા. શિવાજીએ આ લોકોના ભરોસાપર અનેક સ્થાનોપર પોતાની વિજયપતાકા ફરકાવી હતી. તે હમેશાં કહેતા કે, હું મુસલમાનોને જીતીને સ્વતંત્ર રાજા બનીશ.

તરુણ વીરપુરુષનાં આ વાક્યો નિષ્ફળ થયાં નહિ. શિવાજીએ મુસલમાનોને પરાજિત કરી સ્વતંત્ર હિંદુરાજ્યની સ્થાપના કરી.

સોળ વર્ષની ઉંમરે શિવાજી એવા સાહસિક અને તેજસ્વી બની ગયા હતા કે ઘોડેસ્વાર સેનાની સાથે તે સદા સર્વદા પહાડોપર ઘૂમતા હતા. આમ કરવાથી પોતાના દેશના દુર્ગમ પહાડોના સર્વ માર્ગો તેમના ધ્યાનમાં આવી ગયા હતા. મહારાષ્ટ્ર દેશમાં અનેક પહાડી કિલ્લાઓ હતા. શિવાજીએ પોતાની ચતુરાઇથી આ કિલ્લામાંના ઘણાખરા પોતાને હસ્તગત કરી લીધા હતા. આ સઘળા કિલ્લાઓ વિજાપુરના નવાબના તાબામાં હતા. આથી વિજાપુરનો નવાબ શિવાજીનો શત્રુ બની ગયો. અફઝુલખાન વિજાપુરની સેનાનો સરદાર થઈને શિવાજીની સાથે યુદ્ધ કરવા આવ્યો. તેણે માર્ગમાં હિંદુ તીર્થોને અપવિત્ર કરવામાં અને હિંદુ દેવમંદિરોને તોડવામાં કશી કચાશ રાખી નહિ. આ વખતે શિવાજી રાયગઢના કિલ્લામાં રહેતા હતા. તેમણે હિંદુઓને થયેલા અપમાનનો બદલો લેવાનો નિશ્ચય કર્યો અને સેના એકઠી કરી. તેણે પોતાની માતાને દંડવત્ પ્રણામ કરી પ્રતાપગઢ તરફ પ્રયાણ કરવા માંડયું. તેમની સંકલ્પસિદ્ધિમાં કોઇ પ્રકારનું વિઘ્ન આડું આવ્યું નહિ. શુભ સમય આવી ગયો. શિવાજીએ

પોતાની મહત્તા સ્થાપિત કરવાને અપૂર્વ ચતુરાઈથી અફઝુલ- ખાનની સામે થવાની તૈયારી કરવા માંડી. જંગલમય દુર્ગમ પહાડી માર્ગોમાં સેનાને લઇને કુચ કરવાનું કાર્ય કેટલું કઠિન છે, એ અફઝુલખાન સારી પેઠે જાણતો હતો. આથી તેણે શિવાજીને યુક્તિ લડાવી વશ કરી લેવા માટે ગોપીનાથ પંત નામના એક મહારાષ્ટ્રીય બ્રાહ્મણને શિવાજીની પાસે પ્રતાપગઢ મોકલ્યો. ગોપીનાથ કિલ્લાની નજીકના ગામમાં પહોંચતાં, તેણે શિવાજીને ખબર કરી એટલે તે આવીને તેને મળ્યા. ગોપીનાથે ધીરતાથી શિવાજીને કહ્યું કે “ શાહજીની સાથે અફઝુલખાનને ગાઢી મિત્રતા છે; તેથી તે પોતાના મિત્રના પુત્રને કોઇ પણ પ્રકારનું દુઃખ દેવા ઇચ્છતો નથી, તે આપની સાથે શત્રુતા કરવા માગતો નથી; પણ એક જાગીર બક્ષીસ આપવા ઇચ્છે છે. શિવાજીએ સૌજન્ય અને વિનયની સાથે અફઝુલખાનના દૂતને જવાબ આપ્યો કે “ એક જાગીર મળવાથી મને ઘણો આનંદ થશે. હું તો માત્ર વિજાપુરના નવાબનો એક રંક સેવક છું.” દૂતે શિવાજીની આવી નમ્રતા જોઇને પોતાનો સંતોષ જાહેર કર્યો. પછી શિવાજીએ ગોપીનાથ- ને રહેવાને માટે એક જૂદો મુકામ આપ્યો અને તેની સાથેના માણસોને માટે જૂદો પ્રબંધ કરવામાં આવ્યો. એક દિવસે ઘોર અંધારી અર્ધરાત્રે શિવાજી ગોપીનાથ પંતના મુકામપર પહોંચ્યા અને તેને જણાવ્યું કે “ મેં હિંદુધર્મ અને હિંદુજાતિના ગૌરવ- નું રક્ષણ કરવાને માટે દૃઢ પ્રતિજ્ઞા લીધી છે. ગૌબ્રાહ્મણની રક્ષા કરવી, પવિત્ર દેવમંદિરોનું અપમાન કરનારને ઉચિત દંડ આપવો અને હિંદુધર્મના વિરોધીઓની શક્તિનું તાડન કરવું, એવી મારી પ્રબળ ઇચ્છા છે. હું ભવાનીની આજ્ઞાથી આ પવિત્ર કાર્યની સાધના કરવા માટે ઉદ્યુક્ત થયો છું. આપ બ્રાહ્મણ છો, તેથી આપને હર પ્રકારની સહાયતા આપવી, એ મારૂં પરમ કર્તવ્ય છે. મને આશા છે કે, આપણા દેશના બ્રાહ્મણોની સાથે હું પરમ સુખથી મારો સમય વ્યતીત કરી શકીશ.” શિવાજીએ ધીર ગંભીર ભાવથી આટલા શબ્દો કહી ગોપીનાથને એક ગામ ઈનામમાં આપવાની પ્રતિજ્ઞા લીધી. ગોપીનાથ આ તરુણ હિંદુવીરનું અસીમ સાહસ, અલૌકિક ભક્તિ અને ઉજ્જવળ સ્વદેશભક્તિ જોઇને દંગ થઇ ગયો અને તેના મુખમાંથી શિવાજીને પ્રતિકૂળ થઇ પડે એવી એક પણ વાત નીકળી નહિ. તેણે ધીરતાથી શિવાજી-

ના કાર્યમાં પોતાનાથી બનતી સહાયતા આપવાની કબૂલાત આપી અને પ્રતિજ્ઞા કરી કે "જ્યાંસુધી મારા જીવમાં જીવ છે, ત્યાંસુધી આપની વિરુદ્ધ કોઇ પણ આચરણ કરીશ નહિ." શિવાજીની આશા સફળ થઇ. ગોપીનાથ શિવાજીની હિંમત, સ્વદેશભક્તિ અને વાક્ચાતુરીથી મોહિત થઇને તેના મુખ્ય કારભારીઓની કક્ષામાં આવ્યો.

પછી શિવાજીએ કૃષ્ણાજી ભાસ્કર નામક એક વિશ્વાસુ કર્મચારીને અનેક પ્રકારની ભેટ-સોગાદો આપી ગોપીનાથની સાથે અફઝુલખાનની પાસે મોકલી આપ્યો. કૃષ્ણાજીએ વિજાપુરના સેનાપતિની પાસે જઇને કહ્યું કે "શિવાજી આપની સાથે મૈત્રી રાખવાને ખુશી છે. વિજાપુરના નવાબ સાથે વિરોધ કરવાની તેની ઇચ્છા નથી." આ વાત સાંભળી અફઝુલખાન પ્રસન્ન થઇ ગયો અને ગોપીનાથની સંમતિથી શિવાજીની મુલાકાત લેવાને પોતાની ખુશી દેખાડી. પ્રતાપગઢના કિલ્લાની નીચે એક સ્થાનપર શિવાજી અને અફઝુલખાનનો મેળાપ કરવાનો ઠરાવ થયો. શિવાજીએ અફઝુલખાનનો આવવાનો માર્ગ થોડાં વૃક્ષો કપાવીને સ્વચ્છ બનાવી દીધો; પરંતુ બાકીનો ભાગ તો જેવો ને તેવોજ રહ્યો. શિવાજીએ આસપાસની ઝાડીમાં પોતાનાં માણસો છુપાવી રાખ્યાં, મૂર્ખ વિજાપુરી સૈનિકોને આ વાતનો ભેદ જરા પણ સમજાયો નહિ. અફઝુલખાનની સાથે પંદરસો માણસો આવ્યાં હતાં; પરંતુ પંત બહાદૂરે તેને એવા અવળા પાટા બંધાવ્યા કે 'બધાં માણસો સાથે લેવાથી શિવાજીના મનમાં દગદગો પેદા થશે; માટે આ માણસોને થોડે દૂર રાખવાં જોઇશે.' મૂર્ખના સરદાર પણ મૂર્ખજ હોય છે. અફઝુલખાને પંતના અભિપ્રાય પ્રમાણે અમલ કર્યો અને પોતાની સાથે ફક્ત એક શસ્ત્રધારી અનુચર લઇ પાલખીમાં બેસીને મેળાપસ્થાનપર જઇ પહોંચ્યો. બીજે દિવસે શિવાજી પણ ઠરાવેલા વખતે અને ઠરાવેલા સ્થાને અફઝુલખાનને મળવાને આવ્યા. અફઝુલખાને એક મોટો જભ્ભો પહેર્યો હતો અને કમરમાંથી તલવાર લટકતી હતી. અહીંઆં શિવાજી પોતાનું ઇચ્છિત કાર્ય સાધવાને ઉદ્યત થઇ ગયા. શિવાજીનું શરીર લોહબખ્તરથી સજ્જિત હતું અને બખ્તરમાં બિછુવો તથા *વાઘનખ વિરાજમાન હતાં. અન્યને ખબર ન પડે એવી રીતે તેણે બખ્તરની ઉપર સુતરાઉ અંગરખો

* બિછુવો વિંછુના જેવો તીરછો હોય છે અને વાઘનખ વાઘના નખના આકારનો હોય છે.

પહેર્યો હતો. આ પ્રકારે સુસજ્જિત થઇ શિવાજી ધીમે ધીમે કિલ્લાપરથી ઉતરી યથોચિત નમ્રતાથી પ્રણામ કરતો કરતો અફ્ઝુલખાનની સમીપ આવી પહોંચ્યો. અફ્ઝુલખાનની માફક તેની સાથે પણ એક શસ્ત્રધારી સેવક હતો. ઉચિત રીતે પ્રણામ કર્યા પછી શિષ્ટાચાર પ્રમાણે બન્ને જણ છાતીસરસા ભેટ્યા, એટલે તરતજ અફ્ઝુલખાન એકદમ બરાડી ઉઠ્યો કે “ ભયંકર વિશ્વાસઘાત! ઘોર વિશ્વાસઘાત!!” શિવાજીએ આલિંગન કરતી વખતે પોતાનો વાઘનખ અફ્ઝુલખાનના પેટમાં ખોસી દીધો હતો. અત્યંત પીડાથી વ્યથિત થઇ અફ્ઝુલખાને શિવાજીના ઉપર તલવાર ચલાવી; પરંતુ શિવાજીના શરીર ઉપર બખ્તર હોવાથી તેને લેશ પણ ઇજા થઇ નહિ. આ ઘટના પળભરમાં બની ગઇ. એક ક્ષણમાં શિવાજીએ શસ્ત્ર ચલાવી અફ્ઝુલખાનને ભૂમિપર લોટતો કર્યો. અફ્ઝુલખાનનો સેવક આ દેખાવ જોઇ તટસ્થ રહી શક્યો નહિ. તે અટલ ધીરતા અને ભારે સાહસ ખેડીને તેના માલીકની હત્યા કરનારપર વેર લેવાના વિચારે આગળ ધાયો અને શિવાજીની સામે યુદ્ધ કરવા લાગ્યો. તેણે સારી બહાદૂરી દેખાડી, પણ તે થોડી વારમાં મુડદું થઇને જમીનપર પડ્યો. આ સમયે પાલખીવાળાઓ અફ્ઝુલખાનના મૃત શરીરને લઇને નાસી જવાની તૈયારી કરતા હતા; પરંતુ તેમની ગતિ તરતજ રોકવામાં આવી. શિવાજીનાં કેટલાંક માણસોએ એકાએક આવીને અફ્ઝુલખાનનું મસ્તક કાપી લીધું. મહારાજ તરફનો ઈસારો થતાંજ માવલી લોકોએ જંગલમાંથી એકદમ નીકળી અફ્ઝુલખાનની સેનાને ચારે તરફથી ઘેરી લીધી. મુસલમાની સેના માવલીઓના પરાક્રમ આગળ હતાશ બની અને છિન્નભિન્ન થઇ આમતેમ નાસવા લાગી. શિવાજીનો વિજય થવાથી સમસ્ત મહારાષ્ટ્રમાં તેની દિવ્ય કીર્તિ પ્રસરી ગઇ અને થોડા વખતમાં તેની પાસે પુષ્કળ માણસો તથા અતુલ સંપત્તિ એકઠી થઇ ગઇ.

જે માણસો સરલ હૃદયના છે, જીંદગીના હરેક કાર્યમાં જેણે સરળતાજ વાપરી છે, તેઓ શિવાજીના આ કાર્યને ઘોર વિશ્વાસઘાતી અને મહાપાતકી કહીને શિવાજીને નિંદે છે; પરંતુ જે માણસ દુર્દાન્ત શત્રુનો પરાજય કરીને પોતાના દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવાને ઉદ્યુક્ત થાય છે, દેશદ્રોહીઓથી વસાયેલા દેશમાં જાતીય સ્વતંત્રતાનું સામ્રાજ્ય સ્થાપન કરવાને માટે જે

પરિશ્રમ કરે છે, તેઓ આ વિષય તરફ અન્ય દૃષ્ટિથીજ જોશે. મુસલમાનોની ચાલાકીથી ભારતવર્ષની સ્વતંત્રતા નષ્ટ થઈ હતી. જે વખતે મહાવીર પૃથ્વીરાજ પોતાના દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવાને માટે એક મોટી સેના લઇને દૃષદ્વતી નદીને કિનારે પહોંચ્યો, તે વખતે શાહબુદ્દીન ઘોરી તેની અલૌકિક તેજસ્વિતા અને પ્રચંડ સેના જોઈને આશ્ચર્યચકિત થયો હતો. જો શાહાબુદ્દીન પોતાની ચાલાકી વાપરી રાત્રિને સમયે હિંદુસેના પર ગુપચુપ આક્રમણ ન કરત તો પૃથ્વીરાજનું એકાએક પતન થાત નહિ અને ભારતની સ્વતંત્રતાનો એકદમ નાશ થાત નહિ. જેમણે આવી ચાલાકી કરીને ભારતમાં પોતાની સત્તા જમાવવા માંડી, તેમની સાથે તેવીજ ચાલાકી વાપર્યાસિવાય કાર્ય સિદ્ધિ થઈ શકે નહિ. શિવાજી આ વાત સારી પેઠે સમજતા હતા. તેમને સંપૂર્ણ ખાત્રી હતી કે, ચાલાકીની સામે ચાલાકી કર્યા વગર શત્રુની સત્તા તોડીને હિંદુસામ્રાજ્યની સ્થાપના કરી શકાવાની નથી. જેમણે બીજાઓની સાથે વિશ્વાસઘાત કર્યો હતો, તેમની સાથે સરલ વ્યવહાર કરવાથી કાર્યની સિદ્ધિ કદી પણ થઇ શકશે નહિ, એવું શિક્ષણ શિવાજીને બાળપણથીજ મળ્યું હતું.

જો શિવાજી હથિયાર અને બખ્તરસહિત ન આવત તો તે સહેલાઇથી અફ્ઝુલખાનના તાબામાં આવી જાત. કાં તો તે બંદીવાન થઇને વિજાપુર જાત અથવા તો અફ્ઝુલખાનની તરવારથી તેનું મસ્તક ધડથી જૂદું થઇ જાત. આ વિચાર કરતાં શિવાજીની ચાતુરી સર્વ પ્રકારે કાર્યસાધક થઇ છે. જે માણસ સ્વદેશહિતૈષિતાના આવેશમાં આવી દુર્દાન્ત અને ચાલાક શત્રુઓના અત્યાચારની ગતિને રોકવાનો ઉદ્યોગ કરવા ઇચ્છે છે, તેમની દૃષ્ટિમાં શિવાજીનું આ કાર્ય નિંદનીય નથી, પરંતુ આદરણીય છે.

સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમદિશામાં સમુદ્રના કિનારાસુધી આવેલી જમીનને કોંકણ પ્રદેશ કહેવામાં આવે છે. વિજાપુરની સેનાનો પરાજય થયા પછી કોંકણ દેશનો ઘણોખરો ભાગ શિવાજીના તાબામાં આવી ગયો. ઉપલી ઘટના બન્યા પછી શિવાજી કોંકણ દેશમાં આવેલો પન્હાળગઢ લેવાને ઉદ્યુક્ત થયા. આ કિલ્લો વિજાપુરના નવાબના કબજામાં હતો અને દુર્ભેદ્ય ગણાતો હતો. શિવાજીએ, પન્હાળગઢ જીતવામાં પણ અપૂર્વ ચાતુરી વાપરી હતી. તેમણે પોતાના કેટલાક મુખ્ય મુખ્ય સરદારોની સાથે કૃત્રિમ ઝગડો

કર્યો. તેટલીજ કૃત્રિમતાથી પેલા સરદારો અસંતુષ્ટ થઇને પોતાની સાથે આઠસેં માણસો લઇને પન્હાળગઢના સુબાની પાસે પહોંચ્યા. આ સુબો પેલા સરદારોની ચાલાકી સમજી શકયો નહિ. શિવાજીની સાથે ખરો ઝઘડો થયો છે એવું માની તેણે પેલા સરદારોને ઘણી પ્રસન્નતાથી પોતાની નોકરીમાં રાખ્યા. આ તરફ શિવાજી શીઘ્ર પોતાની સેના લઇને પન્હાળના કિલ્લાપર ચઢી આવ્યા. કિલ્લાના કોટ પાસે ઘણાં ઉંચાં વૃક્ષો આવી રહ્યાં હતાં. શિવાજીના જે સરદારો કિલ્લામાં રહ્યા હતા, તેઓ એક રાતના શિવાજીને તથા તેમના સેવકોને પેલાં વૃક્ષોની મદદથી ગુપ્ત રીતે કિલ્લામાં લઇ ગયા અને કિલ્લાનું દ્વાર ખોલી દીધું. બસ, પછી શું પૂછવું ? સહેલાઇથી શિવાજીનો અધિકાર કિલ્લાપર બેસી ગયો.

આવી રીતે વારંવાર જય મળવાથી શિવાજીની શક્તિ અને સંપત્તિ એટલી વધી ગઇ કે અનેક સ્થળોએથી હિંદુ સૈનિકો આવીને તેમના સૈન્યમાં જોડાવા લાગ્યા. અને સેના વધવાથી શિવાજી પણ અધિક કઠિન કાર્યો યોજવા લાગ્યા. તેમની ઘોડેસ્વાર સેના મુસલમાન નવાબના મુલકમાં ધાડ પાડવા લાગી અને લૂંટવા લાગી. તેમનાં ઉદ્યોગ, સાહસ અને વીરતા ઘણાંજ વધી પડયાં. અને ક્રમેક્રમે ઠેઠ વિજાપુર નગરના કિલ્લાની નજીક જઇ લૂંટ ચલાવવા લાગ્યા.

વિજાપુરના નવાબને મરાઠાઓની આટલી બધી ધૃષ્ટતા જોઇ ઘણો ક્રોધ આવ્યો. તેણે પોતાની સત્તાનો સ્વીકાર કરાવવાને માટે શિવાજીની પાસે દૂત મોકલ્યો. દૂતને શિવાજીએ ગંભીર સ્વરે કહ્યું કે "તમારી સરકારનો મારાપર એટલો બધો શું દાબ છે કે હું તેની વાતનો સ્વીકાર કરૂં ? તમે અહીંઆંથી શીઘ્ર ચાલ્યા જાઓ, નહિ તો તમારે અપમાન ખમવું પડશે." આ સાંભળી દૂત ચાલ્યો ગયો. વિજાપુરના નવાબને શિવાજીની આ ઉદ્ધતાઈથી અત્યંત ક્રોધ ચઢયો. શિવાજી જ્યારે પ્રથમ નવાબની સામે થયો હતો, ત્યારેજ નવાબે શિવાજીના પિતા શાહજીને કારાગૃહમાં પૂરી તેને સ્પષ્ટ જણાવી દીધું હતું કે "જો તારો પુત્ર શીઘ્રજ મારી આધીનતા નહિ સ્વીકારે, તો કેદખાનાનું દ્વાર બંધ કરી તને જીવતાંસુધી અંધારામાં પૂરી રાખવામાં આવશે." પિતાની આ માઠી દશાની ખબર સાંભળી શિવાજીનો આત્મા કેટલેક અંશે શિથિલ થયો, પણ તે પોતાના કર્તવ્યથી પરાંગ્મુખ થયા નહિ. શિવાજીએ દિલ્હીના પાદશાહ શાહજહાનને આ હકીકતની

ખબર આપી અને અનુમાન થાય છે કે, કદાચ દિલ્હીના પાદશાહની આજ્ઞાથીજ વિજાપુરના નવાબે શાહજીને છોડી દીધો હશે. કેદખાનામાંથી છૂટ્યા પછી શાહજી પોતાની દુર્દશાના કારણભૂત પોતાના પુત્રની પાસે આવ્યા. શિવાજીએ પોતાના પિતાનું યથોચિત સન્માન કર્યું. શિવાજી એટલા બધા પિતૃભક્ત હતા કે પોતાના પિતાને ગાદીપર બેસાડી તેમની પાદુકા લઈ એક સેવકની માફક તેમની સમીપ ઉભા રહેતા હતા. મહાવીર શિવાજીનામાં પિતૃભક્તિ કેટલી હતી તે વાત આથી સુસ્પષ્ટ થાય છે.

શાહજીનો છૂટકારો થયા પછી શિવાજીએ પુનઃ પોતાના રાજ્યમાં વધારો કરવાનો ઉદ્યોગ કરવા માંડ્યો. વિજાપુરના નવાબે શિવાજીને પરાજિત કરવાને માટે ઘણી સેના મોકલી; પરંતુ શિવાજીની ચતુરાઇ આગળ તેનો સર્વ ઉદ્યોગ વ્યર્થ ગયો. તેનો સેનાપતિ અફઝુલખાન માર્યો ગયો. તે પછી તેણે બીજી વાર એક બીજા રણચતુર આવિશીની સેનાપતિને શિવાજીની સામે મોકલી આપ્યો. વિજાપુરની સેનાએ શિવાજીને પાન્હાલ નામના કિલ્લામાં ઘેરી લીધા. આ વખત પણ શિવાજીનો વિજય થયો; કારણકે શિવાજીના ચાતુર્ય આગળ આવિશીની સરદારનો સર્વ ઉદ્યોગ નિષ્ફળ ગયો અને અંતે તે સરદાર પોતાના અનુચરોસહિત માર્યો ગયો અને વિજાપુરની સેનાનો પરાજય થયો.

જે સમયે ઔરંગઝેબ પોતાના પિતાનું રાજસિંહાસન ખુંચવી લેવાને માટે આગ્રે ગયો હતો, તે સમયે તેણે શિવાજીની પાસે કેટલાક પ્રતિષ્ઠિત સરદારોને મોકલીને તેની સહાયતા માગી હતી; પરંતુ શિવાજીએ ઔરંગઝેબને તેના અનીતિભરેલા કાર્યમાટે સાફ ના પાડી. તેણે ઔરંગઝેબનો દુષ્ટ વિચાર જાણી તેના સરદારોને ધૃણા અને તિરસ્કાર સાથે હાંકી કાઢયા અને તેઓ ઔરંગઝેબનો જે પત્ર લાવ્યા હતા તેને કુતરાની પૂછડી સાથે બંધાવી દીધો. આ વખતથી ઔરંગઝેબ શિવાજીનો કટ્ટો દુશ્મન બન્યો. આ વખતથીજ તે શિવાજીને "પહાડી ઉંદર" કહીને તેમને હરપ્રકારે હાનિ પહોંચાડવાનો ઉદ્યોગ કરવા લાગ્યો.

ઔરંગઝેબે પોતાના વૃદ્ધ પિતાનું રાજસિંહાસન ખુંચવી લીધું અને તેને કેદ કરી તખ્તનશીન થઇ ગયો. આ તરફ વિજાપુરના નવાબ સાથે શિવાજીને મિત્રતા થઈ. આ સમયે સમસ્ત કોંકણ દેશમાં શિવાજી ની સત્તા જામી ગઈ હતી, તેમની પાસે આ વખતે

સાત હજાર ઘોડેસ્વારો અને પચાસ હજાર પાયદલ સેના હતી.

વિજાપુરના નવાબ સાથે મિત્રતા થયા પછી શિવાજીએ મોગલ-રાજ્યપર ચઢાઇ કરવાની તૈયારી કરવા માંડી. તેમની આજ્ઞાથી સેના-પતિઓ દિલ્હીના તાબાના મુલકોમાં લૂંટ કરી પૂનામાં આવ્યા. આ વખતે દક્ષિણનો સુબો શાયસ્તખાન હતો. બાદશાહ ઔરંગ-ઝેબે શિવાજીનું દમન કરવાને માટે શાયસ્તખાનને હુકમ આપ્યો. આ હુકમ મળતાંજ શાયસ્તખાન એક મોટું લશ્કર લઇ ઔરંગા-બાદથી પૂનાની સમીપ આવી પહોંચ્યો. શિવાજી મુગલસેના આવ્યા-ના સમાચાર સાંભળી રાયગઢને છોડી સિંહગઢમાં રહેવા લાગ્યા.

શાયસ્તખાન શિવાજીની ચાલાકીની વાત સારી પેઠે જાણતો હતો, તેથી તેણે સાવચેતી વાપરી પોતાની છાવણી સુરક્ષિત રાખી. તેનું આજ્ઞાપત્ર દેખાડ્યા સિવાય કોઇપણ શસ્ત્રધારી મરાઠો પૂના શહેરમાં પ્રવેશ કરી શકતો નહોતો; પરંતુ તેની આ સાવચેતીનું પણ કાંઇ સારૂં પરિણામ આવ્યું નહિ. ચતુર શિવાજીના સાહસ અને ચાલાકીથી મોગલોની પાયમાલી થવાની શરૂઆત થઇ.

એક દિવસ રાતને વખતે પૃથ્વીપર ઘોર અંધકાર છવાઇ રહ્યો છે. પૂનાના માર્ગ, ઘાટ, મહેલ સર્વે ઘોર અંધકારમાં દટાઇ ગયા છે. ક્યાંય પણ મનુષ્યનું દર્શન સુદ્ધાં થતું નથી. માત્ર કેટલાક જાનૈયાઓ રાત્રિની શાંતિમાં ભંગ કરી ધીમે ધીમે પૂના તરફ ચા-લ્યા જાય છે. સાહસિક શિવાજી આ તકનો લાભ લઇ એક સ્થાન-પર પોતાની સેનાને ઉભી રાખી માત્ર પચ્ચીસ અનુચરોને પોતાની સાથે લઇ તે જાનૈયાઓની સાથે ભળી ગયા. જાનનાં માણસો આ-નંદથી ગાતાં–વજાડતાં પૂના નગરીની અંદર પ્રવેશ કરી ગયાં. શિવા-જી પણ તેમની સાથે સાથે નગરમાં ઘુસી ગયા, અને જે મહેલમાં શાયસ્તખાન ઘોર નિદ્રામાં પડ્યો હતો તે મહેલપર એકદમ આક્રમણ કર્યું. શાયસ્તખાનની સાથે કેટલીક સ્ત્રીઓ હતી તેમણે શિવાજીના આક્રમણની ખબર તેને પહોંચાડી; એટલે તે એકદમ ઉઠીને હાંફળો ફાંફળો નાસવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ચારે તરફ તેના દુશ્મનો નાગી તલવાર સાથે તેની વાટ જોઇ રહ્યા હતા; તો-પણ તે કોઇ રીતે મહેલમાંથી છટકી જવા પામ્યો. માત્ર તેમના હાથ-ની એક આંગળી કપાઇ ગઇ. નાસી જવાથી તેમનો દેહ તો સલામત રહ્યો, પણ શાયસ્તખાનના પુત્ર અને તેની સેનાનાં માણસો મરાઠા-ઓને હાથે માર્યાં ગયાં. શિવાજી વિજયના ચિહ્નતરીકે બળતી

મશાલો સાથે પૂના શહેરમાંથી નીકળી સિંહગઢ પહોંચી ગયા.

આ વિજયથી મહાવીર શિવાજીની કીર્તિ સમસ્ત મહારાષ્ટ્રમાં પ્રસરી ગઇ. સકળ મહારાષ્ટ્રવાસીઓ પોતાના એ મહાવીરનાં યશોગાન ગાવા લાગ્યા. શિવાજીને અનેક વર્ષો વીતવા છતાં તેમની વીરતાની કથા લુપ્ત થઇ નથી. મરાઠા લોકો હજી પણ શિવાજીના સાહસ અને વીરતાનાં યશોગાન ગાતાં પુલકિત બની જાય છે.

બીજે દિવસે ઘણા મોગલ ઘોડેસવારો સિંહગઢ તરફ ગયા. શિવાજીએ તેમને કિલ્લાની નજીક આવવા કહ્યું. આ લોકો ઘણી બહાદુરી દર્શાવીને ડંકો વગાડતા અને હાથમાં પકડેલી નાગી તલવારો ઘુમાવતા કિલ્લાની નજીક પહોંચ્યા. શિવાજીએ આ સમયે તેમની સામે તોપ ખડી કરી દીધી. આ લોકો તોપને જોઇ નાસવા લાગ્યા. શિવાજીએ તેમની પાછળ એક સેનાપતિને થોડું લશ્કર આપી મોકલ્યો અને તે તેમને દૂર સુધી નસાડી મૂકી આવ્યો. શિવાજી આ પહેલી વારજ મોગલસેનાને નસાડી મૂકવાને શક્તિવાન થયો. આ વખત પણ તેની કીર્તિમાં ઘણો વધારો થયો.

આ પછી શિવાજી ઘોડેસવાર સેના લઈ બાદશાહ ઔરંગઝેબનું સુરત શહેર લૂંટીને ઘણું દ્રવ્ય રાયગઢ લઈ આવ્યા. તે જળમાર્ગમાં પણ પોતાનો અધિકાર જમાવવાનો પ્રયત્ન કરતા હતા. તેમની ઘણી લશ્કરી મનવારો હતી. આ વહાણોદ્વારા મોગલ બાદશાહોનાં ઘણાં લશ્કરી વહાણોને શિવાજીએ જીતી લીધાં હતાં.

સુરત લૂંટ્યા પછી શિવાજીને ખબર પડી કે, પોતાના પિતા શાહજીનું મૃત્યુ થયું છે. આથી તેઓ સિંહગઢ ગયા અને પિતાજીની શ્રાદ્ધાદિ ક્રિયા કરી. પછી રાયગઢમાં આવી પોતાના મંત્રીઓની સાથે પોતાના રાજ્યના સુપ્રબંધનું કાર્ય કરવા લાગ્યા. આ કાર્યમાં કેટલાક મહીના વીતી ગયા. આ સમયે શિવાજીએ પોતાના નામ સાથે રાજાની ઉપાધિ જોડી અને પોતાના નામના સિક્કા પાડવા માંડયા. વીર પુરુષની પ્રતિજ્ઞા પૂરી થઈ. મુગલોના પ્રચંડ સામ્રાજ્યની વચમાં ભારતના મહાવીર શિવાજી સ્વતંત્ર હિંદુરાજ્ય સ્થાપન કરી પોતાનો અધિકાર ચલાવવા લાગ્યા.

મક્કા જનારા મુસલમાન યાત્રાળુઓ સુરતથી વહાણુપર બેસતા હતા અને તેથી તેઓ સુરતને પ્રધાન તીર્થ ગણતા હતા. મુસલમાનોનાં પવિત્ર સ્થાનને લૂંટવાની અને રાજાની ઉપાધિ ધારણ કરવાની શિવાજીની ધૃષ્ટતાની વાત સાંભળી ઔરંગઝેબને

ઘણો ક્રોધ ચઢ્યો અને તેમનું દમન કરવાને માટે તેણે જયસિંહ તથા દિલેરખાનને દક્ષિણમાં મોકલી આપ્યા. આ વખતે શિવાજી તેમની સામે થયા નહિ, પણ તેમની સાથે સલાહ કરવાના ઉદ્દેશથી રઘુનાથ પંત નામના પોતાના ન્યાયશાસ્ત્રીને જયસિંહની પાસે મોકલ્યો. પંત સાથે જયસિંહને ઘણી વાતો થઇ. આખરે પંત શિવાજી પાસે આવ્યો. શિવાજી વીરધર્મના પક્ષપાતી હોવાથી જરા પણ શંકા કર્યા વગર ઘણા થોડા સેવકોની સાથે વર્ષાઋતુના આરંભમાં જયસિંહની છાવણીમાં ગયા. ત્યાં જઇ તેમણે પોતાના આગમનની ખબર જયસિંહને આપી. જયસિંહે તેમને માનસહિત લાવવાને માટે એક પ્રતિષ્ઠિત કર્મચારીને સામો મોકલ્યો. શિવાજી તંબુની પાસે પહોંચતાંજ જયસિંહે આગળ આવી તેમને છાતી સરસા ચાંપ્યા અને તંબુની અંદર લઇ પોતાની જમણી બાજુએ બેસાડ્યા. સંધિના નિયમો તૈયાર કરવામાં આવ્યા અને દિલ્હી મોકલી દેવામાં આવ્યા. બાદશાહે આ નિયમોનો સ્વીકાર કરી સંધિપત્ર પુનઃ દક્ષિણમાં મોકલ્યો. ત્યાર પછી શિવાજી મોગલોના પક્ષમાં ભળી વિજાપુરના નવાબની સામે લડવા લાગ્યા. બીજે વર્ષે બાદશાહના નિમંત્રણથી પોતાના પુત્ર શંભાજી, પાંચસો ઘોડેસ્વાર અને એક હજાર માવલી લોકોના સૈન્ય સાથે શિવાજી દિલ્હી ગયા.

દિલ્હીમાં પહોંચતાં તેમને જોવાને માટે ઘણા લોકો એકઠા થયા; પણ દુષ્ટ ઔરંગઝેબે આ પરાક્રમી હિંદુ રાજાને યોગ્ય સન્માન આપ્યું નહિ, કિંતુ હિંદુઓની સમક્ષ હિંદુકુલભૂષણ શિવાજી મહારાજનું અપમાન કરવાની ચેષ્ટા કરવા લાગ્યો.

જયારે શિવાજી દરબારમાં પહોંચ્યા, ત્યારે તેમને ઔરંગઝેબે હલકા દરજ્જાના કર્મચારીઓની જગ્યાએ બેસાડયા. શિવાજી આથી દુઃખિત અને અપ્રસન્ન થઇ દરબારમાંથી ઉઠી ચાલ્યા ગયા, પણ દિલ્હીમાંથી નીકળી પોતાના દેશ તરફ તેઓ આ વખત જઇ શકયા નહિ. બાદશાહે તેમના નિવાસસ્થાનપર પહેરો રાખવાને માટે નગરના કોટવાળને હુકમ આપ્યો હતો; પણ આ ચતુર મહારાજાએ પોતાની સાથેના લોકોને દિલ્હીનાં હવાપાણી માફક ન આવવાનું બહાનું કાઢી તેમને પોતાના દેશ જવા દેવાની આજ્ઞા માગી. સાથેના લોકોના જવાથી શિવાજી અસહાય થઇ સહજમાં વશ થઇ જશે, આવો વિચાર કરી બાદશાહે તેમના સાથીઓને દેશમાં જવાની આજ્ઞા કરી. શિવાજી બાદશાહની ચાલાકી

સમજી ગયા અને शठं प्रति शाठ्यं कुर्यात् એ નિયમાનુસાર તે
પોતે યુક્તિ વાપરવા માંડી. પોતાના નિવાસસ્થાનમાં પોતે બિ
હોવાનું બહાનું કાઢી તેઓ આખો દિવસ સુસ્ત પડી રહેવા લાગ
થોડા દિવસ પછી કાંઇક આરામ થયો છે, એમ જણાવી તે નિ
ફકીરોને મિઠાઇ વહેંચવા માંડી.આ રીતે તેમના નિવાસસ્થાનપ
હજારો મણ મિઠાઇના ટોપલા દરવાજા બહાર જવા લાગ્યા. જ
પહેરેગીરોને ખાત્રી થઈ કે, મિઠાઈનાજ ટોપલા દરવાજા બ
જાય છે, ત્યારે એક ટોપલામાં શિવાજી અને બીજામાં શંભા
બેસી દરવાજા બહાર નીકળી ગયા. શહેરની બહાર નજીકમ
તેમને માટે એક ઘોડો ઉભો રાખવામાં આવ્યો હતો. તેના
શિવાજી મહારાજ ચઢી બેઠા અને પોતાની પાછળ પોતાના પુ
ચઢાવી દીધો અને એકદમ મથુરાં જઇ પહોંચ્યા. ત્યાં કોઈ મિ
ઘેર પોતાના પુત્રને રાખી શિવાજી મહારાજ એક સંન્યાસીનો વે
લઇ ફરતા ફરતા દક્ષિણમાં જઈ પહોંચ્યા.

આ સમયે મરાઠાઓ વિજાપુરના નવાબની સાથે યુદ્ધ કરવા
રોકાયા હતા. શિવાજીને વિજાપુરના નવાબની સાથે સલાહ
જશે, એવી શંકાથી ઔરંગઝેબે શિવાજીને કેટલીક જાગીર આ
તેમની રાજાની ઉપાધિ દૃઢ કરી દીધી. પછી શિવાજીએ વિજાપુર
ગોવલકોંડાનાં રાજ્યો સાથે લડીને તેમની પાસેથી કર લીધો.

કેટલોક વખત સુધી યુદ્ધ કરવાનું છોડી દઇ શિવાજીએ
તાના રાજ્યની સુવ્યવસ્થા કરવામાં પોતાનું ચિત્ત રોક્યું. તે
રાજ્યપ્રબંધનું સર્વ કાર્ય બ્રાહ્મણોના હાથમાં સોંપ્યું. ખેડુતો
જુલમ ન થાય; ઠગાઈ, પ્રપંચ, ચોરી, લૂંટ આદિ ન થાય;
માટે ઉત્તમ કાયદા બનાવ્યા. તેમની શાસનપ્રણાલી પ્રમાણે ઉત્પ
થયેલા અન્નમાંથી ત્રણ ભાગ ખેડુતના અને બે ભાગ સરકા
થતા હતા. શિવાજી પોતના નોકરો મારફતે રાજ્યકર ઉઘર
લેતા અને સૈનિકોને રાજ્યના ખજાનામાંથી પગાર આપવા
આવતો હતો. તેમની સેના ઘણી ખરી માવલી લોકોની બનેલી હ
તેમનાં મુખ્ય શસ્ત્રો તલવાર, ઢાલ અને બંદુક એટલાં હતાં. ઘો
સ્વાર સેનાના બરગિરદાર અને શિલેદાર એવા બે ભાગ હતા.

હિંદુઓની માન્યતા પ્રમાણે શરદ્‌ઋતુ એ દિગ્વિજયની ય
કરવાનો સમય છે. પ્રતાપશાળી શિવાજી આ સમયે દુર્ગતિ
શિની ભવાનીની પૂજા કરી દિગ્વિજય કરવાને માટે પ્રવાસ ક

હતા. તે શત્રુઓનાં નગરો લૂંટતા હતા; પરંતુ ખેડુત, ગાય, બ્રાહ્મણ અને સ્ત્રીઓની ઉપર કદી પણ જુલમ કરતા નહોતા. આ રીતે પરાક્રમી મુગલોના શાસનકાળમાં મરાઠાઓનું રાજ્ય સ્થાપિત થયું હતું અને મરાઠાઓએ પોતાની કીર્તિનો ડંકો વગાડ્યો હતો.

ઔરંગઝેબે પુનઃ એક વાર બહારથી સજ્જનતાનો ડોળ કરી શિવાજીને હાથ કરવાનો પ્રયત્ન કર્યો હતો; પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહિ. શિવાજી ઔરંગઝેબની પ્રપંચજાળમાં ફસ્યા નહિ. તે તો અગાઉની માફક દક્ષિણમાં જ્યાં ત્યાં પોતાનું રાજ્ય જમાવવામાં-જ મચી રહ્યા. આથી મોગલ પાદશાહને હવે ખુલ્લી રીતે મરાઠાઓની સાથે યુદ્ધ કરવાની ફરજ પડી. શિવાજી મુગલોથી લેશ પણ ડર્યા નહિ, અને પોતાની ટેક છોડી મોગલોની અધીનતા સ્વીકારી નહિ. તેમણે સાચા વીર પુરુષની માફક વીરધર્મની રક્ષા કરી અને મોગલોના અધિકાર નીચેના કેટલાક કિલ્લા જીતી તેનાપર પોતાની વિજયપતાકા ફરકાવવા માંડી. ત્યાર પછી શિવાજી ફરી એક વાર પંદર હજાર ઘોડેસવાર લઇ સુરતપર ચઢી ગયા અને લૂંટ ચલાવી. તેમની સામે થવાની કોઈની હિંમત ચાલી નહિ અને શિવાજી નિર્ભય રીતે સંપત્તિ લૂંટીને પાછા આવતા રહ્યા.

શિવાજી જ્યારે સુરતથી આવતા હતા, ત્યારે દાઉદખાન નામક એક મુગલ સેનાપતિ પાંચ હજાર ઘોડેસવાર લઇને તેમની પાછળ પડયો. શિવાજીએ દાઉદખાનને ઘેરીને સારી પેઠે નશિયત આપી. શિવાજીનો સેનાપતિ પ્રતાપરાવ ખાનદેશમાં જઇને તે જીલ્લામાંથી રાજ્યકર વસુલ કરવા લાગ્યો. શિવાજીની આવી ફતેહથી ચિંતાતુર થઇને ઔરંગઝેબે મહોબતખાન નામના સરદારને ચાલીસહજાર માણસનું લશ્કર આપીને શિવાજીની સામે મોકલ્યો. શિવાજી આ લશ્કરના આક્રમણથી ડરી ગયા નહિ. તેમણે મોરુપંત અને પ્રતાપરાવને મુગલ સેનાની સામે યુદ્ધ કરવાને મોકલ્યા. આ બે સરદારોના આગમનની ખબર સાંભળી મહોબતખાને ઇખલાસખાન નામના સરદારને એક મોટી સેના આપી તેમની સામે લડવા મોકલ્યો. આ યુદ્ધમાં મોગલસેના સંપૂર્ણ પરાજય પામી. ઘણા સૈનિકો અને બાવીસ મોગલ સરદાર માર્યા ગયા અને કેટલાક મુખ્ય સરદારો પકડાઇને કેદમાં પડયા.

મરાઠા અને મુગલો વચ્ચે બે મોટાં યુદ્ધો થયાં. તેમાં શિવાજીને સંપૂર્ણ જય પ્રાપ્ત થયો. ચારે તરફ તેમના નામની જયઘોષ-

ણુ થઈ રહી. સર્વે લોકો શિવાજીને મહાપરાક્રમી રાજા સમજી-ને તેમનું સન્માન કરવા લાગ્યા. તેમની વીરતા, પ્રતાપ અને રણચા-તુરી જોઇ આશ્ચર્યચકિત થઇ સર્વે તેમને અસાધારણ વીરપુરુષ સ-મજવા લાગ્યા. ઔરંગઝેબ આ પરાક્રમી શત્રુના અપૂર્વ પ્રભાવથી વિસ્મિત થયો. આ યુદ્ધમાં જેટલા મુસલમાન સરદારો કેદ પક-ડાયા હતા, તેમાંના કોઈની સાથે શિવાજીએ અનુચિત વર્તણુક ચ-લાવી નહિ; પરંતુ તેમને ઉત્તમ સન્માન સાથે રાયગઢ મોકલી આપ્યા અને તેમના જખમોપર દવા કરી તેને રૂઝવી નાખ્યા અને તેઓ તદ્દન સાજા થઇ ગયા પછી તેમને વિદાય કરી દીધા. ભારત-ના અદ્વિતીય વીર પુરુષે વીરધર્મને લાંછન લગાડયું નહિ. ઘાયલ થયેલા કેદીઓને રાયગઢમાં કોઇ પણ સમયે દુઃખ પડવા દીધું નહોતું. દુર્દશાગ્રસ્ત શત્રુઓપ્રત્યે આવી ઉદારતા બતાવી શિવાજી-એ વીરોચિત ધર્મનો પરિચય કરાવ્યો. આ મહત્ત્વ અને ઉ-દારતા ચિરકાલપર્યંત ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાઇ રહેશે.

શિવાજીએ પ્રથમ રાજાની ઉપાધિ ધારણ કરી પોતાના નામના સિક્કા ચલાવ્યા હતા. આ વખતે તેમણે વિદ્વાન બ્રાહ્મણો-ને બોલાવી રાજ્યાભિષેકના સંબંધમાં શાસ્ત્રના નિયમાનુસાર તે-મની સંમતિ લીધી. ગાગા ભટ્ટ નામના એક સમર્થ વિદ્વાનને આ સમયે કાશીથી રાયગઢ બોલાવવામાં આવ્યો હતો. રાજ્યા-ભિષેકના કાર્યનો ભાર તેને સોંપવામાં આવ્યો. મરાઠાઓના ઇતિહાસમાં શાકે ૧૫૯૬ ના જ્યેષ્ઠ માસની શુકલ ત્રયોદશી પ્રાતઃસ્મરણીય તિથિઓમાં ગણવા યોગ્ય છે. આ દિવસે રાયગઢના કિલ્લામાં શિવાજી મહારાજ સ્વતંત્ર રાજાતરિકે સિંહાસનારૂઢ થયા. એ દિવસે સર્વ શાસ્ત્રોમાં પારંગત વિદ્વાન ગાગા ભટ્ટે શાસ્ત્રની વિધિ અનુસાર શિવાજીનો રાજ્યાભિષેક કર્યો હતો. આ પ્રસંગનિમિત્તે અનેક બ્રાહ્મણોએ અનુષ્ઠાન કર્યાં. આ મહાન પ્રસંગે રાયગઢમાં અપૂર્વ આનંદ છવાઇ રહ્યો હતો. સ્વાધીનતાના ભક્ત હિંદુ વીરો-ના જયધ્વનિથી રાયગઢ ગરજી ઉઠયું હતું. વીરશિરોમણી શિવાજીએ રાજ્યપદપર સ્થિત થઇને તે દિવસના સ્મરણને માટે એક વાર્ષિક ઉત્સવ નિયત કર્યો અને રાજ્યની સર્વ ઉપાધિઓને ફારસીમાંથી સંસ્કૃતમાં ફેરવી નાખવાની આજ્ઞા કરી. રાજ્યાભિષેક-પ્રસંગે ભિન્ન ભિન્ન સ્થળેથી કેટલાએક રાજદૂતો રાયગઢમાં આવ્યા હતા. મુંબઈથી એક અંગ્રેજ રાજદૂત પણ ગયો હતો.

આ દૂતે અંગ્રેજ કંપનીના પ્રતિનિધિતરીકે આવી શિવાજીની સાથે સંધિ કરી હતી. આ રીતે શિવાજીના અભિષેકનું કાર્ય સમાપ્ત થયું. આ રીતે ક્ષત્રિય રાજાએ પોતાના બાહુબળથી જગતમાં અતિમહાન પ્રસિદ્ધિ મેળવી.

શિવાજી રાજા બની નિયમાનુસાર રાજકાર્યમાં પ્રવૃત્ત થયા. નર્મદાથી કૃષ્ણાનદી સુધી દક્ષિણભારતવર્ષ તેમને આધીન થઇ ગયું હતું. તેમણે આ મહાન સામ્રાજ્યનું શાસન કરવામાં કદી ઉદાસીનતા બતાવી નહિ. યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કરવામાં અને અન્ય રાજ્યોપર પોતાનો અધિકાર બેસાડવામાં તેમણે જેવી શક્તિ અને ચતુરાઇ દેખાડી હતી, તેવીજ શક્તિ અને ચતુરાઇ તેમણે અધિકારમાં આવેલા રાજ્યનો શાસનપ્રબંધ કરવામાં બતાવી હતી. શિવાજીએ ત્યાર પછી અનેક સ્થાનોપર યુદ્ધ કર્યાં અને આ યુદ્ધોમાં તેમણે પોતાનાં પરાક્રમની પરમાવધિ બતાવી હતી. તેમની સેના નર્મદા નદી ઉતરીને મુગલબાદશાહના રાજ્યમાં આક્રમણ કરતાં પાછી હઠી નહિ. જે વખતે મુગલસેનાપતિ દિલેરખાને વિજાપુરના નવાબની ઉપર ચઢાઇ કરી, તે વખતે વિજાપુરના નવાબે શિવાજીની સહાયતા માગી અને શિવાજીએ સહાયતા આપી પણ ખરી. શિવાજીની સમયચાતુરી જોઇ દિલેરખાન એટલો તો ગભરાઈ ગયો કે તે હતાશ થઇને વિજાપુરથી નાસી ગયો. વિજાપુરના નવાબે આ ઉપકારના બદલામાં શિવાજીને પોતાના રાજ્યમાંથી કેટલોક ભાગ આપીને કૃતજ્ઞતા બતાવી.

આ પ્રકારે અનેક સ્થાનોપર અનેક વિષયોમાં અપૂર્વ સાહસ, અલૌકિક શક્તિ અને અટલ તેજસ્વિતા બતાવી વીરશિરોમણિ શિવાજી જીવનની અંતિમ દશામાં આવી પહોંચ્યા. પોતાનું ગળું સૂજી આવવાથી તે રાયગઢ ગયા. ત્યાં તેમને ભયંકર તાવ લાગુ પડ્યો. આ તાવ નાબુદ થયો નહિ. આ તાવથી સાતમે દિવસે એટલે ઇ. સ. ૧૬૮૦ ની ૫ મી એપ્રીલે ૫૩ વર્ષની ઉંમરે શિવાજી મહારાજ અવસાન પામ્યા.

એ રીતે આ અસાધારણ વીર પુરુષના અલૌકિક પરાક્રમોથી ભરેલા જીવનની સમાપ્તિ થઇ. શિવાજીનાં બધાં કામો અલૌકિક ભાવથીભરેલાં હતાં. ભારતનો અદ્વિતીય પાદશાહ પણ તેમની શક્તિ અને ગતિને રોકી ન શકયો. જે વખતે તેમની માવલી સેના, તેમની રણચાતુરી, તેમનાં સાહસો અને તેમની શાસનપ્રણાલીનું

સ્મરણુ થાય છે, ત્યારે તેમનાપર અત્યંત શ્રદ્ધા અને પ્રીતિ ઉત્પન્ન થાય છે. તેઓ પોતાના પિતાની જાણુવગર અસહાય અને આશ્રયહીન દશામાં ઇચ્છિત કાર્યની સાધના કરવામાં પ્રવૃત્ત થયા હતા. એમ કરવામાં તેમના મનમાં કોઇ પ્રકારની શંકા કે ગભરાટ-ની ઉત્પત્તિ થઈ નહોતી. તેમણે અપૂર્વ શક્તિ અને દઢ નિશ્ચયના બળથી પોતાની મહાન સાધનામાં સિદ્ધિ પ્રાપ્ત કરી હતી.

શિવાજી પોતાની જાતિના પ્રાચીન ગૌરવના ઉદ્ધારક હતા. ઘણી શતાબ્દીઓ થયાં જે જાતિ ભયંકર અત્યાચારોનું પરમ કષ્ટ ભોગવી રહી હતી, જે જાતિએ સ્વાધીનતાનો પરિત્યાગ કરી પરાધીનતાનેજ પરમ પુરુષાર્થ સમજી લીધો હતો, તે જાતિને શિવાજી ધીમે ધીમે ઉન્નતિના માર્ગપર લાવ્યા અને ધીમે ધીમે તે જાતિના હૃદયમાં અચિંતનીય સાહસ તથા ઉત્સાહ ભરી દઇને તે જાતિના માણુસોને સ્વતંત્રતાના ભક્ત વીર પુરુષના પદપર પ્રતિષ્ઠિત કરી દીધા. મોગલ બાદશાહી ઉન્નતિના શિખરે હતી, તે વખતમાં શિવાજીએ પોતાના બાહુબળથી સ્વતંત્ર હિંદુરાજ્યની સ્થાપના કરી. પરાધીનતાના શોચનીય સમયમાં અને અત્યાચાર-ના ભયદાયક કાળમાં હિંદુઓની પવિત્ર ભૂમિમાં બીજા કોઈ હિંદુ વીરે આવાં પરાક્રમથી સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી નહોતી.

પરમ સાહસ અને અટલ શક્તિને લીધે શિવાજી જે કામ હાથ ધરતા, તેમાં તે અવશ્ય વિજયજ પામતા હતા. તેમની શક્તિની સામે સર્વ રીતે કેળવાયેલી મોગલસેના ભયભીત થઈ આમ તેમ નાસતી હતી. મતલબ કે, શિવાજીના સમયમાં તેમના જેવો સાહસિક, શકિતવાન અને ચતુર બીજો કોઈ વીર નહોતો. બાદશાહ ઔરંગઝેબ તેમને તિરસ્કારથી 'પહાડી ઉંદર' કહેતો હતો, પણુ એ 'પહાડી ઉંદર'ની શક્તિથી એ બાદશાહ એટલો બધો ગભરાઇ ગયો હતો કે તેણે શિવાજીની રાજાની ઉપાધિ કબૂલ રાખી હતી. શિવાજીના મરણુની ખબર સાંભળી ઔરંગ-ઝેબ બોલ્યો હતો કે "શિવાજી એક મહાબળવાન સેનાપતિ હતા. જે સમયે હું ભારતનાં પ્રાચીન રાજ્યોનો નાશ કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, તે સમયે ફક્ત આ બહાદુરેજ નવીન રાજ્ય સ્થાપન કર્યું હતું. અમારી સેનાએ ઓગણીસ વર્ષસુધી તેમની સાથે યુદ્ધ કર્યું, તોપણુ હું તેમના રાજ્યને કોઇ પણુ પ્રકારની હરકત પહોંચાડી શક્યો નહિ." ઔરંગઝેબના આ

પ્રમાણેના ઉદ્દગારથી શિવાજીની શક્તિ પ્રત્યક્ષ થાય છે.

શિવાજી શત્રુઓને હાનિ પહોંચાડતા હતા, પણ જે હારી જતા હતા અને જે બંધીવાન થતા હતા તેમની સાથે તે માયાળુ-પણે સજ્જનતા દાખવતા હતા. તે પોતાનાં કુટુંબીઓ તથા કામદારો સાથે અનુચિત વર્તન કરતા નહોતા. ગૌ-બ્રાહ્મણ અને વર્ણાશ્રમના રક્ષણને માટે તે સર્વદા તન, મન અને ધનથી તત્પર રહેતા હતા. તે જેવા પિતૃભક્ત અને માતૃસેવક હતા, તેવાજ ગુરુભક્ત અને પ્રજાવત્સલ પણ હતા. તેમના ગુરુનું નામ રામદાસ સ્વામી હતું. આ ગુરુને માટે તે પોતાનું રાજ સુદ્ધાં પણ અર્પણ કરવા તત્પર રહેતા હતા. ગુરુ આજ્ઞાનુસાર તેમણે વર્ણાશ્રમધર્મની રક્ષા કરવાનો સંકલ્પ કર્યો હતો. પરમાત્માના સાચા ભક્ત સાધુ-ઓમાંજ તેમની અતિશ્રદ્ધા હતી. મહારાષ્ટ્ર દેશના દેહુ નામના સ્થાનમાં તુકારામ નામના એક વૈશ્યજાતિના સાધુ રહેતા હતા, તેમના ઉપર શિવાજીની અચળ શ્રદ્ધા હતી. અનેક વિઘ્નવિપત્તિ-સમયે પણ શિવાજી તેમનું કીર્તન શ્રવણ કરવાને જતા હતા. દાદાજી કોંડદેવે મરણસમયે શિવાજી મહારાજને સ્વધર્મરક્ષા અને પ્રજાપાલનની જે શિક્ષા આપી હતી, તે ઉપદેશ અનુસાર વર્તવામાં શિવાજી કદી પાછા પડ્યા ન હતા. તેઓ સ્ત્રીઓની પ્રતિષ્ઠાની રક્ષાને માટે પૂર્ણ ધ્યાન રાખતા હતા. તેમના એક સેનાપતિએ કોઇ એક નગરપર અધિકાર કરતાં ત્યાંની એક રૂપ-વતી સ્ત્રીને શિવાજીની પાસે મોકલી આપી. શિવાજીએ તેને માતા-તરીકે સંબોધી સન્માનપૂર્વક જ્યાંથી તે આવી હતી ત્યાં મોકલી આપી. આવી દયાળુતાને લીધે મહારાષ્ટ્રીઓ તેમને ઘણું ચાહતા હતા. મિતાચાર તેમનો એક મુખ્ય ગુણ હતો. અતુલ શક્તિ અને સંપત્તિવાન હોવા છતાં તે કદી એશઆરામમાં ગુલ્તાન થયા ન હતા. તે સાધારણ વેશથી અને સાદાજ ખાનપાનથી સંતુષ્ટ રહેતા હતા.

શિવાજીએ દક્ષિણમાં જે રાજ્ય સ્થાપન કર્યું હતું, તેની લંબાઇ ચારસો માઇલ અને વિસ્તાર બે હજાર માઇલનો હતો. તાંજોરમાં પણ તેમનું રાજ્ય હતું. નર્મદાથી તાંજોરસુધી અને કોંકણથી મ-દ્રાસ સુધીના રાજાઓએ કેટલીક વખત શિવાજીની સહાયતા માગી હતી. અનેક રાજાઓ તેમને કર આપી સંતુષ્ટ રાખતા હતા. સકળ દક્ષિણ દેશમાં તેમની મહત્તા પ્રચલિત હતી. તે સમયે આખા દક્ષિણના વીરોમાં તેમના જેવો ચતુર અને કાર્યનિપુણ

અન્ય કોઇ હતો નહિ. તેમની ચાતુર્યજાલને કોઇ સમજી શકતા ન હતા. તેમના મનની વાતનો પત્તો કોઇને લાગતો નહિ. તેમની શક્તિને કોઇ રોકી શકે તેમ નહોતું. તેમણે પરાક્રમી મોગલોના સમયમાં સર્વ પ્રકારે પોતાની શ્રેષ્ઠતા સાચવી હતી. વિશ્વાસઘાતી સાથે વિશ્વાસઘાતી થયા સિવાય કામ સિદ્ધ થતું નથી એવો તેમનો નિશ્ચય હતો. આ નિશ્ચય અનુસાર તેમણે કોઇ કોઇ સમયે અવિશ્વાસીપણાનું કામ કર્યું હતું.

શિવાજી શરીરે ઠીંગણા હતા. તેમનાં નેત્રમાં ધીરતા અને મુખમુદ્રા ઉપર વીરતા ઝળકી રહ્યાં હતાં. તેમના શરીરના પ્રમાણમાં તેમના હાથ લાંબા હતા. તેમના પ્રેમી દેશબંધુઓ તેમને દેવતા-તરીકે ગણતા હતા. તેમણે પોતાની તલવારનું નામ ભવાની રાખ્યું હતું. આ તલવાર સતારાનરેશના અધિકારમાં હતી અને સતારાનો સઘળો રાજપરિવાર શિવાજીની આ ભવાનીની પૂજા કરતો હતો.

## શિવાજીની મહાનુભાવતા

વીરશિરોમણિ શિવાજી રાજપદપર પ્રતિષ્ઠિત થયા છે, તેમના નામનો સંવત ચાલે છે, તેમના નામની મુદ્રા ચાલે છે અને તેમનાજ નામથી સર્વ પ્રકારનો રાજકારભાર ચલાવવામાં આવે છે. મુગલ-શહેનશાહ શિવાજીનો અધિકાર ખુંચવી લઇ શકયો નથી. મુગલ પતાકાની સાથે મરાઠા પતાકા હરીફાઇ કરી રહી છે. શિવાજીએ સ્થળે સ્થળે કિલ્લાઓ બંધાવીને પોતાના રાજ્યની ઉત્તમ પ્રકારે રક્ષા કરવાનો પ્રબંધ કર્યો છે. યુદ્ધચતુર હમ્મીરરાવ તેમનો સે-નાધિપતિ છે. પ્રસિદ્ધ માવલી સેના દ્વિગુણ ઉત્સાહથી મરાઠા-સામ્રાજ્યની વૃદ્ધિ કરવાને માટે પ્રયાસ કરી રહી છે.

રાજસિંહાસનપર સ્થિત થઇને શિવાજીએ સંતાનની પેઠે પ્રજાનું પાલન કર્યું હતું. તેઓ પોતાની માતા જીજાબાઇને સાક્ષાત દેવી ગણીને તેમની પૂજા કરતા હતા. તેઓ પોતાની પત્ની સઈ-બાઇપર અત્યંત પ્રેમ રાખતા હતા. તેઓ ગાદીપર બેઠા પછી થોડા વખતમાં તેમનાં માતા અને પત્ની આ લોક છોડી ચાલ્યાં ગયાં. મહારાજા શિવાજીને આથી અત્યંત શોક થયો, તોપણ તેમણે રાજધર્મપાલનમાં ઉદાસીનતા દર્શાવી નહિ. તેમની પરમ શ્રેષ્ઠ શાસનપ્રણાલીને લીધે પ્રજા પરમસુખમાં દિવસ વ્યતીત કરવા લાગી. તેમણે અનેક ભાગોપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો; પરંતુ તેઓ શરણાગત અને કેદી શત્રુનું કદી અપમાન કરતા

નહિ. તેમણે અનેક આક્રમણો કર્યાં હતાં; પરંતુ કદી પણ ગો-બ્રાહ્મણ, ખેડુત અને સ્ત્રીને કષ્ટ આપ્યું નહોતું; તેમજ વિધર્મીઓનાં ધર્મસ્થાનક ભ્રષ્ટ કર્યાં નહોતાં. તેમણે અનેક કિલ્લાઓ હસ્તગત કર્યા હતા, પરંતુ કદી પણ શરણાગત થયેલા કિલ્લાવાસીઓને કષ્ટ આપ્યું નહોતું. વીરશિરોમણિ શિવાજીએ આ રીતે વીરધર્મનું ગૌરવ સાચવ્યું હતું. આવી ઉદારતા અને ધર્મપરાયણતાને લીધે તેઓ પ્રજાને અતિપ્રિય થયા હતા. એમના બંધુ વેંકોજીએ ભાગ લેવાને માટે સેના એકત્રિત કરી હતી; તોપણ તેમણે કદી બંધુધર્મનો ત્યાગ કર્યો નહોતો. વેંકોજી જ્યારે તેના મંત્રીની સંમતિથી શિવાજીને મળવા આવ્યો, ત્યારે શિવાજીએ તેને સદુપદેશ આપી તેની મલિનતા ટાળવા પ્રયત્ન કર્યો હતો.

રાજસ્થાનની પેઠે દક્ષિણમાં પણ વીરનારીઓ ઉત્પન્ન થઈ હતી. શિવાજીના સમયમાં એક વીરનારીએ પોતાની શક્તિનો પરિચય કરાવ્યો હતો. વીરશિરોમણિ શિવાજીએ તેની અપૂર્વ વીરતાનું અપમાન કર્યું નહોતું. શિવાજી રાજમુકુટ ધારણ કરી દક્ષિણમાં જ્યાં ત્યાં પોતાની પ્રભુતા સ્થાપિત કરવાને ઉદ્યત થયા હતા તે વખતે, બલ્લારી રાજ્યમાં મલબાઈ નામની એક વિધવા સ્ત્રીનું આધિપત્ય હતું. શિવાજીએ જ્યારે બલ્લારીના કિલ્લાપર આક્રમણ કર્યું, ત્યારે મલબાઇએ સ્વાધીનતાનું રક્ષણ કરવાને માટે શસ્ત્ર ઉઠાવ્યાં. શિવાજીની સેનાને રોકવા માટે કેટલાંએક સ્થાનોએ મલબાઇનાં માણસો ગોઠવાઈ ગયાં. યોગ્ય સેનાપતિઓને સરદારી સોંપી મલબાઇ પોતે દેખરેખ રાખવા લાગી. ભારતના સર્વોત્તમ સેનાપતિનું પ્રચંડ સૈન્ય તેને પરાધીનતામાં જકડી નાખવા ચઢી આવ્યું, એ કારણથી તે વીરનારી ગભરાઇ નહિ. તે પોતાની શક્તિપર ભરોંસો રાખી હાથમાં તલવાર પકડી શિવાજીની સામે થઈ. શિવાજીની સેનાએ અતિવેગથી તેનાપર આક્રમણ કર્યું. વીરાંગના મલબાઇ નીડર બની કિલ્લાની બહાર ખડી રહી પોતાની રક્ષા કરવા લાગી; પરંતુ તે અધિક સમયસુધી શિવાજીની રણપ્રવીણ સેનાની સામે ટકી શકી નહિ. કિલ્લાની બહાર ઉભા રહી યુદ્ધ કરવામાં ફાયદો નથી, એમ ધારી તેણે પોતાની સેનાને કિલ્લાની અંદર પ્રવેશવાની આજ્ઞા કરી. શિવાજીના સૈનિકોએ કિલ્લાને પણ ઘેરી લીધો અને તેપર તોપના ગોળા છોડવા માંડ્યા; પરંતુ મલબાઇ આથી પણ ડરી નહિ. તે અપૂર્વ શૌર્યથી કિલ્લાનું રક્ષણ

કરવા લાગી. આ પ્રકારે સત્તાવીસ દિવસ સુધી શિવાજીની સેના કિલ્લો ઘેરી રહી હતી. આ અરસામાં મલબાઇ જરા પણ ભય પામીને પરાક્રમ દર્શાવવાથી વિમુખ થઈ નહિ. તેની સાહસિકતા, તેની તેજસ્વિતા અને આત્મગૌરવની રક્ષા કરવાની તેની ઇચ્છામાં જરા પણ ન્યૂનતા આવી નહિ. તેણે એવી ચતુરાઇથી, એવી સાહસિકતાથી અને એવી ધીરતાથી કિલ્લાનું રક્ષણ કર્યું કે સત્તાવીસ દિવસસુધી શિવાજીની સેના કિલ્લામાં પ્રવેશી શકી નહિ; પરંતુ સત્તાવીસમા દિવસે તેના ભાગ્યનું ચક્ર ફરી ગયું. તે દિવસે કિલ્લાની દિવાલનો એક ભાગ તૂટી પડયો; તેથી હવે તેના રક્ષણનો પ્રબંધ થઇ શકયો નહિ. આ તૂટી ગયેલા ભાગમાંથી શિવાજીના માણસો કિલ્લામાં પ્રવેશવા લાગ્યા. એકે ઉપાય નહિ સૂઝયાથી વીર નારી હતાશ થઇ શિવાજીને શરણે આવી.

શિવાજીની આશા સફળ થઈ. બલ્લારીના કિલ્લાપર તેની વિજયપતાકા ફરકવા લાગી. વિધવા વીરનારી સત્તાવીસ દિવસપર્યંત ઘોર યુદ્ધ કર્યા પછી મહારાષ્ટ્રપતિને શરણે આવી હતી; પરંતુ વીર શિવાજીએ આ વીરનારીનું સન્માન કરવામાં ઉદાસીનતા બતાવી નહિ. તેમણે મલબાઇને યોગ્ય માન આપી તેનો કિલ્લો તેને પાછો સોંપ્યો. ત્યારપછી બલ્લારીના કિલ્લાપર શિવાજીની વિજયપતાકા જણાઈ નહિ. તેની સ્વાધીનતા અચળ રહી. તે વીરનારી પાછી પૂર્ણ સ્વતંત્રતાથી રાજ્ય કરવા લાગી. તે એવી ચતુરાઇથી સેનાને દોરતી અને એવી ધીરતાથી યુદ્ધની આજ્ઞા આપતી અને એવી વીરતાથી સૈન્યના સાહસને ઉત્તેજિત કરતી હતી કે સત્તાવીસ દિવસ સુધી શિવાજીની સેના પણ તેને હરાવી શકી નહોતી.





# ૧૩—મરાઠા વીર ફિરંગજી

ઈસ્વીસનની સત્તરમી શતાબ્દીનાં પચાસ વર્ષો વીતી ગયાં છે મુગલ પાદશાહ ઔરંગઝેબ દક્ષિણમાં પોતાની પ્રભુતા સ્થાપિત કરવાનો ઉદ્યમ કરી રહ્યો છે. પ્રાતઃસ્મરણીય વીર શિવાજી પોતાના વીરતાથી સર્વ લોકોને આશ્ચર્યચકિત કરી રહ્યા છે. તેમનો પ્રતાપ અને તેમની મહાપ્રાણતા સમસ્ત દક્ષિણદેશમાં પ્રશંસા પામી રહી છે. શક્તિવાન મુગલ પાદશાહ કોઇપણ પ્રકારે હિંદુલોકોના બળને દબાવી શક્યો નથી. દિનપર દિન, અઠવાડીઆંપર અઠવાડીઆં અને મહીનાપર મહીના અવિશ્રાંત ગતિથી અનંત કાળસાગરમાં વિલીન થતા જાય છે; પરંતુ સ્વાધીનતાના અને ભવાનીના ઉપાસક વીર શિવાજીનો પ્રતાપ મંદ થતો નથી. હિંદુવીર શિવાજી વીરધર્મ છોડી મુસલમાન પાદશાહને નમણું આપતા નથી. ઘોર દુર્દશાના સમયમાં, પરાધીનતાના શોચનીય કાળમાં ભારતભૂમિ પુનઃ જાગ્રત થઇ ઉઠી છે. અંધકારમય રાત્રિમાં એ ધ્રુવનો તારો ધીમે ધીમે ઉદય પામી ભૂલા પડેલા વટેમાર્ગુઓને રસ્તો બતાવવા લાગ્યો છે. અધૈર્યના સ્થાનમાં ધૈર્ય અને નિરાશાના સ્થાનમાં આશા અધિષ્ઠિત થઇ છે. મેઘમાળાની વચ્ચે સૂર્ય પોતાની ચૈતન્યદાયક પ્રભા ફેલાવી રહ્યો છે અને તે જોઇને મનુષ્યો પુલકિત થાય છે.

ઔરંગઝેબે શિવાજીને વશ કરવાને માટે પોતાના મામા શાયસ્તખાનને દક્ષિણનો સુબો બનાવી તે દેશમાં મોકલી દીધો. એ સુબાને આજ્ઞા કરવામાં આવી કે "શિવાજીની શક્તિનો હ્રાસ થાય અને તેનું રાજ્ય આપણા હાથમાં આવે તેને માટે તમારાથી બનતા સર્વ પ્રયત્નો કરજો." પાદશાહની આજ્ઞાનુસાર શાયસ્તખાન પ્રચંડ સેના લઇને ઔરંગાબાદ થઇ પૂના તરફ આવ્યો અને ત્યાં પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. ત્યારપછી તેણે થોડી

સેનાને પહાડી ઘાટમાં આવેલા એક બીજા સ્થાનપર અધિકાર જમાવવાને માટે મોકલી. શાયસ્તખાન શિવાજીના રાજ્યમાં મુગલ-સામ્રાજ્યની પતાકા ફરકાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરીને આવ્યો હતો. આ કારણથી પ્રતિજ્ઞા સાથે તેની તેજસ્વિતાનો પ્રકાશ થવા લાગ્યો; તોપણ તે મહારાષ્ટ્રમાં ફતેહ પામી શકયો નહિ. શિવાજીના શિક્ષણ-થી મરાઠા લોકો સાહસિક અને બળવાન બની ગયા હતા, તેઓ સ્વાધીનતાનું ગૌરવ સમજવા લાગ્યા હતા અને તેમના હૃદયમાં સ્વદેશભક્તિ પ્રતિષ્ઠા પામી હતી.

મુગલ સેનાધિપતિ શાયસ્તખાને મરાઠાઓને વશ કરવાને માટે ઘણો ઉદ્યમ કર્યો; પરંતુ તે પરાક્રમી મરાઠાઓની સ્વાધીન-તા છીનવી શકયો નહિ. દક્ષિણમાં ચાકનં નામનું એક નાનું નગર હતું. શિવાજીએ ફિરંગજી નામના એક યોદ્ધાને આ નગરની રક્ષા-નો ભાર સોંપ્યો હતો. તેજસ્વી ફિરંગજીએ ૧૭ વર્ષ સુધી દુર્દા-ન્ત મુસલમાનોના હાથમાં આ નગર જવા દીધું નહોતું. ચાકનનો કિલ્લો ઘણો નાનો હતો, તેથી શાયસ્તખાને ધાર્યું હતું કે, મારો હુકમ થતાં વારમાંજ એનો રક્ષક એ કિલ્લો મને સોંપી દેશે; પરંતુ ફિરંગજી નાના પ્રદેશના રક્ષક છતાં શક્તિ અને તેજસ્વિતામાં કાંઇ નાના નહોતા. મુગલ સૈનિકોએ તે કિલ્લાપર આક્રમણ કર્યું કે તરતજ ફિરંગજી તેનું રક્ષણ કરવાને માટે ઉદ્યત થયા. જોતજોતા-માં દોઢ માસ વ્યતીત થઇ ગયો,તથાપિ પરાક્રમી મરાઠાવીરે નમણું આપ્યું નહિ. દિવસપર દિવસ અને અઠવાડીઆંપર અઠવાડીઆં વીતવા લાગ્યાં. દરરોજ અને દરેક અઠવાડીએ ફીરંગજી નવાં સાહસ, નવા ઉદ્યોગ અને નવીન વીરતામાં આવી જઇ પોતાનીસ્વાધીનતા સાચવવાના ઉદ્યોગમાં મચી રહેતા. ઘણા દિવસ સુધી શાયસ્તખાનને વિજય મળ્યો નહિ. લગભગ બે માસ ઘેરો રહ્યો એટલામાં અચાનક એક દિવસ તે કિલ્લાની નજીકની ખાઇ તૂટી પડવાથી કિલ્લાની દિવાલનો કેટલોક ભાગ પણ તૂટી ગયો.આ તૂટેલા ભાગમાંથી મુગલ સૈનિકો કિલ્લામાં ઘુસવા લાગ્યા. આવા સંકટના સમયમાં સાહસિક ફિરંગજી પોતાની સેનાને લઇ શત્રુઓને રોક-વા ઉદ્યત થયા અને તેમનું પરાક્રમ, તેમની શક્તિ અને તેમની વીરતા કોઇપણ કારણથી મંદ પડી નહિ. ફીરંગજી એવી તેજસ્વિ-તા અને એવી વીરતાથી શત્રુઓની ગતિ રોકતા હતા કે યવનો આગળ વધી શકયા નહિ. આ પ્રકારે તેમણે આખો દિવસ નગરનું

રક્ષણ કર્યું અને આ પ્રમાણે આખો દિવસ નગરના તૂટેલા કોટ પાસે ઉભા રહી મહાન મોગલસેનાના અધિપતિ શાયસ્તખાનની સાથે તેમણે હિંમતપૂર્વક પોતાના દેશની સ્વતંત્રતા જાળવવાને ખાતર મહાવીર શિવાજીના અવિચળ ગૌરવની રક્ષા કરી. હવે રાત્રિ પડવા લાગી, આકાશમાં તારાઓ ધીમે ધીમે ચમકવા લાગ્યા, મુગલસેના અંધકારને લીધે યુદ્ધભૂમિમાંથી ચાલી ગઇ. બીજે દિવસે પ્રાતઃકાળમાં વીર ફિરંગજી શાયસ્તખાનની પાસે ગયા. શાયસ્તખાને તે વીરપુરુષનું સન્માન કરવામાં કચાશ રાખી નહિ. તેણે ફિરંગજીની અલૌકિક વીરતા તથા બળની પ્રશંસા કરીને તેમને કહ્યું કે "જો આપ મુગલ સરકારની નોકરી કરો તો આપને મોટું પારિતોષિક આપવામાં આવશે." પરંતુ વીર ફિરંગજીએ પોતાની પ્રતિષ્ઠા વેચી નહિ. તેમણે શાયસ્તખાનની માગણીનો અનાદર કર્યો. શાયસ્તખાને આ વીરની અદ્દ્ભુત વીરતાથી પ્રસન્ન થઈને તેને સન્માન સાથે વિદાય કર્યો. હવે ફિરંગજી વીરતાનું ગૌરવ પ્રાપ્ત કરી શિવાજીની પાસે ગયા. શિવાજીએ તેમના પરાક્રમને માટે તેમને યોગ્ય પારિતોષિક આપી તેમનું સન્માન કર્યું. ભારતના વીર પુરુષે એક સમયે આ પ્રકારે સ્વાધીનતાની રક્ષા કરી હતી અને પોતાના ગૌરવને સાચવીને તે સમયે એવા પ્રકારથી પોતાની તેજસ્વિતા અને મહાપ્રાણતાનું રક્ષણ કર્યું હતું.





# ૧૪—વીર સરદાર તાનાજી

ઔરંગઝેબ દક્ષિણમાં પોતાનો અધિકાર ફેલાવવાને ઉદ્યત થયો છે. વીરશિરોમણિ શિવાજી, પાદશાહની ગતિને રોકવા મથી રહ્યા છે. શિવાજીની સાહસિકતા સર્વનું ધ્યાન ખેંચી રહી છે. તેમણે અતુલ સાહસ, અસાધારણ પરાક્રમ અને અલૌકિક દૃઢતાથી માતૃભૂમિનો ઉદ્ધાર કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી હતી. મુગલ સામ્રાજ્યરૂપી સાગરના પ્રચંડ તરંગો પ્રબળ વેગથી ભારતવર્ષના સર્વ છેડા ડૂબાવવાને તૈયાર થયા હતા. શિવાજી દક્ષિણમાં અટલ ગિરિરાજની પેઠે અદ્‌ભુત તેજસ્વિતા સાથે આ તરંગોની ગતિ રોકી રહ્યા હતા. ઇસ્વીસનની સત્તરમી શતાબ્દીના અંતિમ ભાગમાં મહારાષ્ટ્રદેશ અપૂર્વ શૌર્ય દર્શાવી રહ્યો હતો, પરાધીનતાના શોચનીય સમયમાં સ્વાધીનતાની સ્વર્ગીય મૂર્તિ ભારતવર્ષના એક ભાગમાં ધીમે ધીમે પ્રકાશિત થઇને સમસ્ત ભારતવર્ષના હૃદયમાં આશા અને ઉત્સાહના તરંગો રેલાવી રહી હતી. અંધકારમય મેઘમાળામાંથી સૂર્યનાં કેટલાંક કિરણોએ નીકળીને ભારતવર્ષના એક ભાગને ઉજ્જવળ પ્રકાશથી સુશોભિત બનાવી મૂક્યો હતો. આથી અન્ય ભાગો પણ ઉત્સાહી બન્યા હતા.

ઔરંગઝેબે શિવાજીને હરાવવા માટે પોતાના જ્યેષ્ઠ પુત્ર સુલ્તાન મોઆઝીમ અને સેનાપતિ જશવંતસિંહને દક્ષિણમાં મોકલ્યા છે. આ પૂર્વે રાજા જયસિંહે શિવાજીના સિંહગઢ અને પુરંદર નામના કિલ્લા જીતી લીધા હતા. પાદશાહની ઘણી રાજપૂત સેના સિંહગઢમાં રહેતી હતી. ઉદયભાનુ નામનો એક રાજપૂત વીર આ સેનાનો સરદાર હતો. મુગલ સામ્રાજ્યની સામે પોતાની પ્રભુતા સ્થાપિત કરવાની શિવાજીએ દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે અને તેઓ આ કાર્ય સાધવામાં પોતાના મનમાં પુનઃ અનેક વિચારો કરી રહ્યા છે.

સિંહગઢ પ્રકૃતિ રાજ્યના સુંદર સ્થાનમાં આવેલો છે. ચારે તરફ ઉચ્ચ પર્વતો ગગનમંડળ સાથે વાતો કરી રહ્યા છે. એક બાજુ સિંહગઢ સહ્યાદ્રિ પર્વતની પૂર્વદિશાએ આવેલો છે. કિલ્લો ઉન્નત સ્થાનપર આવેલો હોવાથી ત્યાં ચઢવું બહુ મુશ્કેલ થઇ પડે છે. અર્ધ માઇલની ઉંચાઇએ ચઢયા પછી કિલ્લામાં જઇ શકાય છે. કિલ્લાનો આકાર ત્રિકોણમય છે. તેની વચ્ચે પ્રાયઃ બે માઇલનું મેદાન છે. જે સમયે આકાશ નિર્મળ હોય અને સ્વચ્છ નીલ ગગનમાં સૂર્ય પ્રકાશતો હોય તે વખતે પૂર્વદિશા તરફ દૃષ્ટિ ફેંકવાથી નીરા નદીના તટપર આવેલાં વૃક્ષો તથા લીલાછમ છોડવાઓ નેત્રને પરમસુખ આપે છે. ઉત્તરદિશામાં પહાડની પેલી તરફ વિશાળ સપાટ ભૂમિ દૃષ્ટિગોચર થાય છે. શિવાજીની શૈશવકાળની લીલાભૂમિ પૂના નગરી આ ભૂમિની સામી દિશામાંજ આવેલી છે. સિંહગઢની દક્ષિણે અને પશ્ચિમે કેવળ ઉંચીનીચી પર્વતમાળા નીલ સમુદ્રતરંગોની પેઠે શોભી રહી છે. આ તરફ દૂર દૃષ્ટિ ફેંકવાથી પર્વતનાં ઉંચાં શિખરો નીલ આકાશની સાથે મળી જતાં જણાય છે. શિવાજીનું રાયગઢ અત્રેજ વસેલું છે. શિવાજીના સેનાપતિ તાનાજીએ આ દુર્ગમ અને દુરારોહ કિલ્લાને હસ્તગત કરવાની જોખમદારી પોતાને શિર લીધી હતી. પૂર્વે આ કિલ્લો કોંડ નામથી પ્રસિદ્ધ હતો, પરંતુ શિવાજીએ તાનાજીના પરાક્રમનો પરિચય આપવાને માટે એનું નામ સિંહગઢ રાખ્યું હતું.

માઘ માસ ચાલે છે. દુર્ગમ પહાડી ભાગમાં શીતઋતુએ પોતાનો પ્રભાવ દ્વિગુણ વધારી મૂકયો છે. સાહસિક તાનાજી આ શીતકાળની અંધકારમય રાત્રિમાં એક હજાર માવલીઓની સેના લઇને સિંહગઢપર અધિકાર સ્થાપિત કરવાને માટે જાય છે. માવલી સૈનિકો પહાડી માર્ગ સારી રીતે જાણતા હતા, તેથી તેઓ ગુપચુપ ચાલ્યા જતા હતા. તાનાજીએ પોતાની સેનાને બે ભાગમાં વિભક્ત કરી હતી. તેમાંના એક ભાગને તેણે પાછળ ઉભો રાખ્યો અને તેને આજ્ઞા ફરમાવી દીધી કે "તમને સંજ્ઞા કરવામાં આવે, ત્યારે તમારે આગળ વધવું." બીજા ભાગને તેણે છેક કિલ્લાની નિકટ પહાડની તળેટીમાં છુપાવ્યો. આ ભાગમાંના એક સાહસિક વીર પુરુષે ગુપચુપ પહાડપર ચઢી શીઘ્રતાથી એક દોરડું નીચે લટકાવ્યું. શિવાજીના સાહસિક માવલી સૈનિકો આ દોરડાંવતી એક પછી એક કિલ્લાપર ચઢવા લાગ્યા. આ પ્રકારે ત્રણસેં

માણુસો કિલ્લાપર ચઢી ગયા. એટલામાં અચાનક એક પોકાર ઉઠયો. આ પોકાર સાંભળી સૈનિકો ચોંકી ઉઠયા. કિલ્લામાંનો એક માણુસ જાગ્રત થયો હતો અને તે કિલ્લામાં કોણ આવે છે તે જોવાને માટે આગળ ધસી આવ્યો. એવામાં એક માવલીએ તેને તીર મારી નીચે પાડયો; પણ તેણે જે બૂમ પાડી તેથી કિલ્લાના રક્ષકો એકદમ જાગ્રત થયા. તાનાજીએ કેવળ ત્રણસેં માણુસો સાથે કિલ્લાના રક્ષકોપર આક્રમણ કર્યું. રક્ષકોની સંખ્યા વિશેષ હતી, તોપણ માવલી સૈન્ય તેમનાથી હઠયું નહિ. તેઓ તેમનાપર પુષ્કળ શરવૃષ્ટિ કરવા લાગ્યા. થોડી વારમાં તાનાજી એક સાચા વીર પુરુષની પેઠે સમરક્ષેત્રમાં સદાને માટે સૂતા. તેની સેના આ આકસ્મિક ઘટનાથી ગભરાઇને નીચે ઉતરવા નાસભાગ કરવા લાગી; પરંતુ તાનાજીના બંધુ સૂર્યજીએ ગંભીરતાપૂર્વક તેમને સંબોધીને કહ્યું કે "એવો કયો નીચ પુરુષ હોય કે જે પોતાના પિતાનું શરીર રણભૂમિમાં રઝળતું છોડીને નાસી જાય? ચઢવાને માટે જે દોરડું લટકાવવામાં આવ્યું હતું તે તૂટી ગયું છે; માટે જો તમે ઉતરવાનો પ્રયત્ન કરશો તો ઉંડી ખીણુમાં તૂટી પડીને મરણને શરણુ થશો. અરે! તમે શિવાજી મહારાજના બહાદૂર સૈનિકો છો, માટે નાસી જવું એ તમને શોભાસ્પદ નથી. આ વખતે તમારે વીરતાનો પરિચય કરાવવો જોઇએ." સૂર્યજીનાં આ શૌર્યમય વાકયોથી માવલી સૈનિકોનો ઉત્સાહ વધ્યો અને તેઓ એક ક્ષણમાં 'હરહર મહાદેવ' કરીને શત્રુઓની ઉપર તૂટી પડયા. 'હરહર મહાદેવ'નો ધ્વનિ રાત્રિની શાંતિનો ભંગ કરી પહાડોની ગુફાઓમાં ગુંજવા લાગ્યો. આ વખતે માવલી વીરોએ એવા વેગથી શત્રુદલપર આક્રમણ કર્યું કે તેઓ તેમની ગતિ રોકી શકયા નહિ. કિલ્લામાંના રક્ષકોમાંથી ૫૦૦ માણુસો મરાઠા વીરોની તલવારના ભોગ થઇ પડયા. સૂર્યજીનો વિજય થયો અને દુરારોહ સિંહગઢપર પુનઃ શિવાજીની પતાકા ફરકવા લાગી.

આ વિજયના અને તાનાજીના મૃત્યુના સમાચાર શિવાજીને કાને પહોંચ્યા, ત્યારે હર્ષ અને શોકની મિશ્ર લાગણીઓ તેમને થઈ આવી. તેમણે પોતાના બહાદૂર સરદારના મૃત્યુ માટે શોકપૂર્વક અશ્રુ સારતાં કહ્યું કે "સિંહને રહેવાની ગુફા—સિંહગઢ તો મળ્યો, પરંતુ અફસોસ! તાનાજી સિંહ તો ખોયો! સદાને માટે ગુમાવ્યો!"



# ૧૫—સ્વામીભક્ત બાજી પ્રભુ દેશપાંડે

સંધ્યાકાળનો રમણીય સમય હતો. સૂર્યનારાયણ પોતાની શ્વેત રંગની પછેડી છોડી લાલ રંગની ઓઢીને અસ્તાચળ તરફ જતા હતા. ખરેખર, દરેક મનુષ્યને સવાર તથા સાંજનો વખત આનંદદાયક લાગે છે; અને તે વખતે દરેક મનુષ્યના મુખ ઉપર કંઇ ને કંઇ નવીનતા જોવામાં આવે છે. આ વખતે અબુલ ફઝલ એકલો છજામાં ઉભેલો જોવામાં આવતો હતો; પરંતુ તેના પિતાના મરણથી તેનો ચહેરો અતિ ખિન્ન દેખાતો હતો. તે ક્ષણમાં ક્રોધથી લાલ થઇ જતો હતો અને ક્ષણમાં પક્ષીઓના શબ્દપ્રત્યે ધિક્કારદૃષ્ટિથી જોતો હતો. તેની આવી દશા જોઇને તેના નોકરચાકરોને પણ બીક લાગતી હતી. ઘણી વાર સુધી તે વિચારમગ્ન સ્થિતિમાં છજામાં ઉભો રહ્યો. આખરે તેના મોઢામાંથી ઉદ્‌ગારો નીકળ્યા કે "અરે દગાખોર શિવાજી ! તેં ઘણી દગાબાજી કરી છે, મારા પિતા જે હાથીસમાન બળવાળા હતા તેમને નહિ જેવી વાતમાં તેં મારી નાખ્યા છે; પરંતુ યાદ રાખજે કે, આ અબુલ ફઝલ પણ કંઇ કમ નથી. જ્યારે તારૂં માથું કાપી બાદશાહના ચરણ સમક્ષ રજુ કરૂં, ત્યારેજ પિતાના ઋણમાંથી મુક્ત થાઉં ! પિતા ! અરે પિતા ! ! તમે અત્યારે ક્યાં છો ? બાદશાહ કહે છે કે, મને જો આવી ખબર હોત તો કદી પણ તમને ત્યાં મોકલત નહિ." આવી રીતે અબુલ ફઝલ બડબડતો હતો, તે વખતે તેને કોઇના આવવાનાં પગલાંનો અવાજ સંભળાવાથી તેણે બાજુપર નજર કરી તો સિપાઇએ તેને કહ્યું કે, સિદ્દી સાહેબ આપને મળવા માગે છે. "જા, જલદી અંદર બોલાવી લાવ" એમ કહી અબુલ ફઝલ દિવાનખાનામાં ગયો કે તુરત સિદ્દી સાહેબ અંદર આવ્યા. અબુલ ફઝલે તેનો ઘણાજ માનપૂર્વક આદરસત્કાર કરી એકજ ગાદી ઉપર બન્ને જણ બેઠા. વિશ્રાંતિને માટે બે-ચાર પ્યાલી સરબતની લીધા પછી હુકકો પીવા માંડયો. હુકકો પીતાં પીતાં અબુલફઝલે પૂછયું કે, સિદ્દી સાહેબ !

શું આપની સાથે આવવાનો હુકમ બાદશાહે મને ફરમાવ્યો છે? બતાવો, બતાવો; જલદી બતાવો, શું બાદશાહે મને દગાખોરનું શિશ કાપી મારૂં વેર લેવાની તક આપી છે? એટલામાં સિદ્દી જોહરે હુકમ બતાવ્યો. અબુલ ફઝલે જ્યારે હુકમમાં વાંચ્યું કે, સિદ્દી જોહર સાથે શિવાજીનો પરાજય કરવા માટે પોતાને પણ જવાનું છે; ત્યારે તેને ઘણો આનંદ થયો. હવે કેવી રીતે કામ કરવાથી શિવાજીનો પરાજય થાય અને પોતાના હાથમાં તે કેદીતરીકે આવે તેની અબુલ ફઝલે સિદ્દી જોહર સાથે સલાહ કરવા માંડી. તે વિષયપર જૂદા જૂદા વિચાર કરવામાં આખી રાત કાઢી, પણ કંઇ નિર્ણય થયો નહિ.

કાંગા નામના બ્રાહ્મણને ત્યાં હુસેન નામનો એક મુસલમાન ગુલામ હતો. તેણે પોતાના શેઠની નેક-નિષ્ઠાથી નોકરી કરી હતી, જેથી બ્રાહ્મણે ખુશ થઇને હુસેનને પોતાની ગુલામગીરીમાંથી મુક્ત કર્યો. મુક્ત થયા પછી હુસેન થોડી મુદતમાં સુલ્તાન થયો. સુલ્તાન થયા પછી પોતાના શેઠનું નામ અમર રાખવા માટે તેણે પોતાના રાજ્યનું નામ 'બ્રાહ્મણી' રાખ્યું. આગળ ઉપર બ્રાહ્મણી રાજ્યના પાંચ ભાગ થયા તે પૈકી વિજાપુરનો ભાગ પણ બ્રાહ્મણી રાજ્યનો હતો. બ્રાહ્મણી રાજ્યે દક્ષિણનો ઘણો મોટો ભાગ પોતાને કબજે કર્યો હતો. બીજી બાજુ દિલ્હીશ્વર ઔરંગઝેબે પોતાનું રાજ્ય વધારવાનો પ્રયત્ન ચાલુ કર્યો હતો. મુમતાજ બેગમના મૃત્યુશોકથી શાહજહાંએ રાજ્યકારભારને તિલાંજલિ આપી હતી. શાહજહાંને ચાર છોકરા હતા. આ ચારેયના સ્વભાવ જૂદા જૂદા હતા. એક ક્રોધી હતો તો બીજો દારૂડીઓ અને વિષયી હતો. ત્રીજો ધુતારો, કપટી અને વિશ્વાસઘાતી હતો; અને ચોથો મૂર્ખ અને ભોળો હતો. આ ચાર છોકરામાંથી ઔરંગઝેબ પોતાના પિતા શાહજહાંને કેદ કરી પોતાના ભાઇ દારા, સુજા અને મુરાદને મારી નાખી ગાદી ઉપર બેઠો. ઔરંગઝેબનો એવો વિચાર હતો કે, જ્યાંસુધી હિંદુઓને મુસલમાન બનાવવામાં નહિ આવે, ત્યાંસુધી મુસલમાની રાજ્ય મજબૂત થવાનું નથી. આ આશયથી તેણે એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર લઈને હિંદુઓને મુસલમાન બનાવવાનો ક્રમ ચાલુ કર્યો હતો. ચારે બાજુએ મુસલમાનના ત્રાસથી હિંદુઓના દુઃખનો પાર રહ્યો નહોતો. આ વખતે છત્રપતિ શિવાજી મહારાજ જેવું રત્ન ઉત્પન્ન ન થયું

હોત તો હિંદુઓ આજ અસ્તિત્વ ભોગવતા હોત કે નહિ, તેની પણ શંકા રહે છે. મહારાજ શિવાજી પોતાના જાતિબંધુઓની આવી દશા જોઈ શકયા નહિ, જેથી તેમણે ખેડુતો અને માવલી લોકોને ભેગા કર્યા. તોરણાનો કિલ્લો જીત્યા પછી બાર વર્ષ સુધી તેમની સામે કોઈ થયું નહિ. વિજાપુરના બાદશાહને ડર લાગતો હતો કે, જો શિવાજી મારા ઉપર ચઢાઇ કરશે તો જરૂર મારા રાજ્યનો અંત આવશે. એ કારણથી તેણે મહાપરાક્રમી અફઝલખાનને શિવાજીને પકડવા મોકલ્યો હતો. ખાનસાહેબ પોતાની બહાદૂરીનું ઘણું અભિમાન રાખતા હતા; તેથી પોતે એવી પ્રતિજ્ઞા કરી હતી કે "શિવાજીને હમણાંજ જીવતો પકડી લાવું છું." પણ તે પ્રતિજ્ઞા પૂર્ણ કરતા પહેલાં તો ખાનસાહેબ પોતેજ કાળના સપાટામાં સપડાઇ ગયા!

સિદ્દી જોહર એક કસાયેલો વીર યોદ્ધો હતો. તેણે કોઇ પણ વખતે પૂંઠ બતાવી નહોતી, તેથી બાદશાહે તેને શિવાજી મહારાજ ઉપર ચઢાઇ કરવા મોકલ્યો; અને અબુલ ફઝલને તેની મદદે જવા હુકમ કર્યો હતો. ઘણી મોટી સેના લઈને સિદ્દી જોહર તથા અબુલ ફઝલ પન્હાલગઢની તળેટીમાં શિવાજી મહારાજની તપાસ કરતા આવી પહોંચ્યા. જે વખતે તેઓ પન્હાલગઢ આવ્યા, તે વખતે શિવાજી મહારાજ ગઢમાં હતા. શિવાજી ગઢમાં છે તેવી ખબર સિદ્દી જોહરને મળી કે તરતજ તેણે ગઢને ચારે બાજુથી ઘેરી લીધો અને બહારની ખબર અંદર ન જાય તેનો પૂરતો બંદોબસ્ત કરવામાં આવ્યો. જે વખતે કિલ્લામાં ખબર પડી કે, શત્રુઓએ કિલ્લો ઘેરી લીધો છે, તે વખતે કિલ્લામાં ભારે ગડબડ મચી રહી. આથી તેઓ વિચાર કરવા લાગ્યા કે, આપણા પ્રભુ શિવાજી મહારાજને હવે કેવી રીતે બચાવી શકીશું? સિદ્દી જોહરની વીરતા મરાઠાઓ સારી રીતે જાણતા હતા, તેથી તેઓ એમ સમજવા લાગ્યા કે આ વખતે શિવાજી મહારાજ શત્રુઓના હાથમાં સપડાઇ ગયા છે; પણ શિવાજી મહારાજને પોતાના જીવની પરવા નહોતી. શત્રુઓનો નાશ કેવી રીતે કરવો? તેનોજ તેઓ વિચાર કરતા હતા. શિવાજી સારી રીતે જાણતા હતા કે જ્યાંસુધી હું બહાર નહિ નીકળું ત્યાંસુધી શત્રુઓનો પરાભવ થવાનો નથી. તેથી તેમણે પોતાના વિશ્વાસુ સરદારોને બોલાવ્યા અને પૂછ્યું કે, હવે આપણે આપણો બચાવ કેવી રીતે કરવો? શત્રુઓ

કિલ્લામાં આવી શકવાના નથી, એ વાત નક્કી છે; પણ આપણે કિલ્લામાં રહીશું ત્યાંસુધી તેઓનો પરાજય કરી શકીશું નહિ. આખરે ઘણો વિચાર કરી નક્કી કર્યું કે, મહારાજે રાંગણાના કિલ્લામાં જતા રહેવું. બાજીપ્રભુ દેશપાંડે સૌથી પહેલા વર્ગનો વિશ્વાસુ સરદાર હતો; તેથી તેણે આવા કઠિન વખતમાં પણ શિવાજી મહારાજ સાથે જવાની હઠ કરી. શિવાજીએ તેની હઠ જોઇ તેને પોતાની સાથે આવવાની હા કહી. થોડી સેના લઈ શિવાજીએ રાત્રિસમયે પન્હાલનો કિલ્લો છોડયો. બીજી તરફ સિદી જોહર મરાઠાઓની લુચ્ચાઈ સારી રીતે જાણતો હતો, તેથી તે કોઇ વખત રાત્રે ઉંઘતો નહોતો. જે વખતે તેને માલમ પડયું કે, મરાઠા કંઇ દગાબાજી રમે છે, તે વખતે તે પોતાના તંબુમાંથી બહાર નીકળ્યો; અને સુખમાં ઉંઘતા અબુલફઝલને જાગ્રત કરી તે વાતથી વાકેફ કર્યો; અને મોટી સેના લઇ જે મરાઠા બહાર નીકળ્યા હતા, તેમને પકડવા તેઓ નીકળી પડયા. શિવાજી અને બાજી પ્રભુને જયારે ખબર પડી કે, શત્રુઓએ તેમની પૂંઠ પકડી છે, ત્યારે તેઓ એક ખીણમાં ઉભા રહ્યા. તેઓ જાણતા હતા કે, શત્રુઓની મોટી સેના સામે થઈ શકાશે નહિ; પણ બાજી પ્રભુને વિશ્વાસ હતો કે, આ ઘાટીમાં શત્રુઓને રોકી શકાશે, અને તેટલી મુદતમાં મહારાજા રાંગણાના કિલ્લામાં સહીસલામત પહોંચી જશે; તેથી તેણે મહારાજાના ચરણ પકડી કહ્યું કે "મહારાજ! આપ અહીંથી જતા રહો; કારણ કે એક એક ક્ષણ એક એક યુગ બરાબર જાય છે. હું થોડી સેના સાથે અહીં રહું છું અને શત્રુઓને મારા પ્રાણ જતાંસુધી આ ઘાટીમાં દાખલ થવા નહિ દઉં." શિવાજી મહારાજ બાજી પ્રભુની વાતને મળતા થયા નહિ અને તેના ગળામાં હાથ નાખી કહ્યું કે "બાજી! હું તમને દરેકને છોડી કદાપિ જવા માગતો નથી; કારણ કે તમે મારા માટે અહીં મરો અને હું મારો પ્રાણ બચાવવા એકલો નાસી જાઉં એ કેમ બને? માટે કદાપિ હું જઇશ નહિ." શિવાજી મહારાજનું આવું બોલવું સાંભળી બાજી પ્રભુએ મહારાજાના ચરણ પકડી કહ્યું કે "મહારાજ! 'સો મરો પણ સોનો પાળનાર ના મરો' એ કહેવત ખોટી નથી; માટે આપ સત્વર ચાલ્યા જાઓ. અત્રે વધુ રોકાવામાં માલ નથી. આપ જુઓ છો કે, શત્રુઓ આવી પહોંચ્યા છે." ઉપરનાં વાકય સાંભળી મહારાજ લાચાર થઇ ગયા અને બાજીના ગળામાંથી હાથ લઇ

લીધો અને કહ્યું કે "રાંગણાના કિલ્લામાં પહોંચી તમારી મદદને માટે બીજું લશ્કર મોકલું છું અને હું સહીસલામત કિલ્લામાં પહોંચ્યો છું તેની જાણને માટે તોપના પાંચ અવાજ કરીશ." આટલું કહી શિવાજી મહારાજ પોતાના અંગરક્ષકતરીકે થોડા માણસો લઇ રવાના થયા. હવે બાજી પ્રભુના જીવમાં જીવ આવ્યો. તેણે પોતાના માણસોના બે ભાગ કરી ઘાટીની બે બાજુ ઉભા રાખ્યા અને તેમને ઉત્તેજિત કરવા માટે ખૂબ આવેશથી બોલ્યો કે "મારા પ્યારા સૈનિકો! તમે જાણો છો કે, આ વખતે આપણા ઉપર કેટલી જવાબદારી રહેલી છે. તમારી સ્વામીભક્તિની પરીક્ષાનો પ્રસંગ આવ્યો છે. ભલે શત્રુઓ તમારા કરતાં વધુ પ્રમાણમાં છે, પણ તમારી તલવાર આગળ તે ટકી શકવાના નથી, એવી મારી ખાત્રી છે; માટે શત્રુઓને આજે બરાબર બતાવી આપો કે, મરાઠાઓ જેનું લુણ ખાય છે તેની નોકરી સત્યનિષ્ઠાથી બજાવે છે. શત્રુઓને સમજણ પાડો કે, સિંહને પકડવો સહેલ છે, પણ શિવાજીને પકડવો એ સહેલ નથી. ચાલો, તૈયાર થાઓ અને આપણા પરાક્રમથી શત્રુઓનો પરાજય કરો. જુઓ, શત્રુઓ આવી પહોંચ્યા છે. તમારી દરેક જણની આગળ ઘાટીમાં આ બાજી છાતી ઠોકી ઉભો રહે છે." એવું કહીને એ વીરરત્ન ઘાટીમાં બકરાના ટોળામાં વાઘ તલ્પે તેમ કૂદી પડયો. બાજીના ભાષણથી મરાઠાઓના શરીરમાં પણ બળની વૃદ્ધિ થઈ અને મરતાંસુધી પણ શત્રુઓને આગળ નહિ વધવા દેવાનો તેમણે દઢ નિશ્ચય કર્યો; અને પછી પર્વતની પેઠે અડગભાવે તેઓ ઘાટીમાં ઉભા રહ્યા. અબુલફઝલે પહેલો હલ્લો કર્યો; પણ તે મરાઠાઓની સમશેરથી પાછો ફર્યો. બીજો હલ્લો સિદ્દી જોહરે કર્યો; તેમાં બાજીને બે ઘા થયા, પણ તેની વીરતા આગળ સિદ્દીને પાછું ફરવું પડયું. ત્રણ કલાક સુધી ભયંકર યુદ્ધ થયું, છતાં મહારાજાના પહોંચ્યાનો બીલકુલ જવાબ આવ્યો નહિ, તેથી બાજીને મનમાં ઘણી ચિંતા ઉત્પન્ન થઈ; એટલામાં શત્રુઓએ ત્રીજો હલ્લો કર્યો. આ હલ્લામાં બાજીના ઘણા માણસો ખપી ગયા. ઉપરાંત તેને પણ દશ–વીસ ઘા પડયા; છતાં શત્રુઓથી એક ડગલું આગળ વધી શકાયું નહિ. એટલામાં શત્રુ તરફથી બાજીના ઉપર એક ઘા એવો થયો કે બાજીનો હાથ બાજીને સદાને માટે છોડી ગયો; છતાં બાજી હિંમત નહિ હારતાં પ્રયત્ન કરવા લાગ્યો. એટલામાં ધડાધડ તોપોના પાંચ અવાજ થયા. અવાજ સાંભળતાંજ

બાજીનો જીવ શાંત થયો અને સિદ્દી જોહરને કહ્યું કે, મેં મારૂં કર્તવ્ય કર્યું છે–સ્વામીનો જીવ બચાવ્યો છે. હવે આ શરીરનું ગમે તે થાઓ. સિદ્દી જોહર! જા, ખુશીથી જા, મેં મારા પ્રભુને સુખરૂપે ધારેલા સ્થળે પહોંચાડી દીધા છે. એટલું બોલી બાજી જમીન ઉપર ઢળી પડયો અને તેનો પ્રાણ ચાલ્યો ગયો. બાજી પ્રભુનું અપ્રતિમ શૌર્ય જોઇ સિદ્દી જોહર તાજુબ થયો; તેના મુખમાંથી એકાએક ઉદ્‌ગાર નીકળ્યો કે, "બાજી! તું ખરેખરો શૂરવીર છે અને ખરો સ્વામીભક્ત છે. તું અહીં તારા સ્વામીને જેટલો વહાલો હતો તેટલોજ, અરે તેથી વિશેષ વહાલો ઇશ્વરનો થયો છે." એટલું બોલી તેણે પોતાની સેના પાછી વાળી અને દિલગીર વદને વિજાપુર પાછો ફર્યો. શિવાજી મહારાજને આ દુઃખદ સમાચાર કહેવા માટે બે–ચાર મરાઠા રવાના થયા અને બનેલી હકીકત કહી. જ્યારે બાજીના મૃત્યુના સમાચાર શિવાજીના સાંભળવામાં આવ્યા, ત્યારે તેઓ તેના ગુણ યાદ કરીને આંસુ પાડવા લાગ્યા. ધન્ય છે શિવાજી મહારાજ જેવા સ્વામીને અને ધન્ય છે બાજી પ્રભુ દેશપાંડે જેવા સેવકને!





# ૧૬—વીર રંગરાવ

ઇસ્વીસન ૧૮૫૭ ના ડીસેમ્બરમાં કર્ણાકટમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે ભીષણ યુદ્ધ ચાલતું હતું. મદ્રાસના કિનારા ઉપરના રાજાઓમાંના કોઇએ ફ્રેન્ચનો તો કોઇએ અંગ્રેજનો પક્ષ સ્વીકાર્યો છે. સમુદ્રકિનારે અંગ્રેજ અને ફ્રેન્ચોની નૌકાસેનાઓ ફેલાઇ ગઈ છે. દેશ ધ્રૂજી રહ્યો છે; પોતપોતાના સ્વાર્થ સાધવા માટે તેઓએ સૈનિકોનાં લોહી વહેરાવવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. ફ્રેન્ચ સેનાપતિ બુસિ રાજમહેન્દ્ર નગરમાં આવ્યો છે. લોહીના તરસ્યા વિજયનગરના મહારાજાના પૂર્વપુરુષ રાજા વિજયરામજીએ બાબિલીના રાજાનો સર્વનાશ કરવાને માટે તેની સાથે મસલત કરવાનો આરંભ કર્યો છે. વિજયરામે બુસિને સમજાવ્યો કે, બાબિલીનો રાજા રંગરાવ એક ખરાબ માણસ છે, તેને દેશમાંથી દૂર નહિ કરવામાં આવે તો ફ્રેન્ચોનું કલ્યાણ થનાર નથી. બુસિએ તે ઉપરથી રંગરાવને સ્વદેશ છોડી જવાનો હુકમ આપ્યો. ભારતવાસીઓ એ સમયે હીનવીર્ય નહોતા. રંગરાવે બુસિના કહેવાને ગણકાર્યું નહિ અને ફ્રેન્ચ લશ્કરનો પરાજય કરીને તેનો સમૂળો નાશ કર્યો. આ પ્રમાણે પરાજિત થયેલો બુસિ બહુજ બળવા લાગ્યો અને રંગરાવનો તેના વંશ સાથે નાશ કરવાને તેણે એક મોટી લડાઈની તૈયારી કરી.

પેલી બાજુએ રંગરાવે છેટેના ઘાડા જંગલમાં વિંટાયલા મજબૂત કિલ્લામાં ૨૫૦ સૈનિકો અને ૫૦૦ બાળક તથા સ્ત્રીઓને લઇને આશ્રય લીધો. બુસિ ૭૫૦ યૂરોપીયન અને ૧૧,૦૦૦ દેશી સૈન્ય તથા ૪ તોપો લઇને તેની સામે લડાઇ કરવા આવ્યો. દ્વેષી વિજયરામ પણ મનુષ્યજાતિનું લોહી પીવાને માટે લશ્કરની સાથે બુસિના સૈન્યમાં સામેલ થયો હતો. આ વિશાળ સૈન્ય જંગલ સાફ કરીને થોડા દિવસમાં રંગરાવના કિલ્લાની પાસે આવ્યું. કિલ્લાની લંબાઈ ૪૦૦ હાથ અને પહોળાઇ ૪૦ હાથ હતી અને તે શુમારે ૧૪ હાથ ઉંચી દિવાલથી સુરક્ષિત હતો. એના ચારે ખૂણા ઉપર ચાર

મજબૂત નાના કિલ્લા હતા. શત્રુઓને ઘેરી લેવાને માટે દિવાલની ચારે બાજુનો કેટલોક ભાગ નીકળેલો હતો. બુસિએ સેનાને ચાર ભાગમાં વહેંચીને ચાર બાજુના નાના કિલ્લાઓને તાબે કરવા હુકમ આપ્યો. રંગરાવ થોડું લશ્કર લઇને જીવનનું પણ કરીને લડાઇ કરવા લાગ્યો. ઇસ્વીસન ૧૮૫૮ ની ૨૪ મી જાન્યુઆરીએ સૂર્યોદય પહેલાં લડાઈ શરૂ થઇ. ફ્રેંચ તોપોમાંથી ગોળાઓ વરસવા માંડયા. કિલ્લામાંના રહેનારાઓએ અગ્નિનો ભય નિવારવાને માટે ઘાસનાં ઝુંપડાં ભાગી નાખ્યાં. ૯ વાગતાં કિલ્લાની દિવાલ ઘણી જગાએથી ભાગી ગઈ. ફ્રેંચ લશ્કર એકી વારે ચારે બાજુએ દિવાલમાંથી અંદર જવાને માટે ધસી ગયું. પરંતુ એક કલાકસુધી મથવા છતાં એકે માણસ તે દિવાલમાં પેસી શકયો નહિ. રંગરાવની માત્ર ૨૫૦ માણસોની સેનાએ ફ્રેંચોની વિશાળ સેનાને ગભરાવી મૂકી. ઘણું લશ્કર મરી ગયું. એક ટોળી હઠી ગયા પછી નવી ટોળી દિવાલની પાર થવાને યત્ન કરવા લાગી. પરંતુ તે પણ નિષ્ફળ થઇને પાછી ફરી. આખરે ફ્રેન્ચ સેના થાકી ગઇ અને તેના સેનાપતિએ લડાઇ બંધ કરવાનો હુકમ કર્યો. સેના વિશ્રામ કરવા લાગી. એટલામાં "બીજી બાજુએથી કિલ્લાની દિવાલ તોડવાને માટે ફ્રેન્ચ તોપોમાંથી ગોળા છૂટવા લાગ્યા. કિલ્લાનો ભાગ ભાગી ગયો. ફ્રેન્ચ સેના પાછી ચઢાઈ કરવાને આગળ ધસી. કિલ્લામાંના રહેવાસીઓ પોતાનાં સ્રીપુત્રનું સન્માન યાદ કરીને વિફરેલા વાઘની પેઠે મહાપરાક્રમથી લડવા લાગ્યા. તેઓ અગ્નિની અખંડ વૃષ્ટિ તરફ નહિ જોતાં ભાગેલી દિવાલ ઉપર ચઢી ગયા. શત્રુઓને તેઓ કોઇ વખત દિવાલ ઉપરથી નીચે નાખતા તો કોઇ વખતે ભાલાથી વિંધીને તેઓના પ્રાણ લેતા. તે છતાં અંદરનાં રહેવાસીઓનાં પણ ટોળેટોળાં મરવા લાગ્યાં. બપોરના બે વાગી ગયા તોપણ દશહજાર કરતાં વધારે કેળવાયલા સૈનિકોની રણ-કુશળ ફ્રેન્ચ સેના સાથે સતત લડાઇ કરવા છતાં ૨૫૦ ભારતવાસીઓનો પરાજય કરી શકી નહિ. આખરે એ સેના યુદ્ધ બંધ કરીને થોડી વાર વિશ્રામ કરવા લાગી. રંગરાવે એ અવસરનો લાભ લઇને સૈન્યસામંતોને બોલાવીને કહ્યું કે "હવે વધારે વખત આપણાથી ટકાશે નહિ. કિલ્લો જલદીથી શત્રુના હાથમાં જશે. માટે હવે બાળક-બાળિકાઓ અને સ્રીઓને શત્રુઓના અપમાનથી બચાવવાનો ઉપાય કરો." આમ કહીને તેણે કેટલાક સિપાઇઓને બોલાવ્યા. તેઓ એક હાથમાં સળગતી

મશાલ, બીજા હાથમાં ભાલા અને કમરમાં નાની તલવારો લઈને એ ભયાનક કામમાં આગળ પડયા. જે જે ઘરોમાં સ્ત્રીઓ અને બાળક-બાળિકાઓ રહેતાં હતાં, તે ઘરોમાં તેમણે આગ લગાડી મૂકી. અગ્નિની શિખા ઘૂ ઘૂ કરતી સળગી ઉઠી. એ અગ્નિને ભયંકર બનાવવા માટે તેના ઉપર ઢગલે ઢગલા ઘાસ લાકડાં વગેરે નાખ્યું. એવી રીતે રંગરાવના લશ્કરીઓ અપમાન ખમવા કરતાં મરી જવું ઉત્તમ સમજીને પોતાનાં સ્ત્રી, પુત્ર અને કન્યાને મારવા લાગ્યા. જેઓ અગ્નિનો તાપ ન સહન કરી શકાયાથી બહાર નીકળવાની કોશીશ કરતાં હતાં, તેઓની છાતીમાં તેઓ તરવાર ભોંકી દેતા. પિતા પોતાના પુત્ર-કન્યાનો, સ્વામી પોતાની પ્રાણાધિક ભાર્યાનો, ભાઇ પોતાની પ્રાણસમી બહેનનો, એમ સૌ પોતપોતાનું સન્માન જાળવવા પોતાનાં કુટુંબીઓનો વધ કરીને લડાઈમાં પ્રાણ વિસર્જન કરવાને માટે આગળ પડયા. પેલી બાજુએ શત્રુસેના પણ પાછી આગળ વધવા લાગી છે. રંગરાવની સેના આ વખતે પૃથ્વીના સઘળા સંબંધ તોડીને તુચ્છ જીવનપર મમતા ન રાખતાં ઘોર યુદ્ધમાં પ્રવૃત્ત થઇ. થોડીજ વારમાં શત્રુસેના દિવાલ ઉપર ચઢી ગઈ. રંગરાવ એ આક્રમણમાં અગ્રેસર થયો, પરંતુ બાણ વાગવાથી તેજ ક્ષણે તેનો પ્રાણ ગયો. તેના મરવા છતાં પણ સૈનિકો યુદ્ધ કરવા લાગ્યા, પરંતુ તેઓને ક્ષણમાત્રમાં શત્રુસેનાએ મારી નાખીને દિવાલને શૂન્ય કરી મૂકી. થોડીજ પળમાં ચારે બાજુએથી શત્રુસેનાની ચાર ટોળીઓ કિલ્લામાં પેઠી. પરંતુ કિલ્લાના કોઇ પણ રહેવાસીઓ ભાગી ગયા નહિ કે કાયર પુરુષની પેઠે પ્રાણ બચાવવાની ભિક્ષા તેમણે માગી નહિ. પરંતુ વીરની પેઠે શત્રુઓને તોબા પોકરાવતા તેઓ સર્વ પ્રથમથીજ રણશય્યામાં સૂતા હતા! પૂર્વે ભારતવર્ષ વીરશૂન્ય નહોતું. કેવી રીતે મરવું, તે પણ ભારતવાસીઓ સારી પેઠે જાણતા હતા. ફ્રેન્ચ સેનાએ જયધ્વનિ કરતાં કરતાં કિલ્લો લીધો ખરો, પરંતુ નરનારીઓનાં અગ્નિ-દગ્ધ ભીષણ શરીરો જોઇને સઘળાઓના હૃદયમાં શોક વ્યાપી રહ્યો.





# ૧૭–શીખ શૂરવીરો

શીખજાતિમાં થઇ ગયેલા શૂરવીરોનાં ચરિત્રો વાચકોને સમજવાં સુગમ થઈ પડે તે અર્થે શીખ સંપ્રદાય નીકળવા પૂર્વની કેટલીક પરિસ્થિતિ તથા તે સંપ્રદાયની ઉત્પત્તિવિષયક સંક્ષિપ્ત હકીકત અને તેના મૂળપુરુષ મહાત્મા ગુરુ નાનકદેવનું સંક્ષિપ્ત જીવન ઇ૦ વિષયો વાચકો માટે ઉપયોગી હોવાથી તે અત્ર દાખલ કર્યા છે.

## શીખ સંપ્રદાયપૂર્વના અન્ય સંપ્રદાયો

શીખોનો ઇતિહાસ સહૃદય ઈતિહાસપ્રેમી .પાઠકોને અવશ્ય વાંચવા યોગ્ય છે. જે સમયે મુસલમાનોનો પ્રચંડ પ્રતાપ ભરતખંડમાં પ્રવર્તી રહ્યો હતો, જે સમયે ભારતવર્ષ પરાધીનતાની જંજીરમાં ખૂબ જકડાયો હતો તે સમયે કોઇ પણ માણસ એમ ધારતું નહોતું કે ભારતવર્ષનો એક નાનો સરખો સંપ્રદાય એક મહાન જાતિ બનશે. આજે જે જલની એક સૂક્ષ્મ રેષા છે, તે આવતી કાલે એક પ્રચંડ નદી બની જશે અને મનુષ્યની શક્તિનો ઉપહાસ કરી અતિવેગથી દોડશે તથા પોતાના સામર્થ્યના ભરોસાપર ઉન્મત્ત થઇ તરંગરૂપી ભુજાથી, કિનારાને તોડી નાખશે, એમ કોણ ધારી શકશે ? કાળના પ્રતાપથી શીખજાતિમાં એવો મહાન વિપ્લવ બની ગયો. જે સંપ્રદાય તરફ પ્રથમ કોઇએ દૃષ્ટિ ફેંકવાની દરકાર કરી નહોતી, તેજ સંપ્રદાયના લોકો વખત આવતાં સમરભૂમિમાં વિરુદ્ધપક્ષના તેજસ્વી સૈનિકોનો વિધ્વંસ કરી વીરમંડળમાં પ્રતિષ્ઠા પામ્યા, એ શું એક અદ્‌ભુત ઘટના નથી ? આ પ્રસિદ્ધ સંપ્રદાયની ઉત્પત્તિપૂર્વે ભારતવર્ષમાં જે પ્રધાન પ્રધાન ધર્મસંપ્રદાયો હતા તેનું અહીંઆં સંક્ષેપમાં વર્ણન કરવામાં આવશે.

પૃથ્વીના અન્ય દેશના ઇતિહાસની પેઠે ભારતવર્ષનો ઇતિહાસ પણ અનેક વિચિત્ર ઘટનાઓથી પરિપૂર્ણ છે. રોમના સામ્રા-

જયનું પતન અને ખ્રિસ્તી ધર્મનો ઉદય થતી વખતે જેવી વિચિત્ર ઘટનાઓ બની હતી, તેવીજ ઘટનાઓ ભારતવર્ષમાં પણ બનેલી છેજ. હિંદુરાજ્યની ઉન્નતિ અને પતન, બૌદ્ધરાજ્યનો પ્રારંભ અને સમાપ્તિ તથા મુસલમાનોના અધિકારનો ઉદય અને અસ્ત, એ વગેરે અનેક ઘટનાઓ ઇતિહાસમાં લખાઇ ચૂકી છે. ઇસ્વીસનનાં ૧૦૦૦ વર્ષ પછી મુસલમાનોએ પાણીના પૂરની પેઠે ધસી આવીને સમગ્ર હિંદુસ્તાનને ડૂબાવી દીધો હતો. તે પૂર્વે પારસી લોકો પણ એક વાર હિંદુસ્તાનપર ચઢી આવ્યા હતા; પરંતુ તેઓ મુસલમાનોના જેટલું અનિષ્ટ કરી શક્યા નહોતા. ગ્રીક લોકો પણ હિંદુસ્તાનપર ચઢી આવી પંજાબથી અયોધ્યાપર્યંત આવી પહોંચ્યા હતા. આરબલોકો પણ એક વાર પ્રચંડ દલ લઇ સિંધુ નદી સુધી આવ્યા હતા; પરંતુ તેમનાથી ભારતવર્ષે ઘણા સમયસુધી ઝાઝું નુકસાન ખમ્યું નહોતું. તેઓ કાસિમના મરણ પછી પાછા જતા રહ્યા હતા; પરંતુ ઇ. સ. ૧૦૦૦ પછી ભારતનો સ્વાતંત્ર્ય-સૂર્ય અસ્તાચલમાં ગયો. સુલ્તાન મહમદે હિંદુસ્તાનપર બાર વાર સ્વારી કરી અનેક નગરો લૂંટી લીધાં અને ભારતવર્ષનું અઢળક દ્રવ્ય તે પોતાના દેશમાં લઇ ગયો. આ સમય સુધી મુસલમાનો માત્ર લૂંટફાટજ કરતા હતા. તેઓ ભારતવર્ષનો કોઇ પણ ભાગ પોતાને સ્વાધીન કરવાનો સવિશેષ ઉદ્યોગ કરતા નહોતા; પરંતુ મહમદ ઘોરીએ મધ્ય એશિયાના પહાડી ભાગમાંથી આવી સુલ્તાન મહમદે બાકી રાખેલું કાર્ય પૂરૂં કર્યું. ભારતવર્ષના વીર પુરુષોએ પોતાની સ્વાધીનતા સુરક્ષિત રાખવાને માટે બહુ પ્રયાસ કર્યો. જ્યાંસુધી ક્ષત્રિયોની નસોમાં રુધિરનું એક બિંદુ રહ્યું, ત્યાંસુધી તેઓ મુસલમાનોની સામે પ્રાણાર્પણ કરતાં સુધી લડયા; પરંતુ મુસલમાનોની દગલબાજી અને વિશ્વાસઘાતથી હિંદુઓનો પરાજય થયો અને પુણ્યસલિલા દૃષદ્વતીને કિનારે ક્ષત્રિયોના રુધિરના સમુદ્રમાં ભારતવર્ષનો સૌભાગ્યસૂર્ય ડૂબી ગયો !

આ સમયથી હિંદુસ્તાનમાં મુસલમાનોની પાદશાહીનો પ્રારંભ થયો. આજ સમયથી ભારતવર્ષનાં સર્વ હિંદુરાજ્યો એક પછી એક મુસલમાનોની અર્ધચંદ્રાકાર ચિહ્નયુક્ત પતાકા નીચે આવવા લાગ્યાં. ધીમે ધીમે જૂદા જૂદા વંશના લોકો દિલ્હીના રાજસિંહાસનપર બેસવા લાગ્યા. નવા નવા વંશોની સાથે નવા નવા ધર્મસંપ્રદાય પણ ભારતવર્ષમાં પોતાની જડ જમાવવા લાગ્યા. ભારતવર્ષમાં

મુસલમાનોનો અધિકાર જામ્યો તે પૂર્વે શ્રીરામાનુજાચાર્યે શક્તિની ઉપાસનાવિરુદ્ધ ઉપદેશ આપી વૈષ્ણવ મતનો પ્રચાર કર્યો હતો. વળી ભરતખંડના ઉત્તરભાગમાં રામાનંદ અને ગોરખનાથે સીતારામ અને યોગના પ્રભાવપર પ્રવચન કર્યું અને મધ્યહિંદુસ્તાનમાં કબીરે વેદ તથા કુરાન એ ઉભયની અપેક્ષાએ કક્ષાન્તરે ઇશ્વરી તત્ત્વની દુંદુભિ વગાડી. આ સંપ્રદાયનો સોટો આટલેથી પણ અટકયો નહિ. થોડા સમય પછી નવદ્વીપના એક રંક ક્ષત્રિય યુવકે સ્વર્ગીય પ્રેમામૃતની ધારાથી સમગ્ર બંગાળને ભીંજવી નાખ્યું. આ પ્રેમપ્રવાહમાં અનેક ભારતવાસીઓએ સ્નાન કર્યું. આ સમયે યૂરોપમાં મહાબુદ્ધિશાળી લ્યુથર પ્રદીપ્ત અગ્નિવત્ પ્રકાશી રહ્યા હતા. આ ઘટના પહેલાં થોડા વખત પૂર્વે પંજાબમાં એક રંક ક્ષત્રિયકુમાર એક નવોજ સંપ્રદાય સ્થાપવામાં મંડયો રહ્યો હતો.

પરમ પ્રવીણ ગુરુ નાનકની ચમત્કારિક બુદ્ધિના પ્રભાવથી પંજાબમાં એક નવા સંપ્રદાયની સ્થાપના થઇ તેથી ઘણાં વર્ષ પહેલાં ભારતવર્ષમાં ધર્મનો પડઘો પડી ચૂકયો હતો. દષદ્વતીના કિનારા પર હિંદુઓની વિજયપતાકા જમીનદોસ્ત થઇ ગઇ હતી. જે નવીન જાતિના લોકોનો ભારતવર્ષમાં પ્રવેશ થયો હતો, તેને લીધેજ આ પ્રકારનો ધર્મવિપ્લવ થઇ રહ્યો હતો. મુસલમાનોએ દ્વિજધર્મની વિરુદ્ધ શસ્ત્રપ્રહાર ચલાવ્યો હતો, વેદનું અપમાન કર્યું હતું અને હિંદુઓને ધર્મપ્રચાર કરતાં અટકાવ્યા હતા. એમના મુલ્લાં, મોલવી અને સૈયદ લોકો પોતાને ઈશ્વરનિષ્ઠ અને પવિત્ર મનાવવાની ચેષ્ટા કરતા હતા અને હિંદુઓની પરમ પવિત્ર ભક્તિ, શુદ્ધ ઈશ્વરપ્રીતિ અને જાતીય વિચારને ઠોકર મારી કુરાનનો મહિમા પ્રચારવાને ઉદ્યત થયા હતા. ક્રમશઃ કુરાનના મૂળ સિદ્ધાંતો ભ્રમની જાળમાં ગુંચવાવા લાગ્યા હતા. આ પ્રકારે આચારની પછી આચાર, મતની પછી મત અને આજ્ઞાની પછી આજ્ઞાના વમળમાં પડયાથી લોકો પણ ભ્રમણામાં પડી ગયા હતા. આ પ્રમાણે ધર્મની ક્ષીણતા અને અસ્થિરતાથી લોકો વ્યાકુળ થયા અને શાંતિનો લય થયો. અંતે ઘણા લોકો બ્રાહ્મણ અને મુલ્લાં તથા મહેશ્વર અને મહમદ, એ સર્વથી અસંતુષ્ટ થઇ કોઈ નવા સંપ્રદાયને ગ્રહણ કરવાને ઉત્તેજિત થયા.

અસંખ્ય હિંદુઓ આવા ધર્મક્રાંતિના સમયમાં જેણે જેણે ધર્મની બાબતમાં સરળતાનો પરિચય આપ્યો તેના શિષ્ય બની ગયા. જે વખતે રોમન સાંમ્રાજ્યમાં કુસંસ્કારોનો બોજો વધી

ગયો હતો, જે વખતે રોમનોનો ધર્મઉત્સાહ અને ઉદારતાવિહીન બની ગયો હતો–શિથિલ બની ગયો હતો, તે સમયે શુદ્ધ અને ઉદાર ધર્મને માટે રોમન લોકો અનાયાસ ઉત્સાહિત થયા હતા. આ વખતે રોમન પુરોહિતો તે સમયે દેવળના અંદરના ભાગમાં રહેતા હતા. ધ્યાન, ધારણા આદિ કોઇ પણ વિષયપ્રત્યે તેમને અનુરાગ કે ઉત્સાહ હતો નહિ. હજારો દેવોની ઉપાસના પ્રચલિત થવાથી કોઇ પણ ઉપાસનામાં તેમના ચિત્તની એકાગ્રતા, સરલતા કે સંજીવતા પ્રતીત થતી નહોતી. આ કારણથી રોમનો પરમ વ્યાકુળ થઇ કોઇ નવી ઉપાસનાપ્રણાલીને માટે ઉત્સુક થઇ રહ્યા હતા. અનેક મતોની ટક્કરોપર ટક્કરો લાગવાથી રોમન સામ્રાજ્યમાં ધર્મની અંધાધુંધી ફેલાઇ રહી અને એ સમયમાં ખ્રિસ્તી ધર્મ ધીમે ધીમે લોકોના હૃદયમાં સ્થાન કરવા લાગ્યો. અંતે તેણે પ્રતિકૂળતાથી વિશેષ દૃઢ થઇ જ્યુપિટરનાં તૂટેલાં મંદિરોનાં શિખરોપર પોતાની વિજયપતાકા ફરકાવી દીધી. ભારતવર્ષ પણ એજ પ્રકારે બૌદ્ધ, મુસલમાનાદિ ધર્મસંપ્રદાયોના તરંગોની ટક્કરો ખાઇ ઘણી બાબતોમાં રોમનોની પેઠે વ્યાકુળ બની રહ્યો હતો. આવા ચંચળતાના સમયમાંજ નવા નવા સંપ્રદાયોનાં મૂળ રોપાયાં હતાં. આ પ્રકારે સોળમી શતાબ્દીના પ્રારંભકાળ સુધી હિંદુઓનાં મન ક્રમશઃ નવા નવા ધર્મમાર્ગો તરફ વળી રહ્યાં હતાં. વિધર્મીઓના બળાત્કારથી દુઃખિત થઇ હિંદુઓ નવા નવા ધર્મોનો પ્રચાર કરવા લાગ્યા. રામાનંદે જે મતનો પ્રચાર કર્યો હતો, તેને પુષ્ટિ આપવાનો કબીરે પ્રયત્ન કર્યો, ચૈતન્ય પ્રભુએ તેમાં પુનઃ ચૈતન્ય દાખલ કર્યું અને વલ્લભાચાર્યે તેમાં એક નવીન રેખા કાઢી. આ સર્વ સંપ્રદાયોની પછી ગુરુ નાનકની ચમત્કારિક બુદ્ધિના પ્રભાવથી એક નવા મતનો પ્રચાર થયો. રામાનંદ, ગોરખનાથ અને કબીરે જે કાર્ય અપૂર્ણ રાખ્યું હતું, તેને નાનકે સંપૂર્ણ કર્યું અને પંજાબમાં એમના મતની પ્રતિષ્ઠા થઇ. ગોવિંદસિંહે એ ધર્મનું અવલંબન કરી નાનામોટા સર્વને એક સ્થાનમાં ઉભા રાખી ભ્રાતૃભાવથી આલિંગન કરાવ્યું અને સર્વની નસેનસમાં ઉત્સાહ ભરી દીધો.

## ગુરુ નાનક અને શીખસંપ્રદાયની ઉત્પત્તિ

ગુરુ નાનકનું જીવનચરિત્ર અને તેમનો મત એ શીખજાતિના ઇતિહાસમાં અગ્રસ્થાન ભોગવે છે. નાનકશાહ અથવા બાબા નાનકનો જન્મ ઇ. સ. ૧૪૬૯માં લાહોરની દક્ષિણદિશાએ દશ

ગાઉ ઉપર કાણુક્ચા નામનું ગામ છે ત્યાં થયો હતો. એમના પિતાનું નામ કાલૂવેદી હતું. તેઓ ક્ષત્રિયવંશી હતા. બાબા નાનકનું જીવનચરિત્ર અનેક કલ્પિત ઘટનાઓથી પરિપૂર્ણ છે. જે સમયે એમણે આ વિશાળ જગતની સમક્ષ પોતાના બુદ્ધિપ્રભાવનો પ્રકાશ કર્યો હતો, તે સમયે મનુષ્યની કલ્પનાશક્તિએ એમને વિષે અનેક અદ્‌ભુત ઘટનાઓનો પ્રચાર કર્યો હતો. બાબા નાનકે ધર્મના વિષયમાં જે શક્તિ અને ચાતુર્યનો પરિચય કરાવ્યો હતો, તેને લીધે એમના સંબંધમાં અનેક પ્રકારની કિંવદંતીઓ પ્રચાર પામે તેમાં આશ્ચર્ય પણ શું છે? શીખોએ પોતાના ગુરુનો મહિમા વધારવાને માટે જે આશ્ચર્યકારક ઘટનાઓનો ઉલ્લેખ કર્યો છે, તે સર્વ ઘટનાઓપર એકદમ વિશ્વાસ મૂકી શકાતો નથી. ખેર, ગમે તેમ હો.

બાબા નાનકે નાની ઉંમરમાં ગણિતશાસ્ત્ર અને ફારસી ભાષાનો અભ્યાસ કર્યો હતો. તેઓ સદાચરણી અને વિચારશીલ હતા. થોડાજ વખતમાં એમને સાંસારિક કાર્યો અને સાંસારિક વિષયવાસનાપ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થયો. કાલૂવેદીએ પોતાના પુત્રનું ચિત્ત સાંસારિક કાર્યોપર સ્થિત કરવાને માટે ઘણી ચેષ્ટા કરી. તેમણે તેને મીઠાનો વ્યાપાર કરવાને માટે રૂ. ૪૦) આપ્યા; પરંતુ બાબા નાનકે આ દ્રવ્યથી અનાજ વગેરે ખરીદી ભૂખ્યા માણસો તથા ઉદાસીન ફકીરોને ભોજન કરાવી દીધું.

નાનકશાહે યુવાવસ્થામાંજ હિંદુઓના વેદ અને મુસલમાનોના કુરાનનાં તત્ત્વો સારી રીતે સમજી લીધાં હતાં. ત્યારપછી પોતાની તીક્ષ્ણ બુદ્ધિ અને પ્રગાઢ શાસ્ત્રજ્ઞાનના બળથી તેઓ પોતાના મતનો પ્રચાર કરવાને ઉદ્યત થયા હતા. એમને લૌકિક કાર્યોપ્રત્યે અત્યંત ઘૃણા હતી. જેથી હૃદયને શાંતિ પ્રાપ્ત થાય, જેથી પવિત્ર ઇશ્વરી તત્ત્વનો પ્રકાશ થાય, તેનેજ તેઓ સત્ય ધર્મ માનતા હતા. બાબા નાનક સકળ ધર્મોના ગ્રંથોમાં અને વિધિઓમાં પોતાની મતિ અનુસાર અનેક કુસંસ્કારો પ્રવેશ પામેલા જોઇ ખિન્ન થયા. તેઓ સંન્યાસીનો વેષ ધારણ કરી ભારતવર્ષનાં અનેક સ્થાનોમાં વિચર્યા અને તેમણે અનેક યોગીઓ અને સાધુઓની સાથે વાર્તાલાપ કર્યો. તેઓ અરબસ્તાનમાં પણ ગયા અને ત્યાંના ફકીરોના રંગઢંગ જોયા; પરંતુ તેમને ક્યાંય પણ સત્યનું પવિત્ર દર્શન થયું નહિ. ત્યાંનાં સર્વ સ્થાનોમાં કુસંસ્કારની ભયંકર મૂર્તિ તથા કર્મકાંડની શોચનીય વિકૃત દશા જોઇને તેમનું ચિત્ત ખિન્ન થયું અને

તેઓ પુનઃ સ્વદેશ પાછા આવ્યા. સ્વદેશમાં આવીને બાબા નાનકે સંન્યસ્ત ધર્મ અને સંન્યાસી વેષનો પરિત્યાગ કર્યો અને ગુરુદાસપુર જીલ્લામાં ઇરાવતીના તટપર 'કર્તારપુર' નામની એક ધર્મશાળા બંધાવી અને તેજ ધર્મશાળામાં સપરિવાર સશિષ્ય રહી પોતાના જીવનનો શેષ ભાગ વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૫૩૯માં બાબા નાનક સિત્તેર વર્ષની ઉંમરે આજ સ્થળે પરલોકવાસી થયા. બાબા નાનકનો જન્મ લોદી વંશના ઉદયના સમયમાં થયો હતો અને મુગલસામ્રાજ્યની સ્થાપના થયા પછી તેમનો સ્વર્ગવાસ થયો હતો. એમના જીવનનાં સાઠ વર્ષ, પાંચ માસ અને સાત દિવસ ધર્મચિંતનમાં વ્યતીત થયા હતા.

બાબા નાનકનો મત પ્રથમ પંજાબના દઢકાય સરલસ્વભાવ જાટોમાં પ્રસર્યો. ક્રમે ક્રમે અનેક મુસલમાનોએ પણ એ ધર્મનો આશ્રય લીધો. નાનકશાહના એક શ્રદ્ધાવાન મુસલમાન શિષ્યનું નામ સર્ધાના હતું. આ શિષ્ય ગુરુ નાનકની પાછળ છાયાની પેઠે ફરતો હતો. સંગીતવિદ્યાપર સર્ધાનાને ઘણોજ પ્રેમ હતો. તે સદાસર્વદા વીણા વગાડી ઇશ્વરના ગુણોનું ગાન કર્યા કરતો હતો. બાબા નાનક જ્યારે નેત્રો મીંચી ઇશ્વરનું ધ્યાન ધરતા હતા અને બાહ્યજગતની સાથે કોઇ પ્રકારનો સંબંધ રાખતા નહોતા, ત્યારે સર્ધાના ક્ષુધા-તૃષાથી વ્યાકુળ હોવા છતાં પણ ઇશ્વરમાં ચિત્ત લગાડી વીણાના મધુર મધુર ધ્વનિ સાથે ગાન કર્યા કરતો હતો.

હિંદવાસીઓનું જાતિ-અભિમાન નષ્ટ ન થાય તથા સર્વે જણ બંધુસમાન પ્રેમથી હળીમળીને રહે અને શુદ્ધ ધર્માચરણ તથા સાધુવૃત્તિ ધારણ કરે એટલા માટે બાબા નાનકે ઘણો પ્રયત્ન કર્યો હતો. તેમનો મત એવો હતો કે, અનેક જાતિ અને અનેક સંપ્રદાયોનું અસ્તિત્વ મનુષ્યજાતિના કલ્યાણને માટે હિતાવહ નથી. શીખ મતાનુયાયીઓ દેવમંદિરે જવામાં, યજ્ઞપૂજન કરવામાં અને બ્રાહ્મણભોજનાદિ કરાવવામાં પણ શ્રદ્ધા રાખતા નથી. એમના મત અનુસાર ઇંદ્રિયનિગ્રહ અને મનોનિગ્રહ એ વિશેષ હિતકારક છે. આત્મશુદ્ધિને પણ એ મતમાં અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. પવિત્ર હૃદયથી ઇશ્વરની અનન્ય ભક્તિ કરવી, એવો પણ બાબા નાનકનો બોધ છે. નાનકશાહ જણાવતા હતા કે, ઇશ્વર એકજ છે, અનેક નથી; અને ખરી શ્રદ્ધા પણ એકપરજ રહી શકે છે, અનેકપર રહી શકતી નથી. ભિન્ન ભિન્ન ધર્મોની સ્થાપના મનુષ્યોની કલ્પનાને

લીધે થઈ છે. તેઓ મુલ્લાં અને પંડિત, દરવેશ અને સંન્યાસી, એ સર્વને પોકારીને કહેતા હતા કે "અસંખ્ય શિવો, વિષ્ણુઓ અને શક્તિઓ તથા કોટયવધિ મહમદોના શરીરમાં જેનો સંચાર છે અને જે પ્રભુનો પ્રભુ છે, તેનુંજ માત્ર સ્મરણ કરો. જે જ્ઞાનદ્વારા ઇશ્વરી તત્ત્વ જાણવામાં આવે, તેજ સત્ય જ્ઞાન છે; અને તે પ્રાપ્ત કરવાને માટેજ મનુષ્યે ઉદ્યોગ કરવો જોઇએ. જે પુરુષ સદાચરણી હોય છે તે સર્વશક્તિવાન પ્રભુની કૃપાને પાત્ર થાય છે. વૈરાગ્ય અને સંન્યાસધર્મની કાંઇ આવશ્યકતા નથી. યોગી અને પરમાત્મનિષ્ઠ ગૃહસ્થ, એ ઉભય પરમેશ્વરની દૃષ્ટિમાં સમાન છે."

ધર્માનુયાયી મનના વિષયમાં બાબા નાનકે આપેલો બોધ સર્વપ્રસિદ્ધ છે. તેમાંનું એક અત્રે જણાવીએ છીએ. એક દિવસ કેટલાક બ્રાહ્મણો જળમાં બેસી પૂર્વ અને દક્ષિણદિશા તરફ મુખ કરી તર્પણ કરતા હતા. આ વખતે નાનક પોતે પણ જળમાં પ્રવેશ્યા અને પશ્ચિમદિશા તરફ મુખ કરી તે તરફ પાણી ઉલેચવા લાગ્યા. સર્વે બ્રાહ્મણોએ તેમને તેમ કરવાનું કારણ પૂછયું. નાનકશાહ બોલ્યા કે "મારૂં કર્તારપુર પશ્ચિમદિશામાં છે અને હું તે ક્ષેત્રને જલસિંચન કરૂં છું." આ શબ્દો સાંભળી સર્વે જણ ખડખડ હસ્યા અને કહેવા લાગ્યા કે "કર્તારપુર તો સેંકડો ગાઉ દૂર છે, તો પછી આ જલ ત્યાં શી રીતે પહોંચશે?" નાનકશાહે ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો કે "ત્યારે તમે આ લોકમાં જળનું તર્પણ કરી પરલોકમાં ગયેલા આપના પિતૃઓને તૃપ્ત કરવાની આશા શામાટે રાખો છો?"

ઈ. સ. ૧૫૨૬ અથવા ૧૫૨૭ માં નાનકશાહને પ્રથમ મુગલ શહેનશાહ બાબરનો કેટલોક માલ લૂંટવાના આરોપસર પકડવામાં આવ્યા; પરંતુ બાબરે જ્યારે તેમને પ્રત્યક્ષ જોયા, ત્યારે તેમની સાધુતા તથા તેમના વાત કરવાના ચાતુર્યથી તે મોહિત થયો અને તેમને તેણે છોડી મૂકયા; એટલુંજ નહિ પરંતુ તેમના ભરણપોષણને માટે ઘણી સંપત્તિ આપવાની પોતાની ઈચ્છા પ્રદર્શિત કરી; પરંતુ નાનકશાહે આ દાન લેવાનો સ્વીકાર કર્યો નહિ. તેમણે પાદશાહને જણાવ્યું કે, મારે કોઈ પણ વસ્તુનો તોટો નથી. "મારો ધનભંડાર એટલો મોટો અને અવિનાશી છે કે તે કદી પણ ઓછો થતો નથી." બાબરે આ વાત સ્પષ્ટ રીતે સમજાવવાનો આગ્રહ કર્યો, ત્યારે નાનકશાહ બોલ્યા કે "મારૂં હૃદય કેવળ ઈશ્વરભક્તિમાંજ લીન રહે છે, માટે મારે કોઇ પણ સાંસારિક પદાર્થની અ-

પેક્ષા નથી, ઇશ્વરનામરૂપી અમૃત પ્રાશન કરવાથી મારી ક્ષુધા-પિપાસા એકદમ શાંત થઇ ગઇ છે."

કહેવાય છે કે, નાનકશાહ મક્કામાં ગયા ત્યારે મસીદ તરફ પગ કરી સૂતા હતા. આથી ત્યાંના લોકોએ પવિત્ર સ્થાનનું અપમાન કરવામાટે તેમની ઘણી નિંદા કરી. ત્યારે તેઓ ક્રોધ કરી બોલ્યા કે "ઇશ્વર સર્વવ્યાપક છે. જે તરફ પગ કરવામાં આવે તે તરફ તેમનું અપમાન થાય એમ છે, તો હવે તમેજ મને બતાવો કે, મારે કયી તરફ પગ કરીને સૂવું ?"

એક વખત નાનકશાહે કહ્યું હતું કે "એક લાખ બ્રહ્મા, વિષ્ણુ અને રામ તથા દશ લાખ મહમદ સર્વશક્તિવાન પ્રભુના દ્વારપર ખડા રહે છે. આ સર્વે એક પછી એક પોતાનો અધિકાર છોડી કાળના પંજામાં સપડાય છે. માત્ર એક સર્વેશ્વરજ અમર છે; તે છતાં પણ લોકો તે પરમેશ્વરની ઉપાસના કરવાવિષે વાદવિવાદ કરતાં લજ્જિત થતા નથી. આ પરથી સિદ્ધ થાય છે કે, અદ્યાપિ કુસંસ્કાર મનુષ્યજાતિને છોડી ગયો નથી. જેનું હૃદય શુદ્ધ છે, તેજ સાચો હિંદુ છે; જેનું જીવન પવિત્ર છે, તેજ ખરો મુસલમાન છે." નાનકશાહે પોતાના ધર્મ—મતનો પ્રચાર કરવાને માટે કદી પણ દુરાગ્રહ સેવ્યો નથી. તેમણે કદી અભિમાન ધારણ કર્યું નથી. તેઓ પોતાને સર્વશક્તિવાન ઇશ્વરનો આજ્ઞાંકિત દાસ જણાવતા હતા. તેમનાં લખેલાં જ્ઞાન અને ચતુરાઇથી ભરેલાં ધર્મપુસ્તક મોજુદ છતાં, તે કદી પોતાની વડાઇ દેખાડવા તત્પર થતા નહિ. એમના ધર્મનો બહોળો પ્રચાર થયો, ત્યારે પણ તેઓ તેને અમાનુષી ઘટનાઓથી કલંકિત કરતા નહોતા. તે કહેતા હતા કે, ઈશ્વરની કથા છોડીને અન્ય તકરારો ઉપસ્થિત ન કરો. પોતાના ધર્મની પવિત્રતાસિવાય બીજો કોઇ શ્રેષ્ઠ ધર્મ નથી.

ગુરુ નાનકે પોતાના મતનો આ પ્રમાણે પ્રચાર કરી અનેક શિષ્યો એકત્રિત કર્યા. આ પ્રકારે તેમના ધર્મમાં શ્રદ્ધાળુ શિષ્યોની વૃદ્ધિ થતાં ક્રમશઃ તે એક ધાર્મિક સંપ્રદાય બની ગયો. શિષ્ય શબ્દનો અપભ્રંશ થઇનેજ 'શીખ' શબ્દ થયો છે. પંજાબીઓ માથાપર શિખા રાખે છે, તેમને ઘણા લોક શીખ કહે છે.

## શીખોની ઉન્નતિ અને ગુરુ નાનક પછીના તેમના ગુરુઓ

દેવર્ષિ નારદજીએ એક વખત રાજા યુધિષ્ઠિરને પૂછ્યું હતું કે "રાજા ! તમે તમારૂં બળ વાપરી દુર્બળ લોકોને પીડતા તો નથી?"

નારદજીનાં આ વચનોમાં એક મહાન રાજનૈતિક બોધ ભરેલો છે. દુર્બળ મનુષ્યોને પીડા કરવાથી તેઓ શનૈઃ શનૈઃ પોતાનું બળ વધારતા જાય છે અને એક વખત પીડા આપનારની સામે થઇને તેની શક્તિ નષ્ટ કરી નાખે છે; એટલા માટેજ દેવર્ષિ નારદજીએ રાજા યુધિષ્ઠિરને ઉપદેશ આપ્યો હતો કે "દુર્બળ માણસોને પીડા આપવી નહિ, નહિ તો તેઓ ક્રમશઃ બળવાન થઇને તમારૂં બળ નષ્ટ કરવાનો ઉદ્યોગ કરશે." નારદજીના ઉપદેશપ્રત્યે દુર્લક્ષ્ય કરવાથી અનેક રાજાઓ ઉચિત શિક્ષા પામ્યા છે. ઈતિહાસમાં આવાં અનેક ઉદાહરણો મળી આવે છે; પરંતુ એનું એક સૌથી મોટું ઉદાહરણ ભરતખંડના મુસલમાન સામ્રાજ્યના ઇતિહાસમાંથી પ્રાપ્ત થાય છે. મુસલમાન પાદશાહોના અત્યાચારથી દુઃખી થઈ દક્ષિણના અભણ ખેડુતો પ્રાતઃસ્મરણીય શિવાજીના ઝુંડા નીચે એકત્રિત થયા હતા અને તેમણે મુસલમાન સામ્રાજ્યનો પાયો ડગમગાવી દીધો હતો. તેજ પ્રમાણે પંજાબના શીખ લોકો પણ શનૈઃ શનૈઃ શક્તિ અને સાહસિકતા પ્રાપ્ત કરી મુસલમાનોની સામે શસ્ત્ર લઇ ઉઠયા હતા. શીખ લોકોનો ઇતિહાસ અનેક વિચિત્ર ઘટનાઓથી ભરેલો છે. બાબા નાનકના મૃત્યુ પછી અમરદાસ વગેરે અનેક પુરુષો શીખોના ગુરુ થયા. પ્રથમ તો શીખ લોકો મનોનિગ્રહ કરી યોગીની પેઠે પોતાના 'ગ્રંથ સાહબ'ની આજ્ઞાનુસારવર્તવામાં નિમગ્ન રહેતા હતા; પરંતુ ધીમે ધીમે મુસલમાનોના અત્યાચાર વધવા લાગતાં શીખોનાં હૃદય બળવા લાગ્યાં. શીખોને પશુઓની પેઠે કતલ કરવામાં આવતા હતા. અગાઉ કદી સાંભળવામાં પણ આવ્યાં ન હતાં એવાં કષ્ટો શીખોપર પડવા લાગ્યાં. પાદશાહ જહાંગીરની આજ્ઞાનુસાર શીખોના ગુરુ અર્જુનને કારાગૃહમાં નાખવામાં આવ્યા. કારાગૃહમાં શરદી અને ગરમીની અસહ્ય પીડાથી અર્જુનનો દેહાંત ત્યાંજ થઇ ગયો. હવે ગુરુ અર્જુનના પુત્ર હરગોવિંદ શીખ લોકોના ગુરુ થયા. હરગોવિંદ મુસલમાનોના કટ્ટા શત્રુ થયા. અત્યારસુધી શીખ લોકો શાંતિપૂર્વક કાળ નિર્ગમન કરતા હતા; પરંતુ ગુરુ અર્જુનના મરણ પછી તેમના શાંત સ્વભાવને તિલાંજલિ મળી. ગુરુ હરગોવિંદ પોતાના પિતાનું વૈર લેવાને માટે તત્પર થયા. તેઓ હંમેશાં પોતાની કમ્મરે બે તલવારો લટકાવી રાખતા હતા. કોઇ આનું કારણ પૂછતું તો તેઓ પ્રસન્નતાપૂર્વક પ્રત્યુત્તર આપતા કે "એક તલવાર પિતાજીનું વૈર લેવાને માટે છે

અને બીજી મુસલમાન સામ્રાજ્યનો અંત આણવાને માટે છે.”
ગુરુ હરગોવિંદના હાથ નીચે શીખ લોકો પ્રથમ અસ્ત્રશસ્ત્ર વાપરતાં શીખ્યા; પરંતુ હરગોવિંદજીના પ્રયત્નથી અભીષ્ટ કાર્ય સિદ્ધ થયું નહિ. આ કાર્ય સિદ્ધ કરવાને માટે શીખ સમાજમાં એક બીજા મહાપુરુષનો જન્મ થયો. આ મહાપુરુષે પોતાની જાતિના લોકોપર પડતું અસહ્ય કષ્ટ જોઇ નિશ્ચય અને ઉત્સાહપૂર્વક તેને દૂર કરવા માટે ઉદ્યોગ કરવા માંડયો. એ મહાપુરુષની તેજસ્વિતા, સાહસ અને ઉદારતાએ શીખસમાજમાં નવુંજ ચૈતન્ય પૂરી દીધું. ત્યાર પછી સંપ, કષ્ટજ્ઞાન, વગેરે જાતીય જીવનનાં સકળ લક્ષણો શીખોના હૃદયમાં અંકુરિત થવા લાગ્યાં. આ મહાપુરુષના મહામંત્રથી દીક્ષિત થઇ શીખ લોકો મહાબળવાન થયા. આ મહાપુરુષ અને મહામંત્રદાતાનું નામ ગુરુ ગોવિંદસિંહ હતું.

## ગુરુ ગોવિંદસિંહ અને તેમના પિતા ગુરુ તેગબહાદૂર

ગુરુ ગોવિંદસિંહે પ્રથમ શીખ લોકોને સમાનતાના સૂત્રથી બાંધ્યા હતા. ગોવિંદસિંહના બુદ્ધિબળથીજ હિંદુ અને મુસલમાન, બ્રાહ્મણ અને ચાંડાલ એક સ્થાનપર ખડા રહી ભ્રાતૃભાવથી પરસ્પર આલિંગન કરવા લાગ્યા હતા. ગોવિંદસિંહેજ પ્રથમ શીખોના હૃદયમાં જાતીય જીવનનું બીજારોપણ કર્યું હતું. શીખ લોકો જે તેજસ્વિતા, દૃઢ પ્રતિજ્ઞા અને યુદ્ધકૌશલ્યને માટે ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થયા છે, તેના મુખ્ય નેતા ગુરુ ગોવિંદસિંહજ છે. ગોવિંદસિંહના જેવી તેજસ્વિતા અને મહાપ્રાણતા શીખોના અન્ય કોઇ ગુરુમાં નહોતી. શીખોને એક મહાપ્રજા બનાવવાને ગુરુ ગોવિંદસિંહે જેટલો પ્રયત્ન કર્યો તેટલો અન્ય કોઈએ પણ કર્યો નથી.

ગોવિંદસિંહના જીવનચરિત્રની સાથે શીખોની જાતીય ઉન્નતિને અતિ નિકટનો સંબંધ છે. ઈ. સ. ૧૬૬૧ માં ગોવિંદસિંહનો જન્મ પટનાનગરમાં થયો હતો. એમના પિતાનું નામ તેગબહાદૂર હતું. તેગનો અર્થ તલવાર થાય છે. હરગોવિંદની પેઠે તેગબહાદૂર પણ કષ્ટસહિષ્ણુ અને ઉદ્યોગી પ્રકૃતિના હતા. જે સમયે તેમને શીખ લોકોએ પોતાના ગુરુની ગાદીપર સ્થાપિત કર્યા, તે વખતે તેમણે નમ્રતાપૂર્વક જણાવ્યું હતું કે “હું હરગોવિંદજીની પેઠે અસ્ત્ર ધારણ કરવાની લાયકાત ધરાવતો નથી.” તેગબહાદૂર પોતાના પ્રતિપક્ષી રામરાયની પ્રપંચજાળના ભોગ થઈ દિલ્હીના પાદશાહના ક્રોધપાત્ર બન્યા. અંતે તેમની સામે

સૈન્ય મોકલવામાં આવ્યું. તેગબહાદૂર પરાજિત થયા. તેમને પકડી-ને દિલ્હી મોકલવામાં આવ્યા. ત્યાં ધર્માંધ ઔરંગઝેબે તેમને મૃત્યુની સજા ફરમાવી.

દિલ્હી જતી વખતે તેગબહાદૂરે ગોવિંદસિંહને પોતાના પિતાએ આપેલી તરવાર આપી અને ગાદીએ બેસાડતાં કહ્યું કે "હે પુત્ર ! શત્રુઓ મને દિલ્હીમાં કદાચ મારી નાખે તો તું મારૂં શરીર રખડે નહિ તેમ કરજે અને મારા મૃત્યુનો બદલો લેજે."

ગોવિંદસિંહે તે આજ્ઞા પાળવાની પ્રતિજ્ઞા કરી. તેગબહાદૂર દિલ્હીમાં પહોંચ્યા પછી ઔરંગઝેબે તેમને મુસલમાન થવાનું કહ્યું. તેગબહાદૂરે ના પાડવાથી ઔરંગઝેબે તેમને દેહાંતની સજા કરી. તેગબહાદૂરે તરતજ પોતાની ગરદન જલ્લાદની આગળ ધરી અને ક્ષણવારમાં તેમનું મસ્તક ધડથી જૂદું થઇને નીચે પડયું. આ અપૂર્વ આત્મભોગ અને આ અદ્ભુત નિડરતા જોઇ પાદશાહ ઔરંગઝેબ આશ્ચર્યચકિત થઇ ગયો.

"શિર દિયા પર ધર્મ ન દિયા !" આ પ્રકારે ઇ. સ. ૧૬૭૫ માં તેગબહાદૂરે ધૈર્યપૂર્વક આત્મભોગ આપ્યો.

પિતાના મૃત્યુના સમાચાર સાંભળી ગોવિંદસિંહ અતિ શોકાકુલ થયા. તેમણે શિષ્યોને એકત્રિત કરીને કહ્યું કે "બંધુઓ ! મારા પિતાનું દિલ્હીમાં મૃત્યુ થયું છે. હમણાં પિતાજીનું મૃતશરીર દિલ્હી-માં છે. તમારામાંથી કોઇ ત્યાં જઇને એ શરીર લઇ આવશે ?" ગુરુનાં આ વચનો સાંભળી એક શિષ્યે તેગબહાદૂરના મૃતશરીર-ને લાવી આપવાની પ્રતિજ્ઞા લીધી. ગોવિંદસિંહે આ માણસને દિલ્હી તરફ વિદાય કર્યો. તે દિલ્હી જઇને તેગબહાદૂરનું મૃત-શરીર લઇને પુનઃ પંજાબમાં આવ્યો. અહીંઆં દિલ્હીના શીખોએ વિધિપૂર્વક તેગબહાદૂરના મસ્તકનો અંતિમ સંસ્કાર કર્યો.

આ વખતે ગોવિંદસિંહની વય કેવળ પંદર વર્ષની હતી. પોતાના પિતાનું શોકજનક મૃત્યુ અને પોતાની જાતિ તથા દેશની અધોગતિ જોઇને ગોવિંદસિંહના હૃદયને એવો તો કારી ઘા લાગ્યો હતો કે તેમણે અત્યાચારી શત્રુઓના હાથમાંથી સ્વદેશને મુક્ત કરવાને માટે પ્રયાસ કરવો, એનેજ પોતાના જીવનનું મુખ્ય કર્તવ્ય ગણ્યું અને તે કાર્ય બજાવવામાટે તેમણે સર્વ માણસોને સમાન ભૂમિકાપર લાવી એક પ્રચંડ સંપ્રદાય બનાવવાનો ઉદ્યોગ આરંભ્યો. તેમની વય જો કે નાની હતી, તોપણ તેમનું ધૈર્ય અદ્ભુત હતું.

પિતાની અંત્યેષ્ટિ ક્રિયા કર્યા પછી તેઓ યમુના પાસેના પહાડી પ્રદેશમાં ચાલ્યા ગયા. અહીંઆં ફારસી ભાષાનો અભ્યાસ અને પોતાની જાતિનો પ્રાચીન ઇતિહાસ શ્રવણ કરવામાં પોતાનો સમય ગાળવા લાગ્યા.

ઇસ્વીસનની સત્તરમી શતાબ્દીનો ઘણો ભાગ વ્યતીત થઇ ચૂક્યો છે. ભારતવર્ષમાં મુગલ સામ્રાજ્ય પૂરબહારમાં પ્રકાશી રહ્યું છે. પાદશાહ અકબરની ઉદારતા અને ચાતુરીનાં ચિહ્ન લુપ્ત થયા છતાં પણ હજી તે વારંવાર લોકોના સ્મરણમાં આવે છે. પાદશાહ શાહજહાનની શોચનીય સ્થિતિ જોઇને લોકો અશ્રુધારા વર્ષાવે છે. ઔરંગઝેબ પૈશાચી શક્તિથી ભારતવર્ષનું શાસન ચલાવવાનો ઉદ્યોગ કરી રહ્યો છે. પૂર્વ તરફ પરાક્રમી રાજસિંહ એ શક્તિની ગતિ રોકવાને માટે ઉદ્યત થયા છે; દક્ષિણમાં પ્રાતઃસ્મરણીય શિવાજી હિંદુઓના ગૌરવનું રક્ષણ કરવાને માટે અલૌકિક વીરતાનો પરિચય કરાવી રહ્યા છે અને ઉત્તરમાં એક નવયુવક એજ શક્તિના મૂળમાં કુહાડા મારવાની પ્રેરણા અને વિચારણા કરી રહ્યો છે.

આ યુવક ચિત્તને વશ કરી તપસ્યા કરે છે. એની મૂર્તિ શાંત અને ગંભીર છે. એને લૌકિક વિલાસનો સ્પર્શ સુદ્ધાં થયો નથી. તેનામાં લોભનું તો એક બિંદુ પણ નથી. તે સ્વાર્થી પણ નથી. આ યુવક ભોગવિલાસથી દૂર રહી વાયુરહિત સ્થાનમાં રહેલા દીપવત્ નિશ્ચલ અને અગાધ સાગરવત્ ગંભીર બની પરપીડિત માતૃભૂમિના કલ્યાણાર્થે આત્મસંયમ અને આત્મત્યાગ કરવાને માટે ઇષ્ટદેવતાની આરાધના કરે છે. આ ચિત્ર માત્ર કલ્પના કરવાવાળી કલમથી આલેખાયું નથી, ઉપન્યાસની એમાં છાયા પણ નથી; એ તો સત્ય ઐતિહાસિક ચિત્ર છે. અમારા પાઠકોમાંના ઘણા જણે મૅઝિનીનું જીવનચરિત્ર વાંચ્યું હશે, ગૅરિબાલ્ડીનું વૃત્તાંત પણ તેમને અજાણ્યું નહિજ હોય. વૉશિંગ્ટનની પણ દૃઢતા વાંચીને ગર્દન હલાવી હશે. અંગ્રેજો મૅઝિનીનો આત્મત્યાગ વર્ણવે છે ત્યારે દિંગમૂઢ બનાવી મૂકે છે, પરંતુ આર્ય બંધુઓ ! આ તમારીજ ભૂમિમાં, આ દુર્દશાવશ આર્યાવર્તમાં પણ એવાં આત્મત્યાગ અને દૃઢતાનાં દૃષ્ટાન્ત અનેક મળશે. શીખ વીરોએ પણ આ વિષયમાં અદ્ભુત પ્રકાશ પાડ્યો છે.ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે.

મુગલ રાજ્ય ઔરંગઝેબની કારકીર્દિમાં ઉન્નતિને શિખરે પહોંચ્યું હતું. ઔરંગઝેબે છળ, બળ અને ચાતુર્યથી અનેક રાજ્યોને

પોતાની શહેનશાહતમાં સંયોજી દીધાં હતાં. પૂર્વે જે રાજ્યો મુગલ-સામ્રાજ્યને આધીન થયાં નહોતાં, તે પૈકી અનેક રાજ્યો કેટલાંએક કારણથી શક્તિહીન બની ગયાં હતાં અને તેથી ઔરંગઝેબે તેમને ખાલસા કર્યાં હતાં. દક્ષિણમાં શિવાજીએ સ્વાધીનતાનું સંરક્ષણ સારી રીતે કર્યું હતું; પરંતુ તેમનું અકાળ મૃત્યુ થયા પછી ઔરંગઝેબના સામર્થ્યથી ઘણાં રાજ્યો થરથરવા લાગ્યાં. મુગલસામ્રાજ્યના આવા ઉન્નતિના વખતમાં ગુરુ ગોવિંદસિંહ શીખોને એકત્રિત કરી નવું રાજ્ય સ્થાપન કરવાને માટે ઉદ્યુક્ત થયા હતા.

યમુનાની નિકટના પહાડી પ્રદેશમાં ગોવિંદસિંહે પ્રાયઃ વીસ વર્ષ ગુપ્ત રીતે વ્યતીત કર્યાં. આ સમયદરમિયાન તેમની પાસે અનેક શિષ્યો એકત્રિત થયા. ત્યાર પછી ગુરુ ગોવિંદસિંહ પંજાબમાં આવ્યા અને પોતાના શિષ્યોના સમૂહદ્વારા પોતાનું અભિષ્ટ સાધ્ય કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમનું અંતઃકરણ ઉદાર, તેમના વિચાર નિર્મળ અને તેમનું પ્રગાઢ કર્તવ્યજ્ઞાન ઉચ્ચ હતું. તેમણે પોતાના શિષ્યોના કાનમાં એકતા અને સ્વાર્થત્યાગનો મંત્ર ફૂંક્યો. તેમણે તેમને અડગ અને કર્તવ્યપરાયણ બનાવ્યા. તેમના મહામંત્રથી શિષ્યમંડળ સજીવ બની ગયું. ગોવિંદસિંહે એવા પરમ પરાક્રમી યવનરાજ્યમાં રહ્યા છતાં પણ તે રાજ્યનો વિનાશ કરવા સંકલ્પ કર્યો.

ગુરુ ગોવિંદસિંહ સાહસિક, કર્તવ્યપરાયણ અને સ્વજાતિપ્રેમી હતા. પૃથ્વીમાં થતાં પાપોથી તેમનું અંતઃકરણ બળી ઉઠતું હતું. તેઓ વિધર્મીઓનો અત્યાચાર અને સ્વધર્મીઓનું દુઃખમય જીવન જોઈ દુઃખિત થતા હતા. તેઓ મનમાં વિચાર કરતા કે "મનુષ્ય સાધનાના બળથી વિકટમાં વિકટ કાર્ય સિદ્ધ કરે છે. ઇચ્છાની એકાગ્રતા અને તેજસ્વિતા સંપાદન કરવાને માટે મહાપ્રયત્ન કરવાનો સમય હમણાં ઉપસ્થિત થયો છે." પ્રાચીનકાળના ઋષિમુનિઓ અને યોદ્ધાઓનાં અદ્ભુત કાર્યો તેમને વારંવાર યાદ આવતાં હતાં. પૃથ્વીના ધર્મમાર્ગો સ્વચ્છ બનાવી કુસંસ્કારોનું ઉન્મૂલન કરવાના ઉપાયો શોધવામાં તેમનું ધ્યાન સદાયે લાગ્યું રહેતું હતું. તેઓ શિષ્યોના અંતઃકરણને ધીટ બનાવવાને માટે તેમની આગળ પ્રાચીન સ્થાનકોનું વર્ણન કરતા હતા. દેવતાઓએ દૈત્યોનો નાશ શી રીતે કર્યો, ધર્મસંસ્થાપકોએ ધર્મની સ્થાપના શી રીતે કરી, ગોરક્ષનાથ અને રામાનંદે કેવી રીતે પોતાના

મતનો પ્રચાર કર્યો હતો, મહમદે કેવાં કષ્ટ અને કેવાં વિઘ્નવિપત્તિઓને સહી પોતાને પેગમ્બરતરીકે જણાવી અનેક મનુષ્યોમાં પ્રભુતા સ્થાપન કરી હતી; વગેરે વાતો તેઓ રસભરી વાણીમાં પોતાના શિષ્યોને શ્રવણ કરાવતા હતા. વીરપુરુષોએ અને ધર્મસંસ્થાપકોએ કેવાં કેવાં કષ્ટો સહન કરી અન્ય મનુષ્યોપર પ્રભુતા મેળવી હતી તેનું વર્ણન ગુરુમુખે સાંભળીને શીખો તેમનાપર મોહિત થઇ ગયા હતા. ગુરુ ગોવિંદ એમ કહેતા હતા કે "હું સર્વશક્તિમાન ઇશ્વરનો દાસ છું. ઇશ્વર કોઇ વિશિષ્ટ ગ્રંથમાં બંધાયલો નથી. તે તો સરલ અને સાધુ હૃદયમાંજ વિરાજમાન છે."

ગુરુ ગોવિંદસિંહનો ઉપદેશ સાંભળી શીખ લોકોમાં ઘણું ચૈતન્ય આવ્યું. તેઓ વૈદિક તત્ત્વજ્ઞાન અને વૈદિક ક્રિયાની પર્યાલોચના કરતા અને સાથે સાથે શારીરિક બળ વધારવાનો પણ બોધ આપતા. એમનામાં કષ્ટસહિષ્ણુતા અને ચિત્તની દૃઢતા અસાધારણ હતી. એમ કહેવાય છે કે, તેઓ સમીપના પર્વતોમાં જઇ અર્જુનના જેવી તેજસ્વિતા પ્રાપ્ત કરવાને માટે તપ કરતા હતા. ગુરુ ગોવિંદસિંહનો આત્મસંયમ અને સમાજની ઉન્નતિ કરવાની તેમની તીવ્ર આકાંક્ષાથી ક્રમે ક્રમે શીખસમાજમાં તેમની પ્રતિષ્ઠા વૃદ્ધિંગત થતી ગઇ.

ગોવિંદસિંહ પોતાના મહાકાર્યની સિદ્ધિને માટે અતિ ચિંતાતુર રહેવાને લીધે સાંસારિક ભોગવિલાસપ્રત્યે તેઓ ઉદાસીનતા દર્શાવવા લાગ્યા. નાશવાન પદાર્થોની ક્ષણિક મનોહરતા તેમનું મન આકર્ષી શકતી નહોતી. પોતાના શિષ્યોને ભોગવિલાસથી પરાવૃત કરી અભિષ્ટ મહાકાર્ય સિદ્ધ કરવાના ઉદ્યોગમાં ઉદ્યત રાખવાને માટે તેમણે પોતાની અપૂર્વ ત્યાગવૃત્તિ તેમને પ્રત્યક્ષ જણાવી. તેમણે પોતાની સર્વ ધનસંપત્તિ સતલજ નદીમાં ફેંકી દીધી. એક વખત એક શીખે સિંધ દેશમાંથી પ્રાયઃ ૫૦,૦૦૦ રૂપિયાની કિંમતની સુવર્ણની બે બંગડીઓ આણીને તેમને આપી. પ્રથમ તો ગોવિંદસિંહે ઉક્ત બંગડીઓ લેવાનીજ ના પાડી, પરંતુ પોતાના શિષ્યનો અત્યાગ્રહ જોઇ તેમણે પાછળથી તે લીધી; પણ થોડીવારમાં તેમણે નદીપર જઇ તેમાંની એક બંગડી જળમાં ફેંકી દીધી. તેમના હાથમાં એક બંગડી જોઇ શિષ્યે તેમને પૂછયું કે "આમ કેમ? એક બંગડી કયાં ગઇ?" ગોવિંદસિંહે ઉત્તર આપ્યો કે "એક બંગડી પાણીમાં પડી ગઇ છે." આ શબ્દો સાંભળી ઉક્ત

શિષ્ય એક માણસને તેડી લાવ્યો અને તેને કહ્યું કે "જો તું પાણી-માંથી બંગડી શોધી લાવશે તો તને રૂ. ૫૦૦)નું પારિતોષિક આપવામાં આવશે." પેલા માણસે આ વાતનો સ્વીકાર કર્યો. તત્પશ્ચાત્ તે શિષ્યે ગુરુ ગોવિંદસિંહને સવિનય પ્રાર્થના કરી કે "તે બંગડી નદીના કયા ભાગમાં પડી ગઈ છે, તે કૃપા કરી બતાવો." ગોવિંદસિંહ તેની સાથે નદીતટપર ગયા અને બીજી બંગડી નદીમાં ફેંકી કહ્યું કે "અહીંઆં પડી ગઈ હતી." ગુરુની આવી અપૂર્વ ત્યાગવૃત્તિ જોઇ પેલો શિષ્ય આશ્ચર્યચકિત થઇ ગયો. અંતે પરિણામ એ આવ્યું કે, તે પણ પોતાના સર્વ પ્રકારના ભોગવિલાસો ત્યાગીને ગુરુજીએ ધારેલું મહાકાર્ય સિદ્ધ કરવા માટે પ્રયત્ન કર-વાને દઢપ્રતિજ્ઞ થયો.

આ પ્રકારે વિષયવાસનાનો ત્યાગ કરીને શીખસમાજને સંગ-ઠિત કરવાને માટે ગુરુ ગોવિંદસિંહ પ્રવૃત્ત થયા. તેમણે શિષ્યોને એકત્રિત કરીને કહ્યું કે "તમો સર્વેને શુદ્ધ અંતઃકરણથી ઈશ્વરની ઉપાસના કરવી પડશે. કોઇએ પણ વિષયવાસનામાં લુબ્ધ થવું નહિ. ચિત્તને એકાગ્ર કરી ઈશ્વરપર શ્રદ્ધા રાખવી. એકજ ઉદ્દેશ સાધ્ય કરવા-ને માટે સર્વે જણે પ્રયત્ન કરવાનો છે.આપણી સમાજમાં નાત–જાતનો ભેદ રાખવામાં આવશે નહિ, કુલમર્યાદાની પ્રતિષ્ઠા રાખી શકાશે. અહીંઆં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, પંડિત અને મૂર્ખ, સર્વને સમાન માનવામાં આવશે. સર્વેને એકજ પાત્રમાં રાંધેલું ભોજન એકજ પંક્તિમાં બેસીને જમવું પડશે. આ સમાજ તુર્કોનો નાશ કરવાને માટે યત્ન કરશે. તેનાદ્વારા શૂરવીર અને તેજસ્વી બનવાને માટે શિક્ષણ આપવામાં આવશે."

આટલા શબ્દો બોલી ગુરુ ગોવિંદે એક બ્રાહ્મણ, એક ક્ષત્રિય અને ત્રણ શૂદ્ર જાતિના વિશ્વાસપાત્ર શિષ્યોનાં અંગપર ખાંડનું સરબત છાંટી 'ખાલસા'* એવો ઉચ્ચાર કર્યો. 'ખાલસા'નો અર્થ 'પવિત્ર' અથવાં 'મુક્ત' થાય છે. પછી તેમના નામની સાથે યુદ્ધકાર્ય તથા વીરતાનું સૂચન કરનારો 'સિંહ' શબ્દ સંયોજી દીધો. તેમણે પોતે પણ તેજ દિવસે સિંહની ઉપાધિ ધારણ કરી અને તે દિવસથીજ તેઓ 'ગુરુ ગોવિંદસિંહ' કહેવાવા લાગ્યા.

---

* ખાલસા શબ્દની ઉત્પત્તિ અરબીમાંથી થઇ છે. એનો અર્થ 'પવિત્ર' અથવા 'મુક્ત' થાય છે. વળી જે ભૂમિ સ્વતંત્ર રાજાને તાબે હોય છે, તેને 'ખાલસા' કહેવામાં આવે છે.

આ પ્રકારે ગોવિંદસિંહે જાતિભેદ દૂર કરી સર્વને એક પંક્તિમાં આણી મૂકયા અને સર્વના હૃદયમાં નવશક્તિનો સંચાર કરી દીધો. જાતિભેદ દૂર થઈ જવાથી ઉચ્ચ વર્ણના શિષ્યોએ પ્રથમ તો અપ્રસન્નતા બતાવી; પરંતુ ગુરુ ગોવિંદસિંહની તેજસ્વિતા અને કામ કરવાની ચતુરાઇથી તે અપ્રસન્નતા ઝાઝા દિવસ ટકી નહિ. શિષ્યો ગુરુની અવર્ણનીય તેજસ્વિતા જોઇને ગુપચુપ આવી તેમની આજ્ઞાનુસાર કાર્ય કરવા લાગ્યા. તેઓ એકેશ્વરવાદી હોવાથી આદિગુરુ નાનક અને તેમના ઉત્તરાધિકારીઓ પ્રત્યે યથોચિત સન્માન દર્શાવવા લાગ્યા. શીખો રાજપૂતોની પેઠે 'સિંહ' ઉપાધિ ધારણ કરી લાંબી લાંબી જટા અને મોટી દાઢી–મૂછ રાખવા લાગ્યા તથા અસ્ત્રશસ્ત્રથી સુસજ્જિત થઈ સાચા યોદ્ધા બનવા લાગ્યા. તેમણે લીલા રંગનાં વસ્ત્રો પરિધાન કરવા માંડયાં. શીખો એકબીજાને સામા મળતા ત્યારે "વાહ ગુરુજીકા ખાલસા, વાહ ગુરુજીકી ફતેહ" એ શબ્દોથી સન્માન કરતા. ગોવિંદસિંહે ગુરુમઠ ગુરુદ્વારા નામની એક શાસનસભાની સ્થાપના કરી. અમૃતસરમાં આ સભાની બેઠક મળતી. શીખોના સર્વ પ્રકારના માંહોમાંહેના વિરોધોનો નાશ કરવો, કામ–ક્રોધાદિ આંતરશત્રુઓપર જિત મેળવવી અને બાહ્યશત્રુઓનું આક્રમણ થતાં તેનો પરાજય કરવો, આવા નિયમો આ સભાદ્વારા ઘડવામાં આવતા હતા. આથી એકપ્રાણતા, સમવેદના આદિ પ્રજોન્નતિના ગુણોનો વિકાસ થવા લાગ્યો.

આ રીતે ગુરુ ગોવિંદસિંહે શીખસમાજમાં સર્વસાધારણનો અધિકાર સ્થાપિત કર્યો. જે શીખો પૃથક્ પૃથક્ રહી યોગીની પેઠે વિરક્ત દશામાં પોતાનો સમય વ્યતીત કરતા હતા, તેઓ હવે ગુરુમઠમાં આવી સંપની વૃદ્ધિ કરવા લાગ્યા. ગોવિંદસિંહે પોતાનો એક ઉદ્દેશ સાધ્ય કર્યો; પરંતુ હજીસુધી એથી અધિક મહત્ત્વનો ઉદ્દેશ તો અસિદ્ધજ રહ્યો હતો. તેમણે પરમ પરાક્રમી મુગલોની વચ્ચે રહી શસ્ત્રધારી શીખોને 'સિંહ'ની ઉપાધિ બક્ષી હતી, હિંદુ અને મુસલમાનોને એક પંક્તિમાં બેસાડયા હતા; પરંતુ હજીસુધી તેઓ પાદશાહના સૈન્યનો વિધ્વંસ કરી શકયા નહોતા. પોતાના પિતાનાં અંતિમ વચનો અને તેમની સમક્ષ પોતે કરેલી પ્રતિજ્ઞા ગોવિંદસિંહને સ્મરણમાં આવી. હવે તેમણે વધુ વિલંબ ન કરતાં પોતાના પિતાની હત્યા કરનાર મુસલમાનોની સામે શસ્ત્ર ધારણ કર્યાં.

ભારતવર્ષના સર્વ ભાગોમાં મુગલસામ્રાજ્ય સર્વત્ર જામ્યું નહોતું. માંહોમાંહેના કલહથી અને અન્ય કારણોથી તે પડી જવાની તૈયારીમાં હતું. મુગલસામ્રાજ્યની સ્થાપના કરનાર બાબર નિષ્કંટક રાજ્ય ભોગવી શકયો નહોતો. તેનો પુત્ર હુમાયુ પઠાણ શેરશાહના હાથથી પરાજિત થઈ દિલ્હીની ગાદી છોડી સોળ વર્ષ સુધી પરદેશમાં રખડ્યો હતો. પાદશાહ અકબરે રાજનીતિપ્રાવીણ્ય, ચાતુર્ય અને યુદ્ધકૌશલ્યાદિ ગુણોને લીધે પ્રાયઃ પચાસ વર્ષપર્યંત રાજ્ય કર્યું હતું, તોપણ તેને પોતાના પુત્ર સલીમનું દુર્વર્તન અને બંગાળામાં પ્રવર્તેલા રાજવિદ્રોહથી વ્યાકુળ થવું પડયું હતું. પાદશાહ જહાંગીર ક્રૂર અને ઇંદ્રિયલંપટ હતો. તેના પ્રધાન કર્મચારીઓ તેની વિરુદ્ધ શસ્ત્ર ધારણ કરવામાં ડરતા નહોતા. એક વખત તેને પોતાના સેનાધિપતિ મહોબતખાનના બંદીવાન થવું પડયું હતું. શાહજહાન જીવતો હતો ત્યારથીજ તેના પુત્રો રાજ્ય લેવાને માટે ખટપટ કરવા લાગ્યા. અંતે તેમાંના અધિક સમર્થ ઔરંગઝેબે ક્રૂરતાથી તેને કારાગૃહમાં નાખ્યો અને કારાગૃહમાંજ તેનું મૃત્યુ નીપજ્યું હતું. ઔરંગઝેબની ધર્માંધતા અને કુટિલતા હિંદુસ્તાનના ઇતિહાસમાં અતિપ્રસિદ્ધ છે. તેણે પોતાના શંકાશીલ સ્વભાવથી અને કઠોર વર્તનથી અનેક શત્રુઓ ઉત્પન્ન કર્યા હતા. એક તરફ રાજસિંહ અને દુર્ગાદાસ રાજપૂતોને થતા અપમાનનું વૈર લેવાને માટે કટિબદ્ધ થયા હતા અને બીજી તરફ શિવાજી મુગલ સામ્રાજ્યનો પાયો ઉખેડી નાખવાને માટે પ્રયત્ન કરતા હતા. ઉત્તરમાં ગોવિંદસિંહ પણ તેજ કાર્યને માટે ઉદ્યત થયા હતા.

આ મહાકાર્યની સાધનાને માટે ગોવિંદસિંહે પોતાના શિષ્યોને ભિન્ન ભિન્ન ટુકડીઓમાં વિભક્ત કર્યા અને વિશેષ વિશ્વાસપાત્ર બહાદુર માણુસની સરદારી નીચે સર્વ ટુકડીઓને મૂકી દીધી. વળી ગોવિંદસિંહે યુદ્ધકળાના જ્ઞાતા પઠાણ લોકોને બોલાવ્યા અને પોતાના દલમાં તેમનો ઉમેરો કર્યો. તેમણે સતલજ અને યમુનાની વચ્ચે આવેલા પહાડની તળેટીમાં ત્રણ કિલ્લા બંધાવ્યા. પહાડી સ્થાનોમાં સૈન્યને રાખવાથી યુદ્ધ કરનારની સુગમતા થાય છે, એમ જાણી તેમણે આ કિલ્લાઓને સર્વ પ્રકારે ઉત્તમ બનાવ્યા. પછી તેઓ તે સ્થળની આસપાસના સરદારોપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને ઉદ્યુક્ત થયા. આ પ્રકારે ગોવિંદસિંહે

મોગલોની સાથે યુદ્ધ કરવા પ્રબંધ કર્યો. તેમણે ધર્મોપદેશદ્વારા અનેક સ્થાનોમાંથી શિષ્યોને એકત્રિત કર્યા હતા અને હવે તેઓ સેનાપતિ બની સેનાના નિવાસસ્થાનને નિષ્કંટક કરવા અને સર્વ કિલ્લાઓનો પ્રબંધ રચવા તત્પર થયા.

પ્રથમ મુગલો સાથે કરેલાં કેટલાંક યુદ્ધોમાં ગોવિંદસિંહને વિજય પ્રાપ્ત થયો; પરંતુ તેઓ અંતિમ યુદ્ધમાં પરાજિત થયા. તેમની માતા અને તેમના બે પુત્રો સરહિંદના નવાબના હાથમાં કેદ પકડાયાં. આ નવાબ ધર્મનિષ્ઠ મુસલમાન હતા. આથી ગોવિંદસિંહની માતા અને પુત્રોના પ્રાણ લેવાને તે રાજી ન થયા; તેથી તેમના દિવાન સાથે વાદવિવાદ કરવા લાગ્યા. એક દિવસ નવાબે ગોવિંદસિંહના બન્ને પુત્રોને પોતાની સમક્ષ તેડાવી મંગાવ્યા. આ છોકરાઓના ખૂબસુરત ચહેરા જોઇને નવાબ આશ્ચર્યચકિત થયો. તેણે તેમને પૂછ્યું કે "અરે છોકરાઓ! જો તમને છોડી મૂકવામાં આવે તો તમે શું કરશો?" બન્ને છોકરાઓએ ગંભીરતાપૂર્વક જવાબ આપ્યો કે "અમે મુક્ત થઇને અમારા શીખોને એકઠા કરીશું અને તેમને શસ્ત્રથી સજ્જિત કરી દુશ્મનોની સાથે લડીને સમરાંગણમાં પ્રાણ આપીશું." નવાબે કહ્યું કે "જો તમે હારી જશો તો શું કરશો?" ઉભય બાળકોએ પુનઃ ગંભીરતાપૂર્વક વીરતાથી જવાબ આપ્યો કે "તો પુનઃ શીખોને એકત્રિત કરીશું અને બનશે તો તમને કાપી નાખીશું અને નહિ તો અમે લડતાં લડતાં મરણ પામીશું." બાળકોની આવી તેજસ્વિતા જોઇને નવાબના આશ્ચર્ય અને ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે તેમને પોતાના દિવાનના કબજામાં સોંપ્યા અને દિવાને તેમને કતલ કરાવ્યા. આ વાતની ખબર થતાં ગોવિંદસિંહની માતા શોકથી મરણ પામી. આ સમાચાર સાંભળી યદ્યપિ ગોવિંદસિંહ અતીવ દુઃખિત થયા, તોપણ તેમણે પોતાની કાર્ય સાધવાની પ્રતિજ્ઞા છોડી નહિ. તેઓ પોતાના સૈનિકોના શૌર્યપર શ્રદ્ધા રાખી મુગલ સામ્રાજ્યનો ઉચ્છેદ કરવાને માટે પુનઃ પ્રયત્ન કરવા લાગ્યા. ઔરંગઝેબે આ તેજસ્વી પુરુષની સાહસિકતાથી આશ્ચર્યચકિત થઇ તેમને દિલ્હી આવવાને આગ્રહ કર્યો. ગોવિંદસિંહે તેના પત્રના જવાબમાં લખ્યું કે "પાદશાહ ઉપર હું કોઈ પણ પ્રકારે વિશ્વાસ રાખી શકતો નથી; પણ ખાલસા લોકો એક દિવસ અવશ્ય તમારાપર વૈર લેશે. મારા પિતા અને મારા પુત્ર તમારા ક્રોધના ભોગ થઈ પડ્યા છે. હવે મને આ

સંસારમાં કોઇ પણ પ્રકારના ભોગવિલાસપર આસક્તિ રહી નથી; પરંતુ હું હવે ધૈર્યપૂર્વક મૃત્યુની રાહ જોઇ રહ્યો છું. મને રાજાઓના રાજા અને પાદશાહોના પાદશાહ તે સચ્ચિદાનંદ શ્રી પ્રભુસિવાય આ જગતમાં કોઇનો પણ ભય નથી." આવો ઉત્તર મળ્યા છતાં પણ ઔરંગઝેબે તેમને મળવાનો પુનઃ આગ્રહ કર્યો. આથી ગોવિંદસિંહ તેને મળવા જવાને નીકળ્યા; પરંતુ તેઓ તેની મુલાકાત કરી શકે તે પૂર્વે વૃદ્ધ ઔરંગઝેબનું મૃત્યુ થયું. ઔરંગઝેબની પછી દિલ્હીના સિંહાસનપર બેસનાર બહાદૂર-શાહે ગોવિંદસિંહની સાથે સારો મિત્રભાવ જણાવ્યો; પરંતુ ગોવિંદસિંહ આ સંસારમાં અધિક સમય રહીને પોતાની અ-સાધારણ કાર્યશક્તિનો પરિચય આપી શક્યા નહિ. ઔરંગ-ઝેબના મૃત્યુ પછી અલ્પ સમયમાં તેમનું પણ મૃત્યુ થયું. ગોવિંદસિંહ જે વખતે દક્ષિણમાં રહેતા હતા, તે વખતે તેમના હાથથી એક પઠાણ માર્યો ગયો હતો. આ પઠાણના પુત્રોએ એક દિવસ ગુપ્ત રીતે ગોવિંદસિંહની છાવણીમાં ઘુસીને તેમનાપર શસ્ત્રપ્રહાર કર્યા. આ શસ્ત્રઘાતથી ગોવિંદસિંહનું મૃત્યુ થયું. ઇ. સ. ૧૭૦૮ માં ગોદાવરીના તટપર નાદર નામના સ્થળે આ શોચનીય ઘટના બની હતી. આ વખતે ગોવિંદસિંહની વય કેવળ ૪૮ વર્ષની હતી.

ગોવિંદસિંહે શીખસમાજને જીવન અર્પ્યું હતું. એમના વખતથીજ શીખ લોકો મહાબળવાન પ્રજાતરીકે પ્રસિદ્ધ થયા છે. ગુરુ નાનકે શીખધર્મનો પાયો નાખ્યો અને ગોવિંદસિંહે શીખપંથીઓને સંપ તથા સ્વાધીનતાનો પાઠ શીખવ્યો. ગોવિં-દસિંહનો ઉદ્દેશ મહાન હતો, તેમની સાધના ઉચ્ચ હતી, તેમની વીરતા અસાધારણ હતી અને તેમના ચિત્તની સ્થિરતા અનુપમ હતી. તે જાતીય જીવનના ગૌરવને સમજતા હતા. સંપવિના નિર્જીવ ભારતનો કદી ઉદ્ધાર થનાર નથી, એ વાતથી તેઓ સુજ્ઞાત હતા અને એથીજ તેઓ હિંદુ-મુસલમાન સર્વને એક પંક્તિમાં લાવ્યા હતા તથા એથીજ તેમણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને એક ભૂમિમાં સાથે બેસાડ્યા હતા. તેમણે એક વખત પાદ-શાહ ઔરંગઝેબ ઉપર ગર્વસહિત લખ્યું હતું કે "તમે હિંદુઓને મુસલમાન કરો છો, પરંતુ હું મુસલમાનોને હિંદુ કરીશ. તમે મુગલ સામ્રાજ્યને નિષ્કંટક માનો છો, પરંતુ યાદ

રાખજો કે, ચકલી બાજને તોડી પાડશે.” પ્રતિભાશાળી ગોવિંદ-
સિંહનું આ વાક્ય નિષ્ફળ થયું નહિ. તેમના મંત્રના બળથી
ચકલીએ ખરેખર બાજપક્ષીને નીચે તોડી પાડયું.

ગોવિંદસિંહનું મૃત્યુ તરુણ અવસ્થામાંજ થયું. જો તેઓ
વધુ વખત જીવ્યા હોત તો અનેક મહાકાર્યો તેમણે સિદ્ધ કર્યાં
હોત. જો ગોવિંદસિંહે આવી મહાસાધના સિદ્ધ કરી ન હોત તો
કદાચ શીખ લોકોનું નામ ઇતિહાસમાં પ્રકાશત નહિ. ગોવિંદ-
સિંહે થોડી ઉંમરમાં અને થોડા વખતમાં શીખસમાજમાં
એવી જીવનશક્તિ અને તેજસ્વિતા ભરી દીધી, કે જેથી નિર્જીવ,
નિશ્ચેષ્ટ અને નિષ્ક્રિય ભારત શીખોનાં પરાક્રમથી એકદમ સચેત
થઇ ગયો; અને આજે પણ શીખ લોકોની જે કીર્તિ રહી છે તે
ગોવિંદસિંહના એ જીવનમંત્રનાજ પ્રતાપે છે. ગોવિંદસિંહે શીખ-
સમાજને આપેલા ચૈતન્યને લીધેજ નોશેરા, રામનગર અને ચિ-
નિયલવાળાનાં નામો ઇતિહાસમાં પ્રસિદ્ધ થયાં છે. જો કે ગોવિં-
દસિંહનું વિનાશી શરીર પંચતત્ત્વમાં મળી ગયું છે, તોપણ
તેમની કીર્તિનો નાશ થયો નથી. જે સમયે મનુષ્યોથી વસેલાં
શોભાયમાન નગરોના સ્થાને બિયાબાન ઉજ્જડ જંગલ બની
જશે, જે સમયે નદીઓ સૂકાઇ જઈ રેતીનાં રણો બની જશે
અને રાજયોના મહાન વિપ્લવો થઇ જશે, તોપણ ગોવિંદસિંહની
મહાપ્રાણતા, કર્તવ્યબુદ્ધિ અને ઉદારતા ઇતિહાસનાં પૃષ્ઠપર
સુવર્ણના અક્ષરોથી ચિરકાળપર્યંત અંકિત રહેશે.





# ૧૮–પંજાબકેસરી મહારાજા રણજિતસિંહ



ઇસ્વીસનની અઢારમી શતાબ્દીથી મુગલ સામ્રાજ્યના અધઃપતનનો પ્રારંભ થયો છે. એક પછી એક એ રીતે અનેક પાદશાહો દિલ્હીના સિંહાસનપર બેઠા, પદભ્રષ્ટ થયા અને માર્યા ગયા. સુબાઓ પાદશાહના ફરમાનને જરા પણ માન આપ્યા વિના કે તેની જરા પણ પરવા રાખ્યા વિના પોતાની ઇચ્છાનુસાર રાજ્ય કરવા લાગ્યા. પરાક્રમી નાદિરશાહે દિલ્હીપર આક્રમણ કર્યું અને પાદશાહના પાટનગર સૌંદર્યવાન દિલ્હીના દિવાને–આમ અને દિવાને–ખાસ નામના મહેલોને ભસ્મીભૂત કરી શ્મશાનભૂમિવત્ બનાવી મૂકયા. તેની પછી દુરાની અહમદશાહ સાહસિક અફઘાનોને લઇ દિલ્હીપર ચઢી આવ્યો. અહમદશાહની સાથે પાણીપતના રણક્ષેત્રમાં મહાબળવાન મરાઠાઓની શક્તિ નાશ પામી અને તેઓ કાળચક્રની ગતિથી પરાજિત થયા. દિલ્હીનો પાદશાહ તખ્તે તાઉસ છોડી બિહાર તરફ નાસી ગયો. આવા અંધાધુંધીના સમયમાં–મારામારી, વિદ્રોહ અને લૂંટના સમયમાં–શીખોએ પોતાની તેજસ્વિતા અડગ રાખી હતી. ગોવિંદસિંહે શીખોને જે મંત્રની દીક્ષા આપી હતી, તે મંત્ર હજી શીખો ભૂલી ગયા નહોતા. શીખ લોકોમાં સાહસિક સેનાપતિઓ અને ચતુર રાજાઓ થયા. તેઓ પોતાના આ સાહસિક સેનાપતિઓ અને સમરપ્રવીણ શાસનકર્તાઓને આધીન રહી પોતાની સ્વાધીનતાનું ઉત્તમ પ્રકારે રક્ષણ કરતા હતા. જે પુરુષ અસ્ત્ર ચલાવવામાં પ્રવીણ અને અશ્વપર સ્વારી કરવામાં કુશળ નહિ થતો તેનું ખાલસા લોકોમાં સન્માન થતું નહિ. આથી પ્રત્યેક ખાલસાને અસ્ત્ર ફેંકવાની અને અશ્વારૂઢ થવાની પરીક્ષા આપવી પડતી હતી. શનૈઃ શનૈઃ ખાલસાઓનું દળ બહુ મોટું થઇ ગયું. એક એક સરદારના હાથમાં થોડું રાજ્ય અને અમુક માણસો રહેતાં. આ રીતે શીખોનો દેશ અનેક ખંડરાજ્યોમાં વિભક્ત થઈ ગયો. આ ખંડરાજ્યોને 'મિસિલ' કહેવામાં

આવતું. પ્રત્યેક 'મિસિલ'નો સ્વામી સર્વ પ્રકારે સ્વતંત્ર હતો. આ પ્રકારે શીખસામ્રાજ્ય અનેક ખંડરાજ્યોમાં વિભક્ત થયું તોપણ તેમની અખંડતા સંપૂર્ણ રીતે જળવાઈ રહી હતી. તેમના ભ્રાતૃભાવમાં જરા પણ વિક્ષેપ નડયો નહોતો. તેઓ સર્વ અભેદ્ય જાતિબંધનથી બંધાયા હતા અને સર્વ પ્રતિવર્ષ અમૃતસરના પવિત્ર મંદિરમાં એકત્ર થઇ પોતાની ઉન્નતિ કરવાના વિચારો કરતા હતા.

અઢારમી શતાબ્દીના અંતિમ ભાગમાં જ્યારે અંગ્રેજ વ્યાપારીઓ દક્ષિણમાંથી ફ્રેંચ લોકોની પ્રધાનતા દૂર કરવાને ઉદ્યત થયા હતા, જે વખતે એક મુસલમાન યોદ્ધાએ મહીસુરના સિંહાસનપર અધિકાર સ્થાપિત કરી સર્વના હૃદયમાં આશ્ચર્ય અને ભય ઉત્પન્ન કર્યો હતો, તેજ વખતે શીખોના ખંડરાજ્યમાં એક મહાશક્તિવાન અને કાર્યકુશળ પુરુષ પેદા થયો હતો. આ મહાપુરુષના પ્રાકટયથી શીખ લોકો અધિક બળવાન અને અધિક તેજસ્વી બન્યા હતા. આ મહાપુરુષનું નામ રણજિતસિંહ હતું. મહારાજા રણજિતસિંહની ગણના સમગ્ર પૃથ્વીમાં જેટલા મહાપુરુષો પ્રકટ થયા છે, તેમાં એક ઉત્તમ રાજ્યનેતાતરીકે છે. રણજિતસિંહના પિતા બહાદૂર મહાસિંહ એક મિસિલના રાજકાર્યનો પ્રબંધ કરતા હતા. રણજિતસિંહનો જન્મ ઈ. સ. ૧૭૮૦ ના નવેમ્બરની ૨ જી તારીખે થયો હતો. મહાસિંહ અતિ ઉદાર અને યુદ્ધકળામાં પ્રવીણ હતા. રણજિતસિંહ પણ પોતાના પિતા જેવા ઉદાર, સાહસિક અને રણપંડિત થયા. શૈશવકાળમાં શીતળાના રોગથી એમનું એક નેત્ર ફુટી ગયું હતું. આથી એઓ " કાણા રણજિતસિંહ "ના નામથી પ્રસિદ્ધ થયા. જ્યારે રણજિતસિંહની વય આઠ વર્ષની હતી, તે સમયે તેમના પિતા મરણ પામ્યા. હવે રણજિતસિંહ પોતાની માતા અને મહાસિંહના દિવાન લક્ષ્મીપતિસિંહના હાથ નીચે શિક્ષા પ્રાપ્ત કરવા લાગ્યા. રણજિતસિંહ કદે ઠીંગણા હતા, પરંતુ તેઓ પોતાની બુદ્ધિ, સાહસિકતા અને પરાક્રમપર શ્રદ્ધા રાખીને પોતાના રાજ્યની ઉન્નતિ કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. આ વખતે પંજાબમાં દુરાનીઓનું રાજ્ય હતું. અંગ્રેજ લોકો પણ શનૈઃ શનૈઃ બળવાન થઇ પોતાના રાજ્યની વૃદ્ધિ કરી રહ્યા હતા. સિંધિયા અને હોલ્કર પોતાનું બળ વધારી અંગ્રેજોની સામે થયા હતા. રણજિતસિંહે દુરાનીઓના સ્વામી જેમાનશાહને વિશેષ સહાય કરી હતી, તેથી પારિતોષિકમાં તેમને લાહોરનું રાજ્ય મળ્યું હતું. શનૈઃ શનૈઃ શીખસમા-

જમાં એમની શક્તિ અને પ્રતિષ્ઠા વધી ગઇ અને થોડા વખતમાં સર્વ શીખો એમને આધીન થઇ ગયા.

પઠાણ લોકોએ હિંદુસ્તાનમાં આવી ચાતુરી અને પ્રપંચથી હિંદુરાજાઓના હાથમાંથી આ દેશ જીતી લીધો હતો, એ વાત ઈતિહાસના પાઠકોને અજ્ઞાત નથી. મહારાજા રણજિતસિંહે પઠાણોને ઉચિત શિક્ષા આપી તેમની કુટિલતાનું પૂરૂં વૈર લેવાનો નિશ્ચય કર્યો. જેણે શઠતાના બળથી ભારતવર્ષમાં પોતાનો અધિકાર જમાવ્યો હતો, તેમના હાથમાંથી ભારતનાં સર્વ ખંડોનાં રાજ્યોનો ઉદ્ધાર કરવા એમણે પોતાની શક્તિ અનુસાર બહુ ઉદ્યોગ કર્યો હતો અને તેમનો આ ઉદ્યોગ ઘણે ભાગે સફળ થયો હતો. તેમણે તેમને ઉચિત શિક્ષા આપવાની પ્રતિજ્ઞા કરી; અને પ્રથમ તો પઠાણોને પંજાબમાંથી હાંકી કાઢી મુલ્તાનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. ત્યારબાદ તેમણે ભારતવર્ષના નંદનવનસમા કાશ્મીરમાં પોતાની વિજયપતાકા ફરકાવી. મહારાજા રણજિતસિંહના પુત્ર ખડ્ગસિંહે સેનાના સરદાર બનીને કાશ્મીરપર આક્રમણ કર્યું અને અફઘાન સેનાપતિ જબ્બરખાનને હરાવીને તે હસ્તગત કરી લીધું. ત્યારપછી મહારાજા રણજિતસિંહ પેશાવરપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે ઉદ્યોગ કરવા લાગ્યા. ઇ. સ. ૧૮૧૩ ના માર્ચ મહિનાની ૨૩ મી તારીખ ભારતવર્ષના ઇતિહાસમાં નોંધી રાખવા યોગ્ય દિવસ હતો. જે લોકોએ દૃષદ્વતીના તટપર હિંદુરાજા પૃથ્વીરાજ ચૌહાણને હરાવી ભારતવર્ષમાં પોતાની પ્રભુતા સ્થાપિત કરવાનું બીજારોપણ કર્યું હતું, તેજ લોકોના દેશમાં પોતાની વિજયપતાકા ફરકાવવાને માટે રણજિતસિંહ પોતાનું સમર્થ સૈન્ય લઈને ઉપલે દિવસે જઇ પહોંચ્યા. એ દિવસે મહારાજા રણજિતસિંહ સિંધુ નદીને પેલે પાર વિજયી પઠાણોના રુધિરરૂપી જળમાં પૃથ્વીરાજ અને સમરસિંહના આત્માની શાંતિ અર્થે તર્પણ કરવાને માટે ગયા હતા. મહારાજા રણજિતસિંહ સર્વ રીતે નિડર થઈ પરમસાહસની સાથે પઠાણોના રાજ્યમાં જઈ પહોંચ્યા. અફગાનિસ્તાનના પ્રધાન સરદાર મુહમ્મદ આજમખાંએ રણજિતસિંહની સામા થવાને માટે એક પ્રચંડ સેના એકત્રિત કરી હતી; માર્ચની ૨૪ મી તારીખે કાબૂલની પાસે નૌશૈરાની નજીક ખેરાઇ નામક સ્થળે ઉભય પક્ષનાં સૈન્યો સામસામાં મળ્યાં. આ મહાસંગ્રામમાં મહાવીર રણજિતસિંહ પોતાની અશ્વારોહી સેનાને

આગળ કરી શત્રુસેનાપર આક્રમણ કરવા લાગ્યા. પ્રચંડ શરીર-વાળા અફઘાન લોકો અટલ પર્વતની માફક ખડા રહી ઘોર પરા-ક્રમ કરી શીખોના અસ્ત્રપ્રહારોને રોકવા લાગ્યા.

આખો દિવસ યુદ્ધ ચાલ્યું; શીખોએ મુસલમાનોપર પુષ્કળ મારો ચલાવ્યો. રાત્રિ થઇ તોપણ યુદ્ધ તો ચાલુજ રહ્યું. રણજિત-સિંહના યોદ્ધાઓ શત્રુસેનાના માણસોને ઘાસની પેઠે કાપી નાખતા હતા. અંતે અફઘાન લોકો પંજાબકેસરીના પરાક્રમની આગળ પરાસ્ત થયા અને અંધકારમાં અહીંતહીં છુપાતા છુપાતા સમરક્ષેત્રમાંથી નાસી ગયા. પંજાબકેસરીની વિજયપતાકા રાત્રિના શીતળ પવનથી ફરફર ફરકી રહી અને શત્રુઓના અંતઃકરણમાં ભય પેદા કરવા લાગી. ઇસ્વીસનની ઓગણીસમી શતાબ્દીમાં ભારતવર્ષના વીર પુરુષોએ આવું મહાન પરાક્રમ કર્યું હતું. આ રીતે ઓગણી-સમી શતાબ્દીમાં પઠાણોએ શીખોની આગળ મસ્તક નમાવ્યાં હતાં.

મહારાજા રણજિતસિંહનો અધિકાર ઉત્તરમાં કાશ્મીર, દક્ષિ-ણમાં મુલ્તાન, પૂર્વમાં સતલજ અને પશ્ચિમમાં પેશાવર સુધી પ્રસરી ગયો હતો. તેમની રણચતુર સેના યૂરોપીયન પદ્ધતિ અનુસાર શિક્ષણ પામી હતી, જેથી તે વીરસમાજમાં પ્રતિષ્ઠા પામી હતી. એમણે અંગ્રેજોની સાથે સંધિ કર્યા પછી, પોતે બળવાન હોવા છતાં પણ તેમની સામે શસ્ત્ર ધારણ કરી મિત્રતાને કલંકિત કરી નહોતી.

રણજિતસિંહના જીવનચરિત્રના લેખકોએ જણાવ્યું છે કે “ રણજિતસિંહ વાસ્તવમાં સિંહસમાન હતા અને તેમણે સિંહની પેઠેજ આલોકનો ત્યાગ કર્યો હતો. આ પરાક્રમી વીરશિરોમણિ-નું સર્વ જીવનચરિત્ર અહીંઆં લખવું અશકય છે. જેમણે નિયમસર શિક્ષણ પ્રાપ્ત કરી જગતમાં અસાધારણ કાર્ય કરી બતાવ્યું છે, તેમની સાથે રણજિતસિંહની તુલના કરવી યોગ્ય નથી; કારણકે રણજિતસિંહ અન્યની આપેલી શિક્ષાથી પ્રકાશ્યા નહોતા. તેઓ તો સ્વયં પ્રકાશસ્વરૂપ હતા. રણજિતસિંહ પોતાની બુદ્ધિ અને પોતાનીજ ચતુરાઇથી જગતના એક મહાપુરુષના પદપર સ્થિત થયા હતા. તેમણે પોતાની સેનાને અતિઉત્તમ પ્રકારે કેળવી હતી. ફરીદખાંએ એકલે હાથે શેર (વ્યાઘ્ર)નો શિકાર કરી શેરશાહ નામ ધારણ કર્યું હતું અને અંતે તે દિલ્હીના સિંહાસનપર પણ બેઠો હતો. જગતપ્રસિદ્ધ નૂરજહાનના પ્રથમ સ્વામી શેર અફઘાને પણ આવુંજ પરાક્રમ બતાવ્યું હતું; એટ-

લુંજ નહિ પણ ઇતિહાસમાં આ ઉભય વીરોના સાહસનું વૃત્તાન્ત આજસુધી આશ્ચર્યમાં ગરકાવ કરી નાખે છે; પરંતુ રણજિતસિંહના સાહસિક શીખ શૂરવીરો શિકારમાં પશુરાજ સિંહની સાથે યુદ્ધ કરી તેની શક્તિ નષ્ટ કરી નાખતા હતા. તેમણે અશ્વારોહણ કરવામાં, શસ્ત્રો વાપરવામાં અને શત્રુદલને ભેદવામાં પણ સમસ્ત પૃથ્વીના કોઈપણ વીર કરતાં ઓછી યોગ્યતા બતાવી નથી.

વાસ્તવમાં રણજિતસિંહ વીરલીલાની જન્મભૂમિ ભારતવર્ષના સાચા શૂરવીર હતા. ઇસ્વીસનની અઢારમી શતાબ્દીમાં ભારતવર્ષમાં એમના જેવો બીજો કોઇ પણ વીર પુરુષ થયો નથી. હિંદુશિરોમણિ પૃથ્વીરાજે જ્યારે તિરૌરીના પવિત્ર ક્ષેત્રમાં પઠાણોને પરાજિત કરીને નસાડી મૂકયા હતા અને અંતે પુણ્યસલિલા દૃષદ્વતીના તટપર પૂજ્ય જન્મભૂમિને માટે રણક્ષેત્રમાં સદાને માટે સૂતા હતા, ત્યારે તેમની વીરતાએ મુસલમાનોને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા હતા. પરમ પરાક્રમી પ્રતાપસિંહે જ્યારે ભારતવર્ષના ‘ થર્માપોલી ’ પુણ્યપુંજમય મહાતીર્થ હલ્દીઘાટમાં પોતાના દેશવાસીઓના રુધિરની નદીઓને ઉછળતી જોઇને ગંભીર ભાવથી કહ્યું હતું કે “આ પ્રકારે શરીરનો ત્યાગ કરવાને માટેજ રાજપૂતોએ જન્મ લીધો છે” તે વખતે તેમની મહાપ્રાણુતા અને વીરતા જોઇ વિધર્મી શત્રુઓ પણ એમની સહસ્ર મુખે પ્રશંસા કરી રહ્યા હતા. મહાન શિવાજીએ જે વખતે પહાડોમાં ભ્રમણ કરીને વિજયદુંદુભિના ગંભીર નાદથી સૂતેલા ભારતને જાગ્રત કર્યો હતો, તે વખતે ઔરંગઝેબ જેવો બળવાન શત્રુ પણ તેમનાં દેશભક્તિ અને શૌર્યથી ચકિત થઇ ગયો હતો. ભારતભૂમિએ એક વખત આવા વીર પુરુષોને જન્મ આપ્યો હતો. ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ, એ સર્વ દિશાઓએ ગંભીરસ્વરે તેમની અપાર કીર્તિ ગાઇ હતી. જે વીર્યવહ્નિની પ્રકાશિત ચિણગારીએ અન્યાયી મોગલોનાં હૃદય બાળીને ભસ્મ કર્યાં હતાં, તે મહાશક્તિદાયિની ચિણગારી આ વીર પુરુષોના મરણની સાથેજ બૂઝાઇ ગઈ ! શિવાજીની પછી ગોવિંદસિંહના મહામંત્રથી ઉત્તેજિત થઇને રણજિતસિંહે ભારતભૂમિમાં પુનઃ એ મહાશક્તિને જાગ્રત કરી હતી. તેમણે પુનઃ એક વાર વીરતાનો મહિમા ફેલાવી શીખોને શૌર્યથી ઉન્મત્ત કરી મૂકયા હતા.





# ૧૯–ગુરુભક્ત ૪૦ શીખવીરો

આસામ પ્રાંતના એક શીખ તરફથી ગુરુ ગોવિંદસિંહને એક પ્રખ્યાત સફેદ હાથી ભેટ મળ્યો હતો. તે હાથીને તેમની પાસેથી જીતી લેવાને પંજાબની ટેકરીઓમાં વસતા રાજાઓ યત્ન કરવા લાગ્યા; પણ પોતે નિષ્ફળ નીવડયાથી તેમાં મદદ કરવા માટે દિલ્હીના બાદશાહને તેઓએ વિનતિ કરી. શીખસત્તા નાશ કરવામાં જેનો સ્વાર્થ હતો, એવા તે બાદશાહે તે વિનતિ સ્વીકારી અને એક મજબૂત લશ્કર તે રાજાઓને મદદ કરવા મોકલ્યું.

એ લશ્કરે આનંદપુર જે શીખગુરુનું ધામ હતું તેનાપર ઘેરો ઘાલ્યો અને તેથી બહારનાં શહેરો સાથેનો ગુરુનો વ્યવહાર બંધ થઈ ગયો. રાજાઓ અને બાદશાહનું સંયુક્ત લશ્કર આશરે એક લાખ લડવૈયાઓનું હતું; જ્યારે ગુરુ પાસે માત્ર થોડા હજાર માણસો હતા અને તે પણ કેળવાયલા લશ્કરી નહિ. ગુરુનો કિલ્લો પણ એવો મજબૂત નહોતો કે લાંબો ઘેરો ટકાવી શકે. આવી સ્થિતિ હતી. તોપણ ગુરુના માણસોનાં હૃદયમાં–લશ્કરીઓમાં જે સર્વથી વધારે મહત્ત્વના ગુણ જોઈએ તે હતા. જેમકે કર્તવ્ય તરફ અનહદ ભક્તિભાવ, ઉજ્જવળ નૈતિક ગુણ અને અડગ શ્રદ્ધા.

ઘણા દિવસોસુધી ઘેરો ઘાલનારા લશ્કરની ટુકડીઓ કિલ્લાપર હુમલો લઈ આવતી; પણ શીખો જીવપર આવી લડતા અને ઘેરો ઘાલનાર લશ્કર નિષ્ફળ થઈ પાછું ફરતું.

પણ ઘેરાયલા લશ્કર પાસેનો ખોરાક એક મહિનામાં ખૂટવાથી તેમને ઓછો ખોરાક મળવા માંડયો, બીજે મહિને તો સખત લડાઈ અને કતલ ઉપરાંત અતિશય ઠંડી તથા કડકડતી ભૂખ શરૂ થઈ ગઈ! માનુષી શક્તિની સહનશીલતાની હદ આવી ગઈ!

ગુરુના ચાળીસ શિષ્યો ગુરુ પાસે આવ્યા અને જીંદગીને જોખમે પણ કિલ્લો છોડી જવાની પરવાનગી માગી. પણ જવાબ એવો મળ્યો કે આપણે ભાગીએ કે પ્રાણ આપીએ, તે ઉપર આપણા પંથની ચઢતી–પડતીનો આધાર છે છતાં પણ તમારે

જવું હોય તો ગુરુતરીકે મને છોડી જવાનું ખુલ્લી રીતે લખી આપી ચાલ્યા જાઓ. અતિશય ટાઢ અને દુઃખથી તેમનું મગજ અસ્તવ્યસ્ત થઇ ગયું હતું, તેથી આ મહાન ભોગે પણ છૂટા થવાનું તેમણે પસંદ કર્યું અને ઘેર જતા રહ્યા. પોતાના પતિ, બંધુઓ અને પુત્રોને આનંદપુરથી પાછા ફરેલા જોઇ તેમની સ્ત્રીઓ અને માતાઓ ગુરુના અને તેમના પુત્રોના કુશળ સમાચાર પૂછવા લાગી. તેમણે કહ્યું કે, તમારા આવતા પહેલાં ઘેરો તો ઉઠીજ ગયો હશે? આનંદપુરની જેમ જેમ હકીકત પૂછાવા માંડી, તેમ તેમ તેઓ વધારે શરમાતા ગયા. તેમનાં મુખ નિસ્તેજ થવા માંડયાં. બોલવાની ફરજ પડતાં આખરે તેમણે ગદ્દગદ્દ કંઠે કહ્યું કે, અમે તો લખાણ કરી ગુરુને તજી દીધા છે. ભયંકર ફટકાથી પણ જે અસર ન થાય, તેવી અસર તેમનાં કુટુંબીઓને આ વચનોથી થઈ. તેઓ સ્તબ્ધજ બની ગયાં. તરતજ જાગૃત થઇ જઇ તેઓ બોલવા મંડી પડયાં. સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે "હું તમારી પત્ની છું તે ખરૂં છે અને તમારા સુખદુઃખમાં ભાગ લેનારી છું તે પણ ખરૂં છે; પરંતુ તેજ પ્રમાણે તમારે પણ તમારા ગુરુને વળગી રહેવું જોઇતું હતું અને મૃત્યુ થયેજ ગુરુથી છૂટા પડવું જોઇતું હતું. એવા ગુરુની સેવાથી તમને ઉત્તમ ફળ પ્રાપ્ત થવાનું હતું, તેનાપરજ મારા પણ ભવિષ્ય જીવનનો આધાર હતો. તેને ઠેકાણે ગુરુની આજ્ઞાનો ભંગ કરીને જ્યારે તમે જાતેજ નરકનાં દ્વાર તમારે માટે ખુલ્લાં કર્યાં છે, ત્યારે તમે મને શું સહાય આપી શકશો? તમારી તરવાર મને આપો, ઉતાવળ કરો, મારી કમ્મરે તરવાર બાંધવા દો અને હજી સમય છે ત્યાંસુધીમાં તમારૂં તારણ કરવાનો મને યત્ન કરવા દો."

અશ્રુપાત કરતી માતા બોલી કે "પુત્ર! ગુરુનો ત્યાગ કરી તેં મારી કુખ લજાવી છે. તારૂં એ પાપ પરમેશ્વર પણ ધોઇ શકે તેમ નથી. હે પ્રભુ! હે ગુરુ! મેં આવા પુત્રને શામાટે જન્મ આપ્યો? બાયલા! તારાં કપડાં તું મને આપ. મારા ગુરુના દુશ્મનોની સામે હું જાઉં છું અને તું ઘરમાં બેસ."

પુત્રીઓ અને બહેનો પોતાના પિતા અને બંધુઓને ભેટીને નિર્દોષ અંતઃકરણથી કહેવા લાગ્યાં કે "પિતાજી! આપણા ગુરુ તેમના દુશ્મનો વચ્ચે હાલ એકલા પડયા હશે. તમે આવા કટોકટીના સમયે તેમને એકલા કેમ ત્યજી દીધા? તમે પાછા જઇને તેમને મદદ નહિ કરી શકો? અહો! કેવી ભયંકર સ્થિતિ! આ-

પણ પિતાજી–ગુરુજી–આથી ઘણા દિલગીર થયા હશે.”

શીખોનું અંતઃકરણ આ શબ્દોથી ભેદાઈ ગયું અને તેઓ કર્તવ્યમૂઢ થઇ ઉભા રહ્યા. તેમની સ્થિતિ તેમને ઘણી દુઃખમય લાગવા માંડી, મનમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. જે હૃદય ભારેમાં ભારે કસોટીમાં પણ કદી કંપી ગયું નહોતું અને જેણે કદી પણ આંસુ પાડયાં નહોતાં તેવા આ શીખોની આંખમાંથી અતિદુઃખથી ઉન્હાં ઉન્હાં ચોધાર આંસુ પડવા માંડયાં. જે દૈવી મૃત્યુને તેઓ ઠેસ મારી નાસી આવ્યા હતા, તેની આગળ આ જીવન તુચ્છ લાગવા માંડયું. મૃત્યુ તેમને હવે અત્યંત આકર્ષક જણાયું અને ભૂખમાં અક્ષય કીર્તિનો સ્વાદ જણાવા લાગ્યો.

પશ્ચાત્તાપથી દુઃખિત અને અંતરાત્માના ઘાથી વેદના પામીને તેઓ આખરે આનંદપુર તરફ પાછા ફર્યા. તેઓ થોડા ગાઉ ગયા એવામાંજ દુશ્મનોનું લશ્કર જણાતાં તેની સાથે તેઓ લડયા. સૂર્યદેવતાએ પણ આવાં વીરત્વનાં કામો આગળ કદી જોયાં નહોતાં. એક છેડાથી બીજા છેડાસુધી શત્રુદળનાં મુડદાંઓ રણક્ષેત્રપર પથરાઈ ગયાં અને પેલા ચાળીસ શીખોમાંથી પણ કોઇ બચેલો જણાયો નહિ; પણ તેમના વીરત્વથી દુશ્મનો એટલા તો ત્રાસી ગયા કે તેઓ રણભૂમિ છોડીને કોઈ નિર્ભય જગાએ નાસી ગયા ! એવામાં ગુરુ પણ રણભૂમિમાં પધાર્યા. પોતાને ત્યાગી જનારા શીખોએ અદ્‌ભુત પરાક્રમથી પ્રાણાર્પણ કરી બાયલાપણાનું લાંછન કાઢી નાખેલું જોઇને તેમાંના કોઈ જીવતા બહાદુર શીખને તેઓ શોધવા લાગ્યા કે જેને તેઓ આશીર્વાદ આપી શકે. તેઓ શીખના દરેક મુડદાપાસે ગયા અને સર્વને ચુંબન કરી આશીર્વાદ આપ્યો. આખરે મહાનસિંહ નામનો એક શીખ કે જે મૃત્યુની વેદનામાં પડ્યો હતો, તેની પાસે તે જઇ પહોંચ્યા. તે પશ્ચાત્તાપની દૃષ્ટિથી ગુરુ સામે જોવા લાગ્યો. ગુરુએ કહ્યું કે “તારે જે માગવું હોય તે માગ.” મહાનસિંહે કહ્યું કે “આપના દર્શનથીજ હું તો કૃતકૃત્ય થયો છું, છતાં જો ઠીક લાગે તો મેં લખી આપેલું ત્યાગપત્ર ફાડી નાખો.” તરતજ પેલો કાગળ ગુરુએ તેની દૃષ્ટિ સમક્ષ ફાડી નાખ્યો, કે તરતજ શીખે આનંદમગ્ન બનીને પોતાની આંખો બંધ કરી દીધી અને આ દુનિયામાં ફરી તે આંખો ઉઘડી નહિ. દેહના દુઃખે તોડી નાખેલો સંબંધ આ પ્રમાણે સ્થૂળ રીતે પણ જોડીને તે વીરપુરુષ હમેશના આરામમાં પડ્યો!



# ૨૦—ફુલાસિંહ

ઇ. સ. ૧૮૦૯ ની સાલમાં જ્યારે અંગ્રજ એલચી સર ચાર્લ્સ અમૃતસરમાં રહેતો હતો અને જ્યારે તે અંગ્રેજ સેનાપતિ-ઑકટરલૉની સાથે મળીને ગવર્નર જનરલ લૉર્ડ મિંટોની આજ્ઞાથી મહારાજ રણુજિતસિંહની સાથે તહ કરવાની તજવીજ માટે રોકાયો હતો; ત્યારે એક સાહસી યુવક પોતાના હાથમાં એક નાગી તલવાર લઇને પોતાની સાથે કેટલાક અનુચરો લઇને નિર્ભયતાથી પંજાબકેશરી રણુજિતસિંહની સમક્ષ જઇ પહોંચ્યો અને હાથમાં તલવારઠોકતાં ઠોકતાં ગંભીર સ્વરથી અંગ્રેજોની વિરુદ્ધમાં કેટલાંક કારણો બતાવીને તેઓ સાથે તહ ન કરતાં લડાઇ કરવાનું રણુજિતસિંહને આગ્રહપૂર્વક કહેવા લાગ્યો; એટલુંજ નહિ પરંતુ છેવટે તેણે એમ પણ કહ્યું કે, જો આપ તેમ નહિ કરો તો આ તલવારથી આપની સાથે આપના કુટુંબના સર્વે માણસોનો વિધ્વંસ કરી નાખીશ. મહારાજ રણુજિતસિંહ સહસા આવી વાત સાંભળીને આશ્ચર્યપૂર્વક તેની સામે જોવા લાગ્યા. મહારાજ રણુજિતસિંહે થોડી વાર પછી ગંભીર ભાવથી અને પ્રેમથી જણાવ્યું કે "બંધુ! હું તમારા સાહસની પ્રશંસા કરૂં છું; પરંતુ અંગ્રેજ એલચીને મેં મિત્રતરીકે ગણી તહ કરવાની કબૂલાત આપી છે, તેથી હવે તમારી માગણીનો મારાથી સ્વીકાર થઇ શકે એમ નથી. હું ગરદન નમાવું છું, ખુશીથી તમારી તલવાર મારી ગરદનપર ચલાવો." મહારાજ રણુજિતસિંહનાં પ્રેમભર્યાં આવાં મધુર વાકયો સાંભળી યુવકનું ઉશ્કેરાયેલું મન કિંચિત્ શાંત થયું; અને તેણે પોતાની ઉદ્ધતાઇનો ત્યાગ કરી મહારાજને નમન કર્યું. મહારાજ રણુજિતસિંહે પ્રસન્ન થઇ તેને બે સોનાનાં કડાં અને તેના અનુચરોને યથોચિત ઇનામ આપ્યાં. યુવક આ ઇનામ લઇને ચાલ્યો ગયો.

આ તેજસ્વી યુવકનું નામ ફુલાસિંહ હતું. તે જાતે જાટ હતો.

શીખગુરુ ગોવિંદસિંહે અકાલી નામના જે સંપ્રદાયની સ્થાપના કીધી હતી, તે પંથનો અનુયાયી આ ફુલાસિંહ હતો. અકાલી સંપ્રદાયના અનુયાયીઓ લીલાં વસ્ત્ર પહેરે છે, તેઓ સાહસમાં અટલ, પરાક્રમી, અજીત, કર્તવ્યપરાયણ અને આલસ્યરહિત હોય છે. શત્રુના વ્યૂહને તોડવામાં અને તેમના કિલ્લા હસ્તગત કરવામાં તેઓ કેવા કુશળ હોય છે, તેઓની શક્તિથી શત્રુઓની વિજયશક્તિ કેવી રીતે નષ્ટ થઇ જાય છે, તેનું વર્ણન ઇતિહાસકારોએ અતિ રસિક વાણીમાં કર્યું છે. તેઓ દુઃખી અને રંક માણસોના પરમ મિત્ર અને અત્યાચારી શ્રીમંત લોકોના પરમ શત્રુ હોય છે. કર્તવ્ય બજાવવામાં તેઓ પ્રાણની પણ પરવા કરતા નથી. પોતાના અકાલી સૈનીકો ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હોવાથીજ ગુરુ ગોવિંદસિંહ ઔરંગઝેબની સામે થયા હતા. ઓગણીસમી શતાબ્દીમાં ફુલાસિંહ આ સંપ્રદાયનો નાયક બન્યો અને સાહસ, કર્તવ્યપરાયણતા અને વીરતાથી ઇતિહાસના પાનામાં એ સંપ્રદાયનું નામ અમર કર્યું. ફુલાસિંહે જે દિવસે રણજિતસિંહ સમક્ષ પોતાની સાહસિકતા અને તેજસ્વિતા દર્શાવી, તે દિવસથી અકાલી સંપ્રદાયના અનુયાયીઓમાં તેની પ્રતિષ્ઠા વધવા લાગી અને તેમણે તેને પોતાનો નાયક બનાવ્યો. ધીમે ધીમે ફુલાસિંહના તાબામાં પ્રાયઃ ચારસેં અકાલી સાંપ્રદાયિકો ભેગા થયા. આશ્રયહીન દુઃખી મનુષ્યોનું રક્ષણ કરવું, એ તેમનું મુખ્ય કાર્ય બની રહ્યું હતું. જ્યાં જ્યાં નિર્ધન, નિરાશ્રયી અને દુઃખી મનુષ્યો રહેતાં હતાં, ત્યાં ત્યાં ફુલાસિંહનો ઉદાર હાથ લંબાતો અને જ્યાં જ્યાં ધનવાન લોકો ભોગવિલાસ માણતા હતા, ત્યાં ત્યાં ફુલાસિંહ પોતાના અનુયાયીઓ સાથે દોડી જઇ તેમને લૂંટી લેતો અને સજા કરતો હતો. જ્યાં પણ નિર્ધન, અસહાય, અનાથ અને દુઃખી માણસ નિર્જન ઝુંપડીમાં પોતાના હૃદયનું દુઃખ ખાલી કરવાને અશ્રુધારાઓ વહેવરાવતો જણાતો કે સાંભળવામાં આવતો ત્યાં ત્યાં ફુલાસિંહ દોડી જતો હતો. ધીમે ધીમે ફુલાસિંહનાં આ કૃત્યોની વાત મહારાજા રણજિતસિંહના કાનસુધી પહોંચી. તેમણે ફુલાસિંહને પોતાની પાસે બોલાવ્યો અને મીઠાં વચનોથી બીજાનું ધન નહિ લૂંટવાની શિખામણ દીધી. પરંતુ ફુલાસિંહને તેમની આ શિખામણ ગળે ઉતરી નહિ. રણજિતસિંહે તેને ઘણું દ્રવ્ય આપવાની ઇચ્છા જણાવી અને અનેક રીતે શાંતિમય જીવનની મહત્તા દર્શાવી; પરંતુ તેમની સલાહ અને મોહિત કરે તેવી વાતો આદિ સઘળું

ફુલાસિંહની આગળ રદ ગયું. ફુલાસિંહ તો બસ પોતાની સાધનામાં પર્વતની માફક મક્કમ રહીને ઉદ્ધત ધનિકોનો ગર્વ ઉતારતોજ રહ્યો અને ગરીબોની સેવા કરતોજ રહ્યો. હવે ફુલાસિંહની પાસે ચાર-પાંચ હજાર માણુસ ભેગાં થયાં. આ માણુસો પોતાના સ્વામીની દરેક આજ્ઞા ઉઠાવવાને ખડે પગે તૈયાર રહેતાં હતાં. મહારાજા રણુજિતસિંહ સારી પેઠે સમજતા હતા કે, ફુલાસિંહને ભય દેખાડવાથી નહિં પણુ મિત્રભાવથીજ કામ થશે; આથી તેમણે પ્રથમ તો ફુલાસિંહની સામે લશ્કર મોકલ્યું હતું; પણ પાછળથી તેની સાથે નમ્રતાથી કામ લેવા માંડયું. આ યુક્તિથી રણુજિતસિંહનો મનોરથ સિદ્ધ થયો અને ફુલાસિંહ ધીમે ધીમે પંજાબ કેસરી રણુજિતસિંહનો આજ્ઞાંકિત અને પ્રીતિપાત્ર સેવક બની ગયો.

આ પ્રમાણે થવાથી મહારાજ રણુજિતસિંહની શક્તિ વધી ગઇ અને ફુલાસિંહ અને તેનાં માણુસોએ અતુલ સાહસ અને અસીમ વીરતાથી ઠેક ઠેકાણે રણુજિતસિંહની કીર્તિ પ્રસારી દીધી. ફુલાસિંહના લશ્કરમાંના એક વીર પુરુષે અલૌકિક સાહસથી મુલ્તાનપર પોતાનો અધિકાર જમાવી દીધો. ફુલાસિંહે અપૂર્વ વીરતાથી ભારતવર્ષના નંદનવન કાશ્મીરપર પોતાનો અધિકાર બેસાડયો. મહારાજ રણુજિતસિંહે જે વખતે પેશાવર પર પોતાનો અધિકાર બેસાડવાનો ઉદ્યોગ કર્યો હતો, તે વખતે નૌશેરાના યુદ્ધમાં ફુલાસિંહે પોતાની વીરતા અને પરાક્રમનો બહુ સારો પરિચય કરાવ્યો હતો.

પેશાવરમાં એ સમયે અફઘાનોની સત્તા હતી. કાબૂલનો મુખ્ય પ્રધાન મહમદ આજમખાન પોતાની સેનાને લઇ પંજાબકેસરી મહારાજા રણુજિતસિંહની સામે ચઢી આવ્યો. અટક અને પેશાવરની વચ્ચે નૌશેરાની પાસે થેરાઈ નામના સ્થળે પરાક્રમી અફઘાન અને યુદ્ધકુશળ શીખ સેનાનો મેળાપ થયો. બન્ને પક્ષ પોતપોતાના ગૌરવને માટે યુદ્ધ કરવા લાગ્યા. આ મહાયુદ્ધમાં પ્રથમ શીખો હાર ખાવા લાગ્યા અને અફઘાનોનો જય થવા લાગ્યો. રણુજિતસિંહના બે યૂરોપીયન સેનાપતિઓ પણુ પ્રથમ તો અફઘાનોને હરાવવાની આશા છોડી બેઠા હતા. આવા સંકટના સમયમાં રણુજિતસિંહે શત્રુની ગતિ રોકવાને માટે પોતાની સેના એકઠી કરી હતી; પણુ તેમનો મનોરથ સફળ ન થયો. ઇશ્વરનું અને પોતાના ગુરુનું પવિત્ર નામ લઇને પોતાની

સેનાને આગળ વધવાની તેમણે આજ્ઞા કરી, પણ તે વૃથા ગઇ. આથી તેઓ ક્ષોભ અને ક્રોધથી પોતાની તલવાર ઘૂમાવતા એકલાજ શત્રુની સેનામાં પ્રવેશ કરવા લાગ્યા. આ વખતે "વાહ ગુરુજી કી ફત્તે" આવો રણમંત્ર તેમને કાને પડયો. આ મંત્ર સીધો તેમના હૃદયમાં પ્રવેશી ગયો અને તેથી તેમને અતિ આનંદ થયો. રણજિતસિંહે નજર ઉંચી કરી જોયું તો તેણે ફુલાસિંહને પાંચસો અકાલી યોદ્ધાઓ સાથે લીલા રંગનો વાવટો ઉડાડતો આવતો દીઠો. તેની અકાલી સેનામાંથી "વાહ ગુરુજી કી ફતેહ" નો પ્રચંડ ધ્વનિ આકાશને ભેદી નાખતો હતો. રણજિતસિંહે થોડા વખતપર ફુલાસિંહને ગોળી વાગવાથી ઘોડા પરથી નીચે પડતાં જોયો હતો. ગોળી વાગવાથી તેના માણસો રણક્ષેત્રમાંથી તેને દૂર લઇ ગયા હતા; પણ આ વખતે રણજિતસિંહે તેને હાથીપર બેસીને અધિક ઉત્સાહથી પોતાની સેનાને ઉત્સાહિત કરતો સમરભૂમિ તરફ આવતો જોયો. ગોળીઓના જખમોથી તેનું શરીર ચાળણી સમાન થઇ રહ્યું હતું; પણ તેથી ફુલાસિંહના મુખ પર જરા પણ અસર થઈ નહિ, તેના વિશાળ લલાટપર ભયની બિલકુલ નિશાની જણાઇ નહિ. તેજસ્વી નેત્રોમાં નિરાશાનો પડછાયો પણ જણાયો નહિ. ફુલાસિંહ હાથીપર બેસીને ગંભીર સ્વરથી "વાહ, ગુરુજી કી ફત્તે" ની ઘોષણા કરી રહ્યો છે. તેની સેના ગુરુ ગોવિંદસિંહના આ મંત્રથી ઉત્સાહિત બનીને અફઘાનોની તરફ ધસતી જાય છે. ફુલાસિંહની આ તેજસ્વિતા જોઇને રણજિતસિંહના હૃદયમાં પ્રસન્નતા, વિસ્મયતા અને ધીરતાનો આવિર્ભાવ થયો. કોણ કહેશે કે ગુરુ ગોવિંદસિંહનું મૃત્યુ થયું છે? કોણ કહેશે કે ગુરુ ગોવિંદસિંહની મહત્તા તેમના સ્થૂલશરીરના નાશ સાથે સદાને માટે નષ્ટ થઇ છે! ઇ. સ. ની ઓગણીસમી શતાબ્દીમાં નૌશેરા નજીકની યુદ્ધભૂમિમાં પણ જાણે ગુરુ ગોવિંદસિંહ પોતેજ હાજર હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો. તેના ઉત્સાહપરિપૂર્ણ મંત્રેજ અકાલી સૈનિકોને મદોન્મત્ત બનાવી દીધા જણાય છે. આજે ફુલાસિંહ ગોવિંદસિંહની મહાપ્રાણતાથી ગૌરવયુક્ત બનેલા મહામંત્રવડે ઉત્તેજિત થઈને પોતાનો જાતીય ટેક અચળ રાખવાનો ઉદ્યોગ કરી રહ્યા છે. મહારાજા રણજિતસિંહ ફુલાસિંહને અફઘાનોની સેનાપર વીરતાથી તૂટી પડતો જોઇને પોતે પણ પરાક્રમપૂર્વક યુદ્ધ કરવા લાગ્યા. ફુલાસિંહના પરાક્રમથી અફઘાનો ત્રાહ્ય ત્રાહ્ય પોકા-

રવા લાગ્યા. અકાલી લોકો અફઘાનોનો ઘાણ વાળવા લાગ્યા. થોડી-જ વારમાં રણજિતસિંહની સેના પણ અકાલીઓમાં ભળી ગઇ. પછી તો આ બન્ને સેનાના એકત્રિત થયેલા બળની વાતજ શી કરવી ! ફુલાસિંહ જે હાથીપર બેઠો હતો, તેના માવતના શરીરમાં એક પછી એક ત્રણ ગોળીઓ વાગી. એક ગોળી ફુલાસિંહને પણ વાગી, છતાં તેણે પોતાના હાથીને શત્રુઓની સેનાની વચમાં લઈ જવાની માવતને આજ્ઞા આપી. ઘાયલ થયેલા માવતે આ આજ્ઞાનું પાલન કરવાની સાફ ના પાડી. ફુલાસિંહના વારંવાર કહેવા છતાં જ્યારે માવતે તે વાત કબૂલ કરી નહિ, ત્યારે ફુલાસિંહે માવતના મસ્તકપર પિસ્તોલ છોડી. માવતનો પ્રાણ છૂટી ગયો અને તે નીચે પડી ગયો. ફુલાસિંહ પોતાની તલવારની અણીનો અંકુશ બનાવી હાથીને આગળ ચલાવવા લાગ્યો. તે શત્રુસેનાના મધ્ય ભાગમાં જઇ પોતાની સેનાના માણસોને ઉત્સાહિત કરવા લાગ્યો. એટલામાં શત્રુઓના તરફથી એક ગોળી આવી તેના મસ્તકમાં ઘુસી ગઇ. તેનું પ્રાણશૂન્ય શરીર હાથીના હોદ્દાની અંદર ગબડી પડ્યું; પણ આ વિપત્તિથી અકાલી લોકો નાસી જવાને બદલે બમણા ઉત્સાહથી લડવા લાગ્યા અને અફઘાનોને ત્રાહ્ય ત્રાહ્ય પોકારાવવા લાગ્યા. અફઘાન સેના અકાલીઓનો માર સહન ન કરી શકવાથી રણમાંથી દૂર નાસવા લાગી. આ યુદ્ધમાં ફુલાસિંહના અદ્‌ભુત પરાક્રમથી પંજાબકેસરી રણજિતસિંહને વિજય પ્રાપ્ત થયો.

પઠાણોએ ફુલાસિંહના અદ્‌ભુત પરાક્રમની પ્રશંસા કરી અને જ્યાં તેનો દેહાન્ત થયો હતો, ત્યાં એક સ્થંભ બનાવ્યો. આ સ્થાન હજી પણ હિંદુ અને મુસલમાનોનું એક પવિત્ર સ્થળ ગણાય છે. આજે પણ તે પવિત્ર સ્થળે હજારો હિંદુ-મુસલમાનો એકઠા થઇ ફુલાસિંહનાં યશોગાન ગાય છે. જ્યાંસુધી એકચક્ષુ વૃદ્ધ શીખરાજા રણજિતસિંહ જીવ્યા ત્યાંસુધી તેમના આગળ નૌશેરાના યુદ્ધની વાતમાં ફુલાસિંહનું નામ આવતું ત્યારે તેમનાં નેત્રો લાલચોળ બની જતાં અને અશ્રુધારાઓ છૂટીને ગાલો ભીંજવી દેતી હતી.





# ૨૧–સ્વામીભક્ત સીતારામ રાય

જે વખતે બાદશાહ ફરૂખશેર દિલ્હીના તખ્તપર હતા, જે વખતે ગુરુ નાનકદેવનો સ્થાપન કરેલો ધર્મસંપ્રદાય ગુરુ ગોવિંદસિંહના મહામંત્રથી પોષણ પામી પ્રગતિ કરતો હતો, જે વખતે મહારાષ્ટ્રીય લોકો શિવાજી મહારાજની આગેવાની હેઠળ અસીમ સાહસ અને અલૌકિક તેજસ્વિતા સાથે સમગ્ર હિંદુસ્તાનમાં સામ્રાજ્ય સ્થાપન કરવાની ચેષ્ટા કરી રહ્યા હતા, તે સમયે બંગાળામાં જેસોર જીલ્લો ઘણો સમૃદ્ધિવાન હતો. આ જીલ્લામાં સુંદર સરોવર, જોવા લાયક મહેલો અને મજબૂત કિલ્લા પ્રેક્ષકોની દૃષ્ટિને આહ્‌લાદ આપી ભારતવર્ષની શોભામાં વધારો કરી રહ્યા હતા. આ જીલ્લામાં મધુમતી નદીને પશ્ચિમકિનારે મહમુદપુર શહેરમાં એક વિશાળ કિલ્લો હતો. કિલ્લાની ચારે બાજુએ દિવાલ અને દિવાલની આસપાસ ઉંડી ખાઇઓ આવી રહી હતી. આ કિલ્લાના વિશાળ મહેલમાં રાતને વખતે એક મજબૂત યુવક શેતરંજનાં સોગઠાં ચલાવી રહ્યો હતો, તે વખતે તેને ખબર મળી કે, બાદશાહની સેના કિલ્લા તરફ ચાલી આવે છે અને થોડી વારમાં કિલ્લાને ઘેરી લેશે. આ ખબર સાંભળી યુવકની શાંતિમાં જરા ભંગ તો પડયો, પણ તેણે પોતાનો ખેલ બંધ કર્યો નહિ. શત્રુને હરાવવા માટે તેણે પોતાનો દાવ શેતરંજ ઉપરજ ચલાવ્યો, પણ શત્રુ હાર્યો નહિ. આથી તે યુવક ક્રોધમાં આવી જઇ બોલ્યો કે "આથી મને જે કષ્ટ થાય છે તે બાદશાહનું શિશ કાપવાથી પણ મટવાનું નથી." પાસેજ એક પરાક્રમી પુરુષ ઉભો હતો તે આ વચન સાંભળ્યાં કે તરત ત્યાંથી ગુપચુપ ચાલ્યો ગયો.

રાત્રિ વીતી પ્રાતઃકાળ થયો. જે યુવક રાત્રે શેતરંજ ખેલતો હતો; તે હમણાં મુખ ધોઇ રહ્યો છે, એટલામાં પેલા પ્રચંડ શરીરવાળા વીર પુરુષે આવી એક મનુષ્યનું કાપેલું મસ્તક એ યુવકની સમીપ મૂકી પ્રણામ કર્યા.

આ ઘટના જોઈ આપણો યુવક આશ્ચર્યચકિત થઈ બોલ્યો કે, "મેનાહાતી! આ શું?" મેનાહાતીએ મસ્તક નમાવી બે હાથ જોડી કહ્યું કે "મહારાજ! શત્રુસેના હારીને નાસી ગઇ છે અને આ મસ્તક સેનાપતિ આબૂતુરાવનું છે."

યુવકનાં તેજસ્વી નેત્રો અધિક તેજસ્વી થયાં. તેનું ગંભીર અને શાંત મુખમંડળ અધિક ગંભીર દેખાવા લાગ્યું. યુવકના મનમાં કાંઇ વિચાર આવ્યો, પણ તેણે તે વિચાર પ્રગટ કર્યો નહિ. તેણે પ્રસન્ન થઇ મેનાહાતીની યોગ્ય પ્રશંસા કરી અને આવું પરાક્રમી તથા સાહસિક કામ કરવાને માટે પારિતોષિક આપી કહ્યું કે "થોડા વખતમાં નવાબની સાથે ઘોર સંગ્રામ થશે એવું અનુમાન થાય છે. ખેર, ચિંતા કરવાની કાંઇ જરૂર નથી. જે કાંઈ થશે તે જોઈ લઇશું. હવે તમે આપણી સેનાની વૃદ્ધિ કરતા રહો."

આ પૂર્ણ યૌવનમાં મહાલતા યુવકનું નામ સીતારામ રાય હતું; અને આ ભીમપરાક્રમી વીરપુરુષ મેનાહાતી તેનો સેનાપતિ હતો. સીતારામ જાતે ઉત્તરરાઢી કાયસ્થ હતો. તેની અટક 'વિશ્વાસ'ની હતી. મધુમતી નદીના પૂર્વતટપર આવેલા હરિહરનગર નામના એક નાના ગામમાં સત્તરમી શતાબ્દીના અંતમાં સીતારામ રાયનો જન્મ થયો હતો. સીતારામનો પિતા એક નાનો જમીનદાર હતો. સીતારામ તે વખતની પ્રચલિત રીતિ અનુસાર ગુરુની શાળામાં ભણવા બેઠો હતો, પણ તે ઘણા દિવસ ગેરહાજર રહેતો હતો. મંદ અને નિસ્તેજ પંડિત બનવા કરતાં સાહસિક, તેજસ્વી વીર-પુરુષ બનવાની તેની અધિક ઇચ્છા હતી. મહારાષ્ટ્રના ઉદ્ધા-રક છત્રપતિ શિવાજી મહારાજે નાનપણમાં અલૌકિક તેજસ્વિતા બતાવી ભારતવર્ષના હિંદુ–મુસલમાનોને અચંબામાં નાખ્યા હતા; પંજાબકેસરી રણજિતસિંહે યુવાવસ્થામાં અલૌકિક શૌર્ય બતાવી પંજાબના ગૌરવસૂર્યને અધિક તેજસ્વી બનાવી દીધો હતો. અઢા-રમી શતાબ્દીના પ્રારંભમાં સીતારામે પોતાની વીરતા અને સાહ-સના પ્રભાવથી બંગાલીઓનાં મુખ ઉજ્જવલ કર્યાં હતાં.

સીતારામ બાળપણમાંજ ધનુષ્યબાણ ભાલા અને લાઠીની કળામાં પ્રવીણ થયા હતા. બંગાળાનો નવાબ અને દિલ્હીનો બાદ-શાહ તેનાં વખાણ સાંભળી ભય પામતા હતા. વિદેશી ઇતિહાસ-કારો બંગાળીઓને કાયર કહે છે; પરંતુ પૂર્વકાળમાં બંગાળીઓ તેવા નહોતા. જે વખતે દિલ્હીના મુસલમાન બાદશાહોએ ભારત-

વર્ષમાં પોતાની સત્તા જમાવી હતી, જે વખતે એક પછી એક એમ ઘણા દેશો તેમના હાથમાં જઇ પડતા હતા, તે સમયે બંગાળીઓએ અનેક સ્થળે પોતાની સ્વાધીનતાનું રક્ષણ કર્યું હતું. બંગાળાના વિજયસિંહે દુસ્તર સાગર ઓળંગી પરદેશમાં પોતાની સત્તા જમાવી હતી. બંગાળાના ગંગાવંશના મહાપુરુષોએ ઓરિસ્સામાં પોતાનો અધિકાર જમાવી ઇતિહાસમાં સન્માન મેળવ્યું હતું. બંગાળાના પાલ અને સેન રાજાઓએ ઘણે સ્થળે વિજય મેળવ્યો હતો. બંગાળાના દ્વાદશ ભૌમિકે પોતાનાં શૌર્ય અને વીર્યથી દિલ્હીના પાદશાહને ચોંકાવી દીધો હતો. બંગાળાના સીતારામે પણ પોતાની અપૂર્વ શક્તિ અને તેજસ્વિતાથી વીરસમાજમાં સન્માન મેળવ્યું હતું. બંગાળાના વીરપુરુષો રણનીતિના નિયમો સારી પેઠે શીખતા હતા અને નકલી યુદ્ધ ખેલી પ્રેક્ષકોને ખુશ કરતા હતા.

સીતારામ જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેની તેજસ્વિતા વધતી ગઇ; અને તે અનેક વીર પુરુષોનો અગ્રેસર બન્યો. ધીમે ધીમે અનેક જાગીરોનો તે માલિક બનતો ગયો અને અનેક નગરોમાં પોતાનો અધિકાર જમાવી સ્વતંત્ર રાજા કહેવડાવવા લાગ્યો. તેણે મહમુદપુરમાં પોતાની રાજધાની સ્થાપી. સીતારામે પોતાના બાહુબળથી " **વીરભોગ્યા વસુંધરા** " એ વાક્યને ચરિતાર્થ કર્યું. તે દુઃખી માણસોને સહાય આપતા અને નિર્ધન મનુષ્યોનાં કષ્ટ દૂર કરતા. તે વખતમાં જેસોરમાં બાર ચકલા હતા. તે ચકલાના માલિકો દિલ્હીના બાદશાહને કર આપતા નહોતા. બાદશાહ ફરૂખશેરે વીરશિરોમણિ સીતારામની વીરતાની પ્રશંસા સાંભળી, ત્યારે તેમણે એ ચકલાના સ્વામીઓને યોગ્ય શિકસ્ત આપવાને માટે સીતારામને પત્ર લખ્યો. બાદશાહનો પત્ર મળવાથી સીતારામે બારે ચકલાના માલિકોને કબજે કર્યા. આ વાત સાંભળી બાદશાહ પ્રસન્ન થયો.

બંગાળાના નવાબ મુર્શિદકુલીખાને સીતારામને કર મોકલી આપવા માટે લખ્યું, પણ તેમણે નવાબપર કહેણ મોકલ્યું કે "હું નવાબની રૈયત નથી, હું જેસોરનો સ્વતંત્ર રાજા છું." આ ખબર સાંભળી નવાબના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે સીતારામનું દમન કરવાને માટે લશ્કર મોકલી આપ્યું. સીતારામને તેની સાથે યુદ્ધ થયું, પણ તેમાં મુસલમાનોને વિજય મળ્યો નહિ. સીતારામની

વીરતા અને સાહસ તથા તેના સેનાપતિ મેનાહાતીના અતુલ પરાક્રમની સામે બિચારા પગાર લઇ કામ કરનારા ભાડુતીઓ શું નભી શકે ?

આ ઘટના બની ગયા પછી આવૂતુરાવ નામનો એક માણસ મુસલમાની લશ્કરનો નાયક બન્યો. દિલ્હીના પાદશાહે તેને નિયમાનુસાર સનંદ આપી. આવૂતુરાવ સીતારામને જીતવા માટે રાત્રિને વખતે મહમુદપુરના કિલ્લાપાસે પહોંચ્યો. તે વખતે સીતારામ શેતરંજ ખેલી રહ્યો હતો, ખેલમાં હારી જવાથી સીતારામે દુઃખિત થઇ જે કહ્યું તે સાંભળીને સ્વામીભક્ત મેનાહાતી પોતાના સ્વામીની વાત ચરિતાર્થ કરવા માટે આવૂતુરાવ હતો ત્યાં પહોંચી ગયો અને તેનું શિર કાપી સવારમાં સીતારામની આગળ સાદર કર્યું. આ મસ્તકને જોતાંજ સીતારામે પોતાના સાહસિક સેનાપતિને પારતોષિક આપ્યું હતું અને નવાબ સાથે અવશ્ય ઘોર યુદ્ધ થશે, એવું અનુમાન કરી લશ્કરની વૃદ્ધિ કરવાની તેને આજ્ઞા કરી હતી. કેટલાક ઇતિહાસકારો લખે છે કે, સીતારામની સાથે યુદ્ધ કરતાં આવૂતુરાવનો પરાજય થયો હતો.

આવૂતુરાવના મરણની ખબર સાંભળી નવાબ મુર્શીદકુલીખાનને ઘણી ચિંતા થઈ. નાટોરના રાજા રઘુનંદન નવાબના દિવાન હતા. નવાબની આજ્ઞાથી રઘુનંદનના મોટા ભાઇ રાજા રામજીવને સીતારામ ઉપર ચઢાઇ કરવાનો સંકલ્પ કર્યો અને તેના હાથ નીચેના સાહસિક સેનાપતિ દયારામ રાયે એ કાર્ય સિદ્ધ કરવાની યુક્તિ બતાવી. બંગાળી બંગાળીની વિરુદ્ધ લડાઇ કરવાને ખડા થયા. હિંદુ હિંદુનું અપમાન અને સર્વનાશ કરવાને ઉદ્યુક્ત થયા અને આ ઉદ્યોગ સર્વ પ્રકારે સફળ થયો. રાજા રામજીવને સન્મુખ લડાઇ કરવાનો વિચાર છોડી દઇ સીતારામના સેનાપતિ મેનાહાતીને ચતુરાઇથી પકડવાનો ઉદ્યોગ કરવા માંડયો. આ ચેષ્ટા સફળ થઇ. શત્રુઓએ શસ્ત્રહીન સેનાપતિ મેનાહાતીને ભાલાના ઘાથી વિંધી નાખ્યો, પોતાના દેશી ભાઇઓના પ્રપંચથી મેનાહાતી માર્યો ગયો. રાજા સીતારામ પોતાના આજ્ઞાંકિત સેવકના મૃત્યુથી ઘણા દુઃખિત થયા. તેમણે પુનઃ યુદ્ધની તૈયારી ન કરતાં શત્રુના હાથમાં આત્મસમર્પણ કર્યું. કેટલાક ઇતિહાસકારો લખે છે કે, નવાબની સેનાએ ચારે તરફથી સીતારામને ઘેરી લીધો હતો. ગમે તેમ હો, પણ સીતારામ નવાબના

લશ્કરના તાબામાં ગયો એ વાત તો નક્કીજ. નવાબનો સેનાપતિ સીતારામને કેદ પકડી નવાબની પાસે લઇ જતો હતો તે વખતે રસ્તામાંજ સીતારામે પોતાના હાથમાંની વિંટીમાંનો હીરો ચૂસી આત્મઘાત કર્યો. પૂર્વયૌવનમાં આ પુરુષસિંહ સ્વેચ્છાથી અનંતતામાં લીન થઈ ગયો. કેટલાક ઈતિહાસકારો એમ કહે છે કે, મુર્શીદાબાદના કારાગૃહમાં સીતારામે હીરો ચૂસી આત્મઘાત કર્યો હતો.

રાજા સીતારામે જેસોર જીલ્લામાં અનેક સ્થળે મોટાં મોટાં જળાશયો ખોદાવ્યાં હતાં. વળી તેણે અનેક દેવમંદિરો બંધાવી પોતાની પ્રભુભક્તિનો પરિચય કરાવ્યો હતો. મહમુદપુરનો કિલ્લો તેમની કીર્તિનો એક મહાન અને અચળ સ્તંભ છે. તેમની આજ્ઞાથી મોટા મોટા ચતુર કારીગરો આ કિલ્લામાં આવી અનેક પ્રકારનાં અસ્ત્રો તૈયાર કરતા હતા. ઢાકાના કારીગરો ઉત્તમ પ્રકારની તોપો બનાવતા હતા. આ તોપોથી મહમુદપુરના કિલ્લાની કીર્તિ ઘણીજ પ્રસરી ગઇ હતી. રાજા સીતારામનું બંધાવેલું કૃષ્ણસાગર આજે પણ જેસોર જીલ્લામાં સૌથી મોટું જલાશય છે. સીતારામના શાસનકાળમાં મહમુદપુરમાં અતુલ સંપત્તિ અને ઉચ્ચ ગૌરવ કેંદ્રિત થયાં હતાં. આજકાલની મહાનગરી કલકત્તા, એ સમયે સિંહ, વ્યાઘ્ર આદિ અનેક હિંસક પશુઓથી ભરપૂર હતી અને હાલના રાજ્યકર્તા અંગ્રેજ લોકો તે સમયે બંગાળામાં સાધારણ વેપારીતરીકે પોતાનું ગુજરાન ચલાવતા હતા.





# ૨૨—બે હરવંશી ક્ષત્રિય વીરો

ઓગણીસમી શતાબ્દીનો અંતકાળ સમીપ આવ્યો છે. ધીમે ધીમે ભારતવર્ષનાં અનેક સ્થાનોમાં બ્રિટિશ શાસનની જડ ચોંટવા લાગી છે. બ્રિટિશ કંપની ધીમે ધીમે વ્યાપારની સાથે રાજખટપટમાં પણ ચંચુપાત કરતી જાય છે. માર્કિવસ ઑફ્ હેસ્ટિંગ્સ ભારતની રાજ્યવ્યવસ્થા ચલાવે છે. એના શાસનથી પિંઢારાઓનું અધઃપતન થયું છે. નેપાળના પહાડી પ્રદેશમાં બ્રિટિશોની વિજયિની શક્તિનો પ્રકાશ ફેલાઈ રહ્યો છે. મરાઠાઓનું પરાક્રમ દબાઈ ગયું છે. ભારતવર્ષની ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ, એ સર્વ દિશામાં બ્રિટિશસામ્રાજ્ય પ્રસરી ગયું છે.

ઇ. સ. ૧૮૨૦ ના વર્ષનો શ્રાવણ માસ ચાલે છે. મહારાજા કિશોરીસિંહ કોટાના રાજસિંહાસનપર બેઠા છે. નગરમાં સર્વત્ર આનંદોત્સવ ફેલાઇ રહ્યો છે. હાથી ઘોડા વગેરેને સુસજ્જ કરીને રાજસભાની એક બાજુએ ખડા કરવામાં આવ્યા છે. એક તરફ ઘોડેસ્વાર સેના ખડી છે. મહારાજા કિશોરીસિંહે સુશોભિત સભાભુવનમાં રત્નજડિત સિંહાસનપર આરૂઢ થઈ ગવર્નર જનરલના પ્રતિનિધિ આગળ રાજધર્મનું પાલન કરવાની પ્રતિજ્ઞા કરી છે. હરવંશી રાજપૂતોના જયધ્વનિથી પુણ્યભૂમિ હરવતી ગુંજી રહી છે.

પરંતુ આ આનંદ વધુ વખત નભ્યો નહિ. માંહોમાંહે વિરોધ વધી પડયો. રાજાને પોતાના મુખ્ય પ્રધાન જાલિમસિંહની સાથે તકરાર થઇ. જાલિમસિંહ કિશોરીસિંહના પિતા ઉદયસિંહનો માનીતો પ્રધાન હતો. રાજ્યનો ઘણોખરો કારભાર તેનાજ હાથમાં હતો. આ રાજા અને પ્રધાન વચ્ચે વૈમનસ્ય થતાં બંને એકબીજાનો નાશ કરવાને પ્રયત્ન કરવા લાગ્યા.

એક દિવસ પ્રાતઃકાળમાં જાલિમસિંહની સેના એક નાની સરખી નદીના તટપર થઇ મહારાવ કિશોરીસિંહને પરાજિત કરવાને માટે જતી જણાઇ. નદીનો તટ ઉંચો હતો. આ ઉંચી ભૂમિપર

થઇને પ્રાયઃ આઠહજાર માણુસો જતાં હતાં. તેમની પાસે વીસ તોપો હતી. પરંતુ તેઓની ગતિ એકદમ રોકાઈ ગઇ. તેમનાપર ગોળીનો વરસાદ વરસવા લાગ્યો. આથી ઘણુા માણુસો ઘાયલ થયા. અનેક માણુસો સદાને માટે ત્યાં સૂતા. જાલિમસિંહના માણુસોએ જે તરફથી ગોળી આવતી હતી, તે તરફ દૃષ્ટિ ફેંકી તો તેમને થોડે દૂર એક ઉંચી ટેકરી ઉપરથી બે માણુસો ગોળીબાર કરતા જણુાયા. તેમાંનો એક માણુસ બંદુક ભરી આપતો હતો અને બીજો તેને ફોડતો હતો. એક તરફ આઠ હજાર માણુસો અને વીસ તોપો છે અને બીજી તરફ કેવળ બે વીરપુરુષો છે. છતાં આ બે માણુસોએ એ પ્રચંડ સૈન્યની ગતિ રોકી છે ! આ બે વીરોના મારથી એ વિશાળ સેના ગભરાઇ ઉઠી છે ! આ બંને વીરો મહારાવ કિશોરીસિંહના સૈનિક અને પુણ્યભૂમિ હરવતીના હરવંશી ક્ષત્રિય છે અને પ્રચંડ સૈન્યની સામે અપૂર્વ વીરતાથી સ્વામીભક્તિનો પરિચય કરાવી રહ્યા છે.

હવે જાલિમસિંહના સૈનિકોએ આ ઉભય વીર પુરુષોની સામે બે તોપો ગોઠવી; પરંતુ તેઓ તોપને બદલે બંદુકનો ગોળીબાર કરવા લાગ્યા. આથી ઉભય વીરો ઘાયલ થયા; છતાં તેઓ પણુ હજી જાલિમસિંહના માણુસોપર ગોળી છોડયાજ કરતા હતા. તેમના ગોળીબારથી પોતાના અનેક માણુસો મરવા છતાં પણુ તેમની અસાધારણુ વીરતા અને સાહસ જોઇને તેમને જીવિત રાખવાની ઇચ્છા જાલિમસિંહને થઈ. તેણે તરતજ પોતાના સૈનિકોને બંદુક નહિ ચલાવવાની અને આ બે યુવકોની સામે માત્ર બેજ માણુસોએ લડવાની આજ્ઞા કરી. આ આજ્ઞા સાંભળી બે રોહિલા સૈનિકો તેની સામે લડવાને ગયા; પરંતુ હરવંશી વીરોના શરીરમાંથી રુધિર વહી જવાથી તેમની શક્તિ ક્ષીણુ થઈ ગઇ હતી. એટલે હવે તેઓ એ બે રોહિલાની ગતિ રોકી શકયા નહિ અને શૌર્યપૂર્વક યુદ્ધ કરતા કરતા તેઓ નીચે પડી ગયા, ત્યાંથી પુનઃ ઉઠી શકયા નહિ. આ પ્રમાણે એ બે હરવંશી વીરોએ ધીરજપૂર્વક આત્મબલિદાન આપી ઓગણીસમી શતાબ્દીમાં અસાધારણુ તેજસ્વિતા દર્શાવી આપીને પોતાની જન્મભૂમિને ઉજ્જવલ કરી હતી.



# ૨૩–દાનવીર શિલાદિત્ય

જેમણે ભારતવર્ષનો ઇતિહાસ વાંચ્યો છે અને જેમણે ભારતના પ્રાચીન ઐતિહાસિક ચરિત્રોનો અભ્યાસ કર્યો છે, તેઓ પ્રાચીન સમયના ભારતવાસીઓની કીર્તિ સારી પેઠે જાણે છે. ભારતવાસીઓની કીર્તિ કેવળ યુદ્ધમાંજ સમાપ્ત થઈ નથી. પરંતુ જ્ઞાન, સત્યનિષ્ઠા અને દાનશીલતા આદિ અનેક ગુણો માટે તેઓ ભૂમંડળમાં પ્રતિષ્ઠા પામ્યા છે. જે પ્રમાણે પ્રતાપસિંહ અને શિવાજી આદિ મહાન યોદ્ધાઓ ભારતવર્ષમાં થયા છે, તેમ શંકરાચાર્ય અને બુદ્ધ જેવા મહાજ્ઞાનીઓ અને શિલાદિત્ય જેવા દાનવીરો પણ આ ભૂમિમાં પેદા થયા છે.

ઇસ્વીસનની સાતમી શતાબ્દીમાં જ્યારે મહારાજા હર્ષવર્દ્ધન શિલાદિત્ય કાન્યકુબ્જના સિંહાસનપર બેસી પૂર્વ અને પશ્ચિમભાગનાં અનેક રાજ્યોપર પોતાની વિજયપતાકા ફરકાવી રહ્યા હતા, જ્યારે મહાવીર દ્વિતીય પુલકેશી પોતાના અસાધારણ બાહુબળથી મહારાષ્ટ્રની સ્વાધીનતાનું સંરક્ષણ કરી રહ્યા હતા, જે વખતે ચીન દેશનો સુપ્રસિદ્ધ વિરક્ત પરિવ્રાજક હુએનસંગ નાલંદાના બૌદ્ધ મહાવિદ્યાલયમાં શીલભદ્રની ચરણછાયામાં બેસી ભારતવાસીઓની અપૂર્વ વિદ્યાનું શિક્ષણ લેતો હતો, તે વખતે મહારાજા શિલાદિત્યે ગંગા–યમુનાના સંગમસ્થાન, હિંદુઓના પવિત્ર તીર્થ પ્રયાગ નગરીમાં એક મહોત્સવ કર્યો હતો. પાંચ–છ ચોરસમાઇલ જેટલી ભૂમિમાં આ મહોત્સવ કરવામાં આવ્યો હતો. ચિરકાળથી આ ભૂમિ 'સંતોષક્ષેત્ર'એ નામથી સુપ્રસિદ્ધ છે. સંતોષક્ષેત્રનો ઉત્સવ ભારતવર્ષમાં એક પ્રધાન બનાવ ગણાતો આવ્યો છે. પ્રાચીન સમયથી ચાર હજાર ફીટના પરિઘમાં ગુલાબના છોડની વાડ બનાવી તેની વચ્ચે મોટાં મોટાં મકાનો બાંધવામાં આવ્યાં હતાં. આ મકાનોમાં સુવર્ણ–ચાંદીના અલંકારો, સુતરાઉ, રેશમી તથા જરીનું કાપડ, એવા એવા અનેક પ્રકારના

કિંમતી પદાર્થો ભરેલા હતા. આ સ્થાનની નિકટ અનેક ભોજનાલયો બજારની પેઠે હારબંધ બંધાવવામાં આવ્યાં હતાં. પ્રત્યેક ભોજનાલયમાં એક ટંકે પ્રાયઃ એક હજાર પુરુષો જમતા હતા. ઉક્ત ઉત્સવ આજ સ્થળે થતો હતો. ઉત્સવની પૂર્વે ઘણા દિવસથી ઢંઢેરો પીટાવવામાં આવતો હતો; અને પ્રાચીન સમયથી બ્રાહ્મણ, શ્રમણ, આશ્રયહીન, દુઃખી, પિતૃહીન, માતૃહીન તથા નિર્ધન માણસોને ત્યાં દાન લેવાને માટે બોલાવવામાં આવતાં હતાં. મહારાજા શિલાદિત્ય પોતાના ખંડીઆ રાજાઓની સાથે મહોત્સવના દિવસોમાં ત્યાં જતા હતા. ખંડીઆ રાજાઓમાં વલ્લભી રાજ્યના સ્વામી ધ્રુવપતિ અને આસામના રાજા ભાસ્કરવર્મા મુખ્ય હતા. આ ઉભય રાજાઓ તથા મહારાજા શિલાદિત્યની સેના સંતોષક્ષેત્રની ચારે તરફ છાવણી નાખીને પડતી હતી. પશ્ચિમભાગમાં અનેક અભ્યાગતો પોતાના ડેરા–તંબુ નાખતા હતા. ત્યાં અસંખ્ય માણસો એકત્રિત થવા છતાં ઉત્તમ પ્રબંધ જાળવવામાં આવતો હોવાથી પ્રજાને કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ સહન કરવો પડતો નહોતો. દાન આપવાને માટે આણેલાં દ્રવ્યને દુષ્ટ લોકો લૂંટી ન જાય એટલા માટે ચારે તરફ લશ્કરનો પહેરો રહેતો હતો. આ ક્ષેત્ર ગંગા–યમુનાના સંગમસ્થાનથી બરાબર પશ્ચિમદિશામાં આવેલું હતું. શિલાદિત્ય પોતાની સેના સાથે ઉત્તરદિશામાં છાવણી નાખી રહેતા હતા. ધ્રુવપતિ પશ્ચિમદિશામાં અને અભ્યાગત લોકો મધ્યભાગમાં છાવણી નાખી રહેતા હતા. ભાસ્કરવર્માની સેના યમુનાના દક્ષિણતટપર રહેતી હતી.

ઉત્સવનો આરંભ મોટી ધામધૂમ સાથે કરવામાં આવતો હતો. શિલાદિત્ય બૌદ્ધ ધર્મ પાળતા હતા, તોપણ તેઓ હિંદુધર્મની અવગણના કરતા નહોતા. તેઓ બ્રાહ્મણ અને શ્રમણ(બૌદ્ધ સાધુ)ને આદરસહિત બોલાવતા અને બુદ્ધની મૂર્તિ તથા હિંદુઓના દેવોનું સન્માન કરતા. પહેલે દિવસે પવિત્ર મંદિરમાં બુદ્ધની મૂર્તિ સ્થાપિત કરવામાં આવતી હતી. આ દિવસે સર્વથી અધિક મૂલ્યની વસ્તુઓ વહેંચવામાં આવતી હતી તથા અતિથિ–અભ્યાગતોને સ્વાદિષ્ટ ભોજન કરાવવામાં આવતું હતું. બીજે દિવસે વિષ્ણુની અને ત્રીજે દિવસે શિવની મૂર્તિ સુંદર મંદિરમાં પધરાવવામાં આવતી હતી. પહેલે દિવસે જેટલું અન્ન વહેંચવામાં આવતું હતું તેનાથી અર્ધું અન્ન બીજે અને ત્રીજે દિવસે વહેંચ-

વામાં આવતું હતું. ચોથા દિવસથી દાન આપવામાં આવતું હતું. વીસ દિવસ સુધી બ્રાહ્મણ અને શ્રમણને, દશ દિવસ સુધી હિંદુ અને બૌદ્ધ દેવતાઓના પૂજારીને અને બીજા દશ દિવસસુધી પરિવ્રાજક, સંન્યાસી આદિને દાન આપવામાં આવતું હતું. તે સિવાય ત્રીસ દિવસ સુધી દરિદ્ર, નિરાશ્રય, પિતૃહીન, માતૃહીન તથા બંધુહીન પુરુષોને દાન આપવામાં આવતું હતું. બરાબર પંચોતેર દિવસ સુધી આ ઉત્સવનું કામ ચાલતું હતું. છેલ્લે દિવસે મહારાજા શિલાદિત્ય પોતાનાં બહુમૂલ્ય વસ્ત્રો અને રત્નજડિત સુવર્ણના અલંકારો તથા મોતીના હાર વગેરે સર્વ વસ્તુનો ત્યાગ કરીને ભિક્ષુકનો વેશ ધારણ કરતા હતા. આ સર્વ વસ્તુઓ દરિદ્ર મનુષ્યોને આપી દેવામાં આવતી હતી. તે દિવસે મહારાજા શિલાદિત્ય ભિક્ષુકના વેષમાં બન્ને હાથ જોડી ગંભીર સ્વરથી કહેતા હતા કે "આજે સંપત્તિની રક્ષા કરવાની સર્વ ચિંતા દૂર થઈ ગઇ છે. આ સંતોષક્ષેત્રમાં આજે હું મારી સર્વ સંપત્તિનું દાન દઇને નિશ્ચિંત થયો છું. મનુષ્યના કલ્યાણને માટે—અર્થાત્ આ પ્રકારે દાન આપવાને માટે હું હવે પછી સંપત્તિનો સંચય કરીશ." આ રીતે પુણ્યભૂમિ પ્રયાગના સંતોષક્ષેત્રમાં ઉત્સવ થતો હતો. મહારાજા શિલાદિત્ય મુક્ત હસ્તે પ્રાયઃ સર્વસ્વ દાનમાં આપી દેતા હતા. રાજ્યરક્ષા અને વિદ્રોહદમનને માટે કેવળ હાથી, ઘોડા અને શસ્ત્રોજ બાકી રહેતાં હતાં.

હિંદુઓના પવિત્ર તીર્થ પ્રયાગમાં ચીન દેશનો પરિવ્રાજક હુએનસંગ આવો મહોત્સવ જોઇને અતિ પ્રસન્ન થયો હતો. આવા આવા મહોત્સવો કરીને ભારતવર્ષના પ્રાચીન સમયના રાજાઓ કૃતાર્થ થતા હતા. જો કે રાજાઓ પુણ્યસંચયને માટે આવા મહોત્સવો કરતા હતા, તોપણ એની સાથે રાજનૈતિક વિષયને પણ થોડો સંબંધ રહેતો હતો. તે વખતમાં સર્વ રાજાઓ, વિદ્વાન બ્રાહ્મણો અને વિરક્ત શ્રવણોના અંકુશમાં હતા. તેમને આ ઉભય સમૂહની સંમતિ અનુસાર રાજ્યશાસનનું કાર્ય ચલાવવું પડતું હતું. બ્રાહ્મણો અને શ્રમણો કોઈપણ પ્રકારે અસંતુષ્ટ ન થાય અને તેઓ સદાસર્વદા રાજ્યનું કલ્યાણ ઇચ્છે, એવી નીતિરીતિથી વર્તીને રાજાઓ નિરંતર તેમને પ્રસન્ન રાખતા હતા. આથી બ્રાહ્મણ શ્રમણો પણ ઉન્નતિના ઉપાય રાજાને સૂચવતા હતા અને તેથી રાજકારભાર સુવ્યવસ્થિત રીતે ચાલવાનેલીધે લોકો પણ રાજાને દેવસમાન

માનતા હતા. આ પ્રકારે ભારતના પ્રાચીન રાજાઓ ઉચ્ચકોટીના વિરક્ત જ્ઞાનીઓના અંકુશમાં રહીને સર્વ લોકોની પ્રીતિ સહજે મેળવી શકતા હતા.

શિલાદિત્યની આ દાનપ્રણાલીથી તેમનો પ્રભાવ એટલો બધો વધી ગયો હતો કે કોઇ માણસ તેમની સામે મસ્તક ઉંચકી શકતો નહોતો. આધુનિક સમયમાં શિલાદિત્ય જેવા નહિ તોપણ સમયના પ્રમાણમાં અસાધારણ ઉચ્ચ કોટીના કોઈ કોઇ દાનેશ્વરી અમેરિકા ઇ૦ પ્રદેશોમાં જન્મે છે. ભારતને એવા દાનેશ્વરીઓની અને કુશળ નિઃસ્વાર્થી આત્માઓની તથા સાચા જીવનમુક્તોની દોરવણીની હાલ બહુ જરૂર છે; પણ તે દેશકાળાનુસાર આવશ્યકતા સમજી વર્તનારાઓનીજ; નહિ કે માત્ર બ્રહ્મભોજન, જ્ઞાતિભોજન અને તીર્થદાનમાં તથા ભર્યામાં ભરનારાઓની કે જ્ઞાન–ભક્તિ–ભેખ–રાષ્ટ્રસેવા–ઇ૦ને નામે સ્વાર્થ સાધનારાઓની!





# ૨૪–ક્ષમાવીર ભાઈ મધુ

આ સમયમાં ઘણા ભેખધારી સંતસાધુઓ, શાસ્ત્રીઓ, પુરાણીઓ, વગેરે ઉપર ઉપરનો ડોળ બતાવવામાં કુશળ જણાય છે; પરંતુ જીવનનું ખરૂં કર્તવ્ય બજાવનારા થોડાજ જણાય છે. અમે એક શીખ શ્રીમંતની 'ક્ષમા'નું વૃત્તાન્ત વર્ણવીએ છીએ.

પંજાબનો ઇતિહાસ અનેક રહસ્યોથી ભરપૂર છે. જેમ ત્યાંના રાજા અને ગુરુઓનો ઇતિહાસ ચમત્કારિક છે, તેમજ ત્યાંની પ્રજાનો ઇતિહાસ પણ રહસ્યપૂર્ણ છે. પંજાબની ઉન્નતિ અને પડતી થવાની સાથેજ સમસ્ત ભરતખંડની ઉન્નતિ અને પડતી થઇ છે. અમારા આર્યમહાપુરુષોનું પ્રથમ લીલાસ્થાન પણ પંજાબ છે. અને હિંદુઓનું પતન પણ પંજાબમાં શેષત્વ પામ્યું છે! આ દેશનાં બીજાં હિંદુ રાજત્વો ઘણા સમયથી પડી ચૂકયાં હતાં; પરંતુ વીરકેસરી રાજા રણજિતસિંહે પોતાનું વિશાળ રાજ્ય, પોતાના જીવનપર્યંત અંગ્રેજ સત્તાના હાથમાં જતું બચાવી રાખ્યું હતું. ઇસ્ટ ઇંડિયા કંપનીની ઇચ્છા તો એવીજ હતી કે, એ રાજ્ય પણ લઇ લેવું; પરંતુ રાજા રણજિતસિંહના જીવતાં તેમ બનવું અશક્ય હતું અને તેથીજ સંધિઓ કરવી પડી; પરંતુ એ વીર મહારાજાના મરણ પછી લૉર્ડ ડેલહૌસીએ એ રાજ્ય પણ ખાલસા કર્યું અને બાળક રાજા દિલીપસિંહ લાખો-કરોડો રૂપિયાનો ખજાનો ધરાવવા છતાં દેવાળીઓ થઈ વિલાયતમાં મરણ પામ્યો! તે પોતાની ઇચ્છાથી કે બીજાની ઇચ્છાથી પણ ખ્રીસ્તી ધર્મમાં વટલ્યો!

શીખ લોકો માત્ર લડાઇમાંજ વીર હતા એમ નથી. તેઓના હૃદયમાં કોમળ વૃત્તિ તેમ ક્ષમાનો પણ અદ્‌ભુત ભાવ હતો. યોદ્ધાઓને લાયકની કઠોરતા સાથે બ્રાહ્મણોને યોગ્ય ધાર્મિક જુસ્સો પણ તેમનામાં હતો. ધર્મરક્ષાને માટે તેઓ દેહત્યાગ કરવાનું પણ ચૂકયા નથી. "ગુરુજીની ફતેહ" કહીને તેઓ કેસરિયાં કરતા હતા. તેઓનો ઇતિહાસ ઘણો રસમય, શિક્ષામય અને વીરરસથી ભરપૂર છે.

શીખ લોકોની ધર્મપ્રિયતા અને અતિથિસત્કારની યોગ્યતા હદપાર પ્રશંસા પામી છે. આ સઘળા ગુણોથી ભરેલાં, ઉદાહરણો સઘળાં કાંઈ પ્રકટ થયાં નથી. જે થોડાક પુરુષોનાં ઉદાહરણો મળી આવે છે, તે એટલા મહત્ત્વનાં અને ઉત્તેજક છે, કે જગતની સઘળી અવસ્થામાં અને સઘળા સમયમાં તે ઉદાહરણો અનુકરણ કરવા યોગ્ય ગણાશે !

અમે મહારાજા હરિશ્ચંદ્રની સત્યનિષ્ઠા, મહાવીર કર્ણની દાનવીરતા, રંતિદેવનું આતિથ્ય, મહારાજા શિબિની આશ્રિત–રક્ષા અમારા ધર્મ ગ્રંથોમાં વાંચી છે, તેઓનાં ઉદાહરણ ભારતવાસીઓ ભૂલે તેમ નથી. તેઓના જેવા મહાપુરુષ થવાને માટે અનેક ભારતવાસીઓ જીવનસુધી તપસ્યા કરે છે; પણ જેમણે એ યોગ્યતા સિદ્ધ કરી છે, તેઓનો ઈતિહાસ કોણ જાણે છે? અમારા દેશની અધમ અવસ્થા હોવા છતાં પણ અનેક હરિશ્ચંદ્ર, કર્ણ, રન્તિદેવ અને શિબિરાજા ભારતવર્ષમાં પાકયા છે; અને એવો પણ વખત આવશે કે જ્યારે તેઓનાં ગુણગાનવડે જગત પ્રકાશી ઉઠશે. કેમકે અમે આર્ય સંતાનોએ જીવનનો એજ ઉદ્દેશ માન્યો છે. અમે પરમાર્થ, દયા અને ધર્મનીજ રક્ષા ચાહીએ છીએ. અમે કપટી, પાપી કે પ્રપંચી નથી. અમે પારકાં હૃદયોને બાળનાર નથી. અમે જગતને સુખી થયેલું જોવા ઇચ્છીએ છીએ. કહો, જગતની જાતિઓમાં અમારા જેવો કોણ ઉદ્દેશ રાખે છે? અમારી પેઠે ગમે તેવી દુઃખી–દરિદ્રી અવસ્થામાં પણ ઈશ્વરનોજ આધાર રાખી કોણ શાંત રહેનાર છે ?

મહારાજા શિબીએ જેમ પોતાના પુત્રનું બલિદાન આપી પોતાના અતિથિને તૃપ્ત કર્યો હતો, તેમ શીખ વીર ભાઇ મધુએ પણ પ્રિય પત્નીનું બલિદાન આપી અતિથિની સેવા કરી હતી. તેની એ વાર્તા જેટલી હૃદયદ્રાવક છે, તેટલીજ બોધદાયક અને મધુર છે. શીખ લોકો આજે પણ એ વાત આનંદપૂર્વક યાદ કરે છે. કારણ કે જગતમાં "ક્ષમા"ની પરાકાષ્ઠા ભાઇ મધુએ શીખવી છે.

એક દિવસ સંધ્યાસમય પછી મધુ દિવસના ઘણા પરિશ્રમ પછી પોતાની પ્રાણપ્રિય પત્ની સાથે બેઠો હતો. પતિભક્ત પત્ની પણ થાકેલા પતિને જમાડયા પછી તેના પગ દાબતી બેઠી છે. રાત્રિ ઘણી ભયંકર હતી. આકાશમાં કાળાં વાદળાં ચઢી આવી ઠંડો પવન જોસબંધ વાવા લાગ્યો. વચમાં વચમાં પવનના સખત ઝપાટા તે નાના ઘરનાં બારણાં હચમચાવી મૂકતા હતા. એટલામાં

મુસળધાર વરસાદ પડયો! બહાર ઘોર અંધકાર હતો. પતિ–પત્ની સુખે વાતચીત કરતાં હતાં, એટલામાં બહારથી કોઈએ બારણું ખખડાવ્યાં. અને શબ્દ સંભળાયો કે "અંધકારમાં કાંઈ સૂઝતું નથી. ભાઇ! હું દુઃખી મુસાફર છું, ભૂલો પડયો છું, રાતવાસો રહેવા ચાહું છું, દયા કરીને આશ્રય આપો ભાઇ!"

એ શબ્દો કાને પડતાંજ દયાળુ દિલના ભાઇ મધુએ પથારી-માંથી છલંગ મારી બારણાં ઉઘાડી દીધાં. તે મુસાફર ઘરમાં આવ્યો. પતિ–પત્નીએ માનપૂર્વક તેને બેસાડયો અને રાતેજ રસોઇ બનાવી-ને જમાડયો. પછી જોડેના ઘરમાં તેને પથારી કરી આપી. મુસાફર ત્યાં નિરાંતે સૂતો.

નિર્વિઘ્ને રાત વીતી અને વહાણું વાયું. એ મુસાફર એક લૂંટારો હતો, પણ એ વાત ભાઈ મધુ જાણી શકયો નહિ. કેમકે તેણે ગૃહસ્થ શીખ જેવો પોષાક પહેર્યો હતો. પ્રાતઃકાળે મધુ, શય્યામાંથી ઉઠયા પછી ઘરકામમાં ગુંથાયો. પેલો મુસાફર બિછાનામાંથી ઉઠ્યા પછી ભાઇ મધુની પાસે જવાની રજા માગી. ઘેર આવેલો પરોણો જમ્યાવગર જાય એ મધુને ઠીક લાગ્યું નહિ. તે પોતાનો ધર્મ સમજતો હોવાથી તેણે કહ્યું કે, મહાશય! થોડી વાર થોભો, આહાર કરીને જજો. મધુએ ઘણો આગ્રહ કરવા-થી મુસાફરે કહ્યું કે, તમારો આટલો બધો આગ્રહ છે તો થોડીક રોટી બનાવી આપો. તે લઇ હું રસ્તે પડીશ. કેમકે ઘણું ઉતા-વળનું કામ છે. મધુની ભોળી અને ભલી પત્ની ઉતાવળે રોટલી કરવામાં ગુંથાઇ અને મધુ બજારમાં શાક લેવા ગયો.

લૂંટારા મુસાફરે જોયું કે ઘરમાં બીજું કોઈ નથી અને મધુની સ્ત્રીના શરીર ઉપર કિંમતી ઘરેણાં છે. આવું જોઇને લૂંટારા મુસાફરનું મન ભ્રમિત થયું! તેણે તે સ્ત્રીના કટકે કટકા કરી નાખ્યા અને શરીર ઉપરનાં બધાં ઘરેણાં કાઢી લઇને ચાલતો થયો!

તે ઉતાવળે ચાલ્યો જતો હતો, એટલામાં રસ્તામાં ભાઇ મધુ મળ્યો. તેની નજર ચૂકાવવા લૂંટારા મુસાફરે ઘણી યુક્તિ કરી, પણ મધુએ તેને જોતાંજ સત્વર તેની પાસે જઇ પોતાને ઘેર લઇ જવાનો આગ્રહ કર્યો. લૂંટારાએ ઘણાં બહાનાં કર્યાં, પરંતુ મધુ તેનો હાથ ઝાલી પોતાના ઘર તરફ ખેંચવા લાગ્યો. મધુને એમજ થયા કરતું હતું કે "બિચારો મુસાફર! ઉતાવળને લીધે જમવાનું જતું કરી ચાલ્યો જાય છે! બિચારો ઘરમાં એકલો બેસી રહેતાં શરમાયો હશે!" મુસાફરે ઘેર પાછા આવવા વારંવાર ના

કહી; પરંતુ મધુએ પોતાની ગરીબ ઘરની રોટી સ્વીકારવાનો ઘણોજ આગ્રહ કર્યો. અને કાંડું છોડયું નહિ, તેથી લાચાર બનીને મુસાફર કંપતો કંપતો તેને ઘેર આવ્યો.

ઘરમાં પ્રવેશ કરતાંજ ભાઈ મધુએ પોતાની વહાલી પત્નીના કટકા જોયા! તેનું સુંદર શરીર લોહીથી ખરડાયલી જમીનપર કટકા થઇ પડેલું જોયું! પ્રિયતમાનાં જે ચંચળ નેત્રોથી તેને સ્વર્ગીય આનંદ થતો હતો, તેજ નેત્રો અત્યારે બિહામણાં થઇ પડયાં હતાં! વાચક! પોતાની પ્રાણપ્રિયાની આવી ભયંકર સ્થિતિ જોઇ કયો પુરુષ સ્થિર રહી શકે? કયો મહાપુરુષ ગુસ્સાને રોકી શકે? પુરુષ હૃદયની લાગણીઓને દબાવી શકે? અને કયો પુરુષ છલકાઇ જતાં આંસુઓને રોકી શકે? પરંતુ તે ક્ષમાની મૂર્તિ, ભાઇ મધુએ માત્ર "ઇશ્વરની ઇચ્છા" એટલાજ શબ્દો કહ્યા, જો કે તેના હૃદયમાં સખત આઘાત થયો હતો, પરંતુ તેણે ધૈર્ય, ક્ષમા અને દયા ધારણ કર્યાં હતાં. પેલા ધ્રૂજતા મુસાફરને પોતાને હાથે રોટલી-શાક બનાવી આપીને ભોજન કરાવ્યું અને એક પણ શબ્દ કહ્યો નહિ. ક્લેશનાં સામાન્ય ચિહ્ન પણ તેના ચ્હેરા ઉપર જણાયાં નહિ! કહો વાચક! આટલી ધીરજ અને ક્ષમાનાં દૃષ્ટાન્ત આખા જગતમાં થઇને પણ કેટલાં મળી આવશે?

મધુની આટલી બધી ઉદારતા અને ક્ષમા જોવાથી પાષાણ જેવા હૃદયવાળા લૂંટારા મુસાફરનું મન પીગળી ગયું. પાપના પશ્ચાત્તાપથી તેનું હૃદય બળવા લાગ્યું. છેવટે તેણે બે હાથ જોડી મધુ પાસે ક્ષમા માગી અને પોતાને તેના ગુરુ પાસે લઇ જવા આગ્રહ કર્યો. મધુ તેની ઉત્કટ ઇચ્છા જોઇને તેને ગુરુ પાસે લઇ ગયો. ગુરુએ બધી વાત સાંભળી અને લૂંટારા મુસાફરના મનનું આવું પરિવર્તન થયેલું જોઇ તેને ગુન્હાની ક્ષમા કરી અને તેને શીખ ધર્મની દીક્ષા આપી. તે લૂંટારાએ તેજ વખતે, પાપકર્મ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી. આ બનાવ શીખ લોકોના છઠ્ઠા ગુરુ હરગોવિંદના વખતમાં બન્યો હતો.

વાચક! પાપીને પાપકર્મથી છોડાવવા માટે મહાપુરુષોએ સહન કરવું જોઇએ, અને નુકસાન પણ વેઠવું જોઇએ. ભાઇ મધુના ઉદાહરણથી અમારા અત્યારના માનવબંધુઓ કાંઇ પણ શીખશે તો ઘણોજ ફાયદો થશે. "ભૂલી જાઓ અને ક્ષમા કરો" આ કહેવત ખરી છે. તે પ્રમાણે વર્તવું એજ સજ્જનોનું ભૂષણ છે.



# ૨૫—સ્વામીભક્ત-વીર જવાનસિંગ

રાજપૂતાનામાં નાગોર નામનું એક શહેર છે. કેટલાંક વર્ષ ઉપર મરાઠા લોકોએ તે ઉપર ચઢાઈ કરી હતી. તે સમયે ત્યાંના રાજા વિજયસિંહે તે શહેરનું ઉત્તમ પ્રકારે રક્ષણ કર્યું હતું. તે એટલે સુધી કે તે મરાઠા એટલે "મરતાં સુધી હઠે નહિ" એવા લોકોને તેણે છ મહિના સુધી આગળ વધવા દીધા નહિ.

ત્યાર પછી તેણે પોતાના કેટલાક જાસુસોને બીજા રાજાઓ પાસે મોકલી વિનતિ કરી કે, મરાઠા લોકો આગળ આપણું સૈન્ય નભશે નહિ; માટે તમે તમારાં લશ્કર સાથે આવીને શત્રુઓને હાંકી કાઢવામાં મદદ કરો. આવું કહાવવા છતાં કોઇ પણ રાજા મદદે આવ્યા નહિ અને વિજયસિંહના વૈભવની ઇર્ષ્યા કરતા તમાશો જોવા લાગ્યા.

વિજયસિંહે એ સઘળું જાણ્યું. અંતે તેણે શત્રુઓના સૈન્ય વચ્ચે થઈને બીજા રાજાઓને મદદે બોલાવવા જવાનો નિશ્ચય કર્યો. કેમકે તેને લાગતું હતું કે તે રાજાઓને હું જાતે તેડવા જઇશ, તો મદદ કરવા આવશે. આથી વિજયસિંહે એક હજાર સાંઢણી-ઓ તૈયાર કરી. તે ઉપર સ્વારો બેસાડ્યા અને મધ્યરાત્રિના સમયે મરાઠાના લશ્કર વચ્ચે થઈ બિકાનેર ગયો. ત્યાંનો રાજા તેને મદદ કરવાને તૈયાર નહોતો; તેથી તેને દિલગીર થઈ પાછું જવું પડયું. ત્યાંથી તે જયપુર ગયો. ત્યાં ઇશ્વરસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેણે તેને સ્પષ્ટ રીતે ના કહી નહિ. કારણ કે તે તેનો ગુપ્ત શત્રુ હતો. ઇશ્વરસિંહ પણ વિજયસિંહનો વૈભવ, રાજ્યવિસ્તાર આદિ જોઇને તેની ઈર્ષ્યા કરતો હતો અને તેનાથી ડરતો પણ હતો. આથી તે મનમાં એમ વિચારતો હતો કે, સુદૈવયોગે અત્યારે વિજયસિંહ આપણા હાથમાં આવ્યો છે તો તેને પકડી મરાઠા-ઓને સોંપી દઇ આપણું કામ કાઢી લીધું હોય તો ઠીક. આથી બહારથી મિત્રનો ડોળ કરીને તેણે વિજયસિંહના આવ્યા પછી

તરતજ તેની મુલાકાત કરી અને સત્કાર કરવા લાગ્યો.

વિજયસિંહના અનુયાયીઓમાં જવાનસિંગ નામનો એક રાજપૂત મુખ્ય સરદાર હતો. તેનાં લગ્ન જયપુરના એક સરદારની પુત્રી સાથે થયાં હતાં. તે જયપુરના સરદારને અને ઈશ્વરસિંહને ઓળખાણ હતી. ઈશ્વરસિંહ વિજયસિંહને પકડવા ધારે છે, તેથી બંને બાજુના અનેક વીરો માર્યા જશે; તેના ભેગો પોતાનો જમાઈ પણ માર્યો જશે; એવી બીકે તે સરદાર પોતાના જમાઇ પાસે આવીને કહેવા લાગ્યો કે, કોઇ પણ બહાને તમારે આ પ્રાણઘાતક સમયે ગેરહાજર રહેવું. તેના મનમાં એવું હતું કે, રાજાનું ગમે તેમ થાય, પણ પોતાનો જમાઈ બચી જાય, તો ઠીક.

જવાનસિંગને આ બાબતની ખબર પડતાંજ તેણે વિજયસિંહ અને ઇશ્વરસિંહની મુલાકાત સમયે હાજર રહેવાનો નિશ્ચય કર્યો અને સસરાના કહેવાથી તેના એ નિશ્ચયમાં કાંઇ પણ ફેરફાર થયો નહિ. આથી વધુ નહિ બોલતાં તે પોતાના સ્વામીને કોઇ પણ પ્રકારે બચાવવા માટે તેજ વખતે ઈશ્વરસિંહ પાસે જવા નીકળ્યો.

જે મકાનમાં વિજયસિંહ ઉતર્યો હતો, તેજ મકાન તરફ ઇશ્વરસિંહ આવ્યો અને બંનેની દૃષ્ટિ એક થઇ. પરસ્પર આલિંગન દીધું અને બંને એકબીજાને "ભાઇ" કહીને એકજ ગાદી ઉપર બેઠા. તે સમયે વિશ્વાસુ જવાનસિંગ પણ ત્યાં હાજર હતો. બન્ને રાજાઓ બેઠા પછી તે જયપુરના રાજાની પાછળ ગયો અને એકાએક તે રાજાના અંગરખાના એક છેડા ઉપર બેઠો.

રાજા ઇશ્વરસિંહે પાછળ ફરી જોયું અને પોતાના અંગરખા ઉપર કોણ બેઠું છે તે જોઇ કહ્યું કે, કેમ જવાનસિંગ! આજે પાછળ કેમ બેઠા? તમારી જગ્યા તો તમારા રાજાના જમણા હાથ તરફ છે.

જવાનસિંગે કહ્યું કે, મહારાજ! આજના પ્રસંગને માટે એમજ કરવાની જરૂર છે. પછી તેણે પોતાના રાજા તરફ ફરીને કહ્યું કે, મહારાજ! સ્વામી! આપ અહીંથી ઉઠીને ચાલતા થાઓ, નહિ તો નાહક આપના પ્રાણ જશે.

જવાનસિંગને આજે કાંઇક અગત્યના સમાચાર મળ્યા છે, એમ સમજી વિજયસિંહ તરતજ ઉઠયો. એટલે ઇશ્વરસિંહે પણ ઉઠવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેનાથી ઉઠાયું નહિ. તરતજ તેણે વિજયસિંહને પકડવાની આજ્ઞા પોતાના સિપાઇઓને અને સરદારો-

ને આપી. પરંતુ જવાનસિંગે અંગરખામાંથી છુપાવેલું ખંજર બહાર કાઢીને જયપુરના રાજાની છાતી સામું ઉગામ્યું અને બોલ્યો કે, મ્હારા સ્વામીને કંઇ પણ નુકસાન થયા વગર જવા દો, નહિ તો આ ખંજર તમારી છાતીમાં ભોંકી દઇશ.

એટલું કહીને તે પોતાના અનુયાયીઓ તથા વિજયસિંહ તરફ ફરીને બોલ્યો કે, તમે ઘોડા ઉપર સ્વાર થયાની ખબર મને આપો; એટલે હું પણ તરત તમારી પાછળ આવ્યો સમજજો. વિજયસિંહ ઘોડા ઉપર તો બેઠો; પણ નાસી ગયો નહિ. જવાનસિંગને ખબર આપી અને ઉઘાડી તલવારે જવાનસિંગના આવવાની વાટ જોતો ઉભો.

આ ખબર મળતાંજ જવાનસિંગે પોતાનું ખંજર મ્યાનમાં ઘાલી દીધું અને જયપુરના મહારાજાને નમીને પ્રણામ કર્યા.

જવાનસિંગની આવી સ્વામીભક્તિ જોઇ જયપુરના મહારાજાએ પણ ખુશી થઇ જઇને સામા નમીને સલામ ઝીલી અને કાંઈ પણ હરકત ન થાય તેમ તેને જવા દીધો. મહારાજાએ પોતાના સરદારો તરફ જોઇને કહ્યું કે, સરદારો ! સ્વામીભક્તિનું આ કેવું ઉદાહરણ છે ? જુઓ, એમના ઉપર શસ્ત્ર ઉગામવાને કોની હિંમત ચાલશે વારૂ ? જગતમાં સ્વામીભક્તિ પણ એક મોટો સદ્‌ગુણ છે અને દેવતાઓ પણ તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરે છે. જેણે જેનું લૂણ ખાધું છે, તે તેણે હલાલ કરવું જોઇએ. ક્ષુદ્ર પશુ-પક્ષીઓ પણ સ્વામીભક્તિ ચૂકતાં નથી; તો પછી મનુષ્યે જેનું અન્ન ખાધું છે, તેની ભકિત કરવાને શામાટે પછાત પડવું જોઈએ ?





# ૨૬–રાજભકત–સરદાર ગુલાબસિંહ

આપણા દેશની, આપણી જાતિની અને આપણા કુળની અપકીર્તિ કરાવવી કિંવા કલંક લગાડવું એના કરતાં મૃત્યુ હજાર દરજ્જે સારૂં છે; એવો મનમાં નિશ્ચય કરવો, એ કાંઇ સાધારણ વાત નથી. સાધારણ મનુષ્યો જીવના જેટલી કોઇ પણ વસ્તુને વહાલી ગણતા નથી. અને જીવ બચાવવા માટે ગમે તેટલું દુઃખ અને અપમાન વહોરી લેવા તૈયાર રહે છે; પરંતુ અસાધારણ પુરુષો જેઓ વીર માતા–પિતાનાં સંતાનો હોય છે; જેઓને દેશનું, જાતિનું અને કુળનું અભિમાન હોય છે; તેઓ તો અપકીર્તિ કરતાં મૃત્યુનેજ પસંદ કરે છે. કેમકે અપકીર્તિ કરતાં જીવનને તેઓ તુચ્છ સમજે છે. જગતના ઇતિહાસમાં એક આપણો હિંદુસ્તાનજ દેશ એવો છે કે જ્યાં સત્ય, દયા, કીર્તિ, વીરતા, પરોપકાર અને સહિષ્ણુતા જેવી અમૂલ્ય વસ્તુઓ ડગલે ડગલે મળી આવે છે. આજે અમારા દેશના એક એવા પુરુષનું ચરિત્ર અર્પણ કરીએ છીએ.

ઉદેપુરનો મહારાણો પ્રતાપસિંહ એ અકબરનો મોટો શત્રુ હતો. એ સમયે રાણા પ્રતાપસિંહે પ્રસિદ્ધ રીતે બાદશાહ સાથે દુશ્મનાઈ કરી અને પોતાનું રાજ્ય છોડીને અરણ્યવાસ પસંદ કર્યો હતો. જેટલા દિવસ રાજ્યનું રક્ષણ કરવાનું બની શક્યું, તેટલા દિવસ કર્યું; પરંતુ જ્યારે રાણાએ જોયું કે, હવે બાદશાહને શરણે ગયાવિના રાજ્ય રહેશે નહિ, ત્યારે રાજવૈભવને લાત મારી તે અરણ્યવાસી થયો ! આ રાણાનાજ જેવા વિચારો ધરાવનાર બીજા હજાર–પાંચસો રાજપૂત વીરો હતા. તેમણે પણ મહારાણા પ્રતાપસિંહના જેવોજ ટેક રાખી તેમની પેઠે દુઃખ વેઠવાનું કબૂલ કર્યું, પણ સ્વતંત્રતા વેચી નહિ. રાજનિષ્ઠ સેવકોએ પણ અરણ્યમાં રાણાની સાથે રહી દુઃખ વેઠવા માંડ્યું. આ શૂરવીરોમાં ગુલાબસિંહ નામનો એક શૂરવીર સરદાર હતો. આ ગુલાબસિંહની અચલ રાજભક્તિ વિશેષ જાણવા જેવી છે.

રાણા પ્રતાપ પોતાના દુઃખને નહિ ગણતાં પોતાની સાથે રહેલા રાજપૂતોનું ક્ષેમકુશળ તપાસતો હતો. "તમારી સ્થિતિ તેજ અમારી" એમ સમજી રાણાની સાથે રહેનારા વીરપુરુષોની માત્ર કાળજી રાખવાસિવાય રાણાના હાથમાં બીજું કાંઇ નહોતું, તેથી રાણાને દુઃખ થતું હતું. સાથે આવેલા મનુષ્યો પોતેજ પોતાનો ઉદરનિર્વાહ ચલાવતા અને રાણાજીને પોતાની ચિંતા ન રાખવી પડે તેજ પ્રમાણે વર્તતા હતા. સ્વામીભક્ત ગુલાબસિંહ પણ રાણાને કષ્ટ ન પહોંચે તેવી રીતે ઘણીજ સાવધાનીથી રાણાની સેવા-ચાકરી કરતો હતો. કંદ-મૂળ-ફળ વગેરે મેળવીને પોતાનો ઉદર-નિર્વાહ કરવો; શત્રુનાં માણસો મળી આવે તેમને લૂંટી લેવાં અને કોઈ હલ્લો કરે તો તેને રસ્તામાંથીજ હરાવી પાછો વાળવો, એ રાણા સાથેના પ્રત્યેક રાજપૂતનું કર્તવ્ય હતું. ગુલાબસિંહ એ સર્વ સૈનિકોનો ઉપરિ હતો. તેના અનેક સદ્‌ગુણોને લીધે તે સર્વ સૈનિકોમાં પ્રિય થઇ પડયો હતો અને પ્રતાપસિંહનો તો તે જમણો હાથજ હતો. રાણાની સઘળી હિંમત તેના ઉપરજ હતી.

અકબર બાદશાહને ચિંતા થઈ કે રાણા પ્રતાપ જેવા વીર પુરુષને કાં તો તાબે કરવો જોઇએ અને નહિ તો છેવટે તેની મૈત્રી પણ કરવી જોઇએ. બાદશાહ તરફથી વારંવાર પોતાના સલાહ-કારોની આ બાબત વિષે સલાહ લેવામાં આવતી હતી. સલાહ-કારો કહેતા કે "પ્રતાપસિંહનો જમણો હાથ ગુલાબસિંહ વશ થાય તો બસ છે; પણ પ્રતાપસિંહ કદાચ વશ થાય, પણ ગુલાબ-સિંહના મનને વશ કરવું અશક્ય છે." એટલું છતાં અકબર બાદશાહે પાંચસો પાંચસો સૈનિકોની બે-ત્રણ ટુકડીઓ જંગલમાં તપાસ કરવા રાખી હતી. એ ટુકડીઓને સૂચના આપી હતી કે, જંગલમાં ગમે તેમ ભટકવું અને વખત આવતાં પ્રતાપસિંહને તથા ગુલાબસિંહને પકડી લાવવા.

એક દિવસ અકબરશાહની એક ટુકડી અને ગુલાબસિંહના કેટલાક સિપાઇઓ એક ખીણ આગળ સામસામા થઇ ગયા. અકબરનું સૈન્ય ખજાનો લઇ જાય છે એવી શંકાથી ગુલાબસિંહના સિપાઇઓએ ખીણમાંથી બહાર નીકળી તેના ઉપર હલ્લો કર્યો. અહીં અકબર બાદશાહે પણ આજેજ હુકમ લખી મોકલ્યો હતો કે "ઘણા દિવસ થયા તમોને જંગલમાં મોકલ્યા છે, પરંતુ તમારાથી કાંઇ વળ્યું નહિ! પંદર દિવસમાં ધારેલું કામ થશે

નહિ તો તમને બધાને પાછા બોલાવી યોગ્ય શિક્ષા કરવામાં આવશે. તમારા અત્યારસુધીના કામથી બાદશાહ ઘણા નારાજ થયા છે.” બાદશાહનો આ હુકમ ત્રણે ટુકડીવાળાઓએ પોતાના સિપાઈઓને વાંચી સંભળાવ્યો હતો. તેમ થવાથી સઘળાઓને ઘણો ગુસ્સો ચઢ્યો હતો. સઘળાએ નિશ્ચય કર્યો હતો કે, ગમે તેમ થાય પણ પંદર દિવસમાં પ્રતાપસિંહને જીવતો અથવા મરણ પામેલો બાદશાહની હજુરમાં લઇ જવો. ત્રણ ટુકડીના સિપાઈઓ ત્રણે દિશામાં તપાસ કરવા લાગ્યા. પ્રતાપસિંહ જે ખીણમાં રહેતો હતો તે ખીણમાં જવાનો માત્ર એકજ માર્ગ હતો. તે ખીણની ત્રણે બાજુએ ઉંચા ઉંચા ડુંગરો હતા. તેથી એ સિવાય બીજા માર્ગેથી શત્રુઓ હુમલો કરી શકે તેમ નહોતું. પ્રતાપસિંહના સિપાઈઓ તે એકજ માર્ગે જતા–આવતા હતા અને સઘળું બળ ત્યાંજ ભેગું કર્યું હતું. કોઈક માણસો અનાજ વગેરે લેવા જતા ત્યારે પણ એ પ્રવેશ કરવા માર્ગની રક્ષા માટે ઘણોજ બંદોબસ્ત કરી-નેજતા હતા. આજે પણ ગુલાબસિંહ કેટલાંક માણસો સાથે બહાર નીકળ્યો હતો. બહાર નીકળ્યા પછી ઉપર કહેવા પ્રમાણે થોડા વખતમાંજ અકબરની ત્રણમાંની એક ટુકડી સાથે મેળાપ થયો. પ્રતાપસિંહનાં માણસો કયે રસ્તે ક્યાં જાય છે અને ક્યાં આવે છે, તેની માહિતી અકબરના સિપાઇઓને આજસુધી મળી નહોતી તે આજે તેઓ જાણી ગયા. અકબરનાં માણસોને જોતાંજ ગુલાબ-સિંહને એમ લાગ્યું કે “આજે આપણું સર્વ નાશ થયું! જો અત્યારેજ આ માણસોને મારી નાખવામાં આવશે નહિ, તો તેઓ રાણાશ્રીને પકડી જવામાં વિલંબ થશે નહિ. માટે સ્વામીભક્તિ બતાવી આપવાનો આજ સમય છે. આજનો પ્રસંગ ગુમાવવો એ તો રાણા પ્રતાપસિંહને શત્રુના હાથમાં આપવા બરોબર થશે.”આથી ગુલાબસિંહે અને તેમના સૈનિકોએ ખીણના મુખસુધી શત્રુઓ આવે તે પહેલાં તેમને કોઇ પણ ભોગે રામશરણ કરવા, એવો દૃઢ નિશ્ચય કર્યો. સઘળા રાજપૂત વીરો ઉત્સાહપૂર્વક લડવા માંડયા. તેમના હ્રુદયમાં રાજભક્તિનું ક્ષાત્ર લોહી ઉછળવા લાગ્યું. રાજપૂત સિપાઇ-ઓનું વીરત્વ જોઇ અનેક મુસલમાન સિપાઇઓ ચકિત થયા. તે ટોળીના સરદારે નિશ્ચય કર્યો કે, આ મહાબળવાન રાજપૂત શત્રુઓ ગમે તેટલા થોડા છે, તોપણ તેમની આગળ આપણું કંઇ ચાલવાનું નથી. તેણે બીજી બે ટુકડીઓને કહાવી મોકલ્યું કે,

અમે શત્રુઓને ઘેર્યા છે, પણ તમારી મદદ નહિ મળે તો અમારી કતલ થઇ જશે અને પછી પ્રતાપસિંહનો પત્તો સ્વપ્નામાં પણ લાગશે નહિ.

આવો સંદેશો કહાવવા છતાં પણ મદદ મળી નહિ. એ જોઇ સિપાઇઓ ગભરાવા લાગ્યા. રાજપૂતો શૌર્યપૂર્વક લડે છે, ગુલાબસિંહ પણ માણસોને ઉત્સાહપૂર્વક ઉશ્કેરે છે. હવે થોડી વારમાંજ જય-પરાજયનો નિકાલ થઇ જવાનો છે, અકબરનાં માણસો એક એક ડગલું પાછા હઠતા જાય છે, ગુલાબસિંહનાં માણસો પણ તેની પાછળ પાછળ જાય છે; પરંતુ ઇશ્વરના મનમાં તેમ નહોતું! છેલ્લી ઘડીએ અકબરનાં માણસો નાસવાની તૈયારીમાં હતાં, તેજ ક્ષણે બીજી બે ટુકડીઓની મદદ પવનવેગે આવી પહોંચી. જેમ જળવગર તરફડતા માણસને ઠંડા જળનું પાત્ર મળી જાય, તેમ અકબરનાં માણસોને મદદ મળવાથી થયું! મુખ્ય અમલદારે પાછું ફરી લડવાનું શરૂ કર્યું, પ્રતાપનાં માણસો પણ બમણા ઉત્સાહથી લડવા લાગ્યાં. એટલામાં બે ટુકડીઓ પાસે આવી પહોંચી અને લડાઇનો રંગ ફરી ગયો! અકબરનાં માણસો પુષ્કળ થઇ ગયાં અને શૌર્યપૂર્વક લડવા લાગ્યાં. પ્રતાપસિંહનાં થોડાં માણસો હતાં, થાકેલાં હતાં અને વળી પોતાના સામાં ત્રણગણાં માણસો થઇ ગયાં! હવે એટલું બળ ક્યાંથી લાવવું? થાકેલા રાજપૂતોની ધીરજ ખૂટી ગઇ. આ રંગ જોતાંજ ગુલાબસિંહનું હૃદય કંપવા લાગ્યું. જો તે પોતાના માણસોને લઇ ખીણમાં જાય તોપણ શત્રુઓ પાછળ આવે અને પ્રતાપસિંહને પકડી લઇ જાય! ગુલાબસિંહે નિશ્ચય કર્યો કે "ગમે તેમ થાય તોપણ આ વખતે રાજભકિત બતાવવીજ જોઇએ. પ્રાણ જતાંસુધી શત્રુઓના હુમલાથી મહારાણાને સહીસલામત રાખવા." ગુલાબસિંહે રાજપૂત સિપાઇઓને ફરી ઉત્સાહ આપ્યો, રાજનિષ્ઠાનું વર્ણન કર્યું, સ્વામીભક્તિનાં ગીત ગવાયાં, સ્વદેશપ્રેમનો મહિમા કહેવાયો. રણક્ષેત્રમાં મરવાનું પુણ્ય કહી સંભળાવ્યું, રાજપૂતોનો ધર્મ યાદ દેવડાવ્યો, પ્રતાપસિંહ મહારાણાએ આજ-પર્યંત કેટલું દુઃખ વેઠીને રાજપૂતોનું નામ રાખ્યું છે તેનું હૃદયભેદક વર્ણન કર્યું અને "પ્રતાપસિંહે કોઇને બોલાવ્યા નથી, પણ તમે તમારી મેળેજ તેની પાસે આવ્યા છો, તમારા આવવાથીજ તેમને કદાચ પકડાવું પડશે, નહિ તો તે એકલા ગમે ત્યાં સંતાઇ રહેત. માટે હવે તમારે તેમનું સંરક્ષણ કરવુંજ જોઇએ" વગેરે અનેક શબ્દો

કહી સંભળાવ્યા. વિનતિ, ઉપદેશ, સ્તુતિ, બીક અને ઉત્તેજક ભાષણોદ્વારા યત્ન કર્યો; પરંતુ સઘળું નિષ્ફળ! થોડો વખત શૂર ચઢતું, રાજપૂતો લડતા અને વળી પાછા ઉત્સાહભંગ થઇ પાછાં પગલાં ભરતા! આ સ્થિતિ જોઇ ગુલાબસિંહને ઘણોજ આઘાત થયો, રાજપૂતો પાછા ખસતા ખસતા ખીણના દ્વાર આગળ આવી પહોંચ્યા અને હવે ખીણમાં પેસી જઇ શત્રુઓને પણ ખીણમાં લઇ જશે, એમ જણાયું. ગુલાબસિંહ ખરેખરો દેશભક્ત અને સ્વામીભક્ત વીર પુરુષ હતો. તેને એક રામબાણ ઉપાય મળી આવ્યો. રાજપૂત સિપાઇઓ ખીણના દ્વાર આગળ આવી પહોંચતાંજ ગુલાબસિંહ પોતાનો ઘોડો આગળ લઇ ઘોડા ઉપરથી ઉતરી પડ્યો, અને ખીણના બારણા આગળજ જમીન ઉપર આડો પડ્યો. તે મોટેથી બોલ્યો કે "ભાઇઓ! તમે ખરા રાજપૂત બચ્ચા હો તો પાછાં પગલાં કદી પણ ભરશો નહિ. હમણાં તમે જે કામ કરો છો તે રાજપૂતના નામને કલંક લગાડે તેવું છે. ભલે તમારે રાજપૂતોના નામને કલંક લગાડવું હોય તો તમારા ઘોડાના પગ મ્હારી છાતી ઉપર મૂકો અને મને મારી નાખો ત્યારપછી તમે ખીણમાં નાસી જાઓ. બસ, હું અહીંજ મરણ પામીશ. નામર્દ રાજપૂતોને લીધે મારે મરવું પડશે તો ફીકર નહિ. તમે બધા બાયલા, બીકણ અને રાજપૂતોના નામને કાળો ડાઘ બેસાડો છો." આ શબ્દો રામબાણ ઉપાય જેવા થઇ પડયા. એ શબ્દો સાંભળતાંજ રાજપૂતોના શરીરમાં દશ દશ યોદ્ધાઓનું બળ આવ્યું અને તેઓ શત્રુઓની સામે લડવા લાગ્યા. વિનતિ અને સ્તુતિવડે જે કામ થયું નહિ તે કામ સહજ વાતમાં થઇ ગયું! સમયોચિત શબ્દોવડે રાજપૂત સિપાઇઓને શૂર ચઢયું અને સ્વામીભક્ત તથા દેશભક્ત ગુલાબસિંહની છાતી ઉપર પગ મૂકીને ખીણમાં જવાનું કોઇને ગમ્યુંજ નહિ. દરેકે મરણપર્યંત લડવાનો નિશ્ચય કર્યો. એક એક રાજપૂત હવે દશ દશ માણસનું બળ દાખવી લડવા લાગ્યો અને તેમાં તેમને જય મળ્યો. જો કે ઘણા રાજપૂત મરણ પામ્યા, પરંતુ ત્રણગણી શત્રુસેના હોવા છતાં રાજપૂતોનો પરાજય નહિ થતાં જયજ થયો. ઘણા મુસલમાન સિપાઇઓ ત્રાહ્ય ત્રાહ્ય કરી પાછા ગયા. રાજપૂતોની વીરતા અને ગુલાબસિંહ જેવા ચતુર રાજપૂતની યુક્તિથી પ્રતાપરાણાનો ટેક કાયમ રહ્યો. ધન્ય છે સ્વામીભક્ત ગુલાબસિંહને અને ધન્ય છે દેશભક્ત રાજપૂત વીરોને!

---



# ૨૭—ધર્મવીર હકીકતરાયજી

પંજાબ અને મધ્ય હિંદુસ્તાનમાં ધર્મમાટે પોતાના પ્રાણનું બલિદાન આપનારા જે અનેક ધર્મવીર થઇ ગયા છે, તેમાં હકીકતરાય પણ એક બાળક છતાં મહાન ધર્મવીર હતો. તેનો જન્મ વિક્રમ સંવત ૧૮૦૨ માં પંજાબ દેશના પ્રસિદ્ધ નગર સિયાલકોટમાં થયો હતો. એના પિતાનું નામ વાઘમલ અને માતાનું નામ ગૌરાં હતું. વાઘમલજી સિયાલકોટના હાકેમના દરબારમાં એક ઉંચા હોદ્દા ઉપર હતા. એમના કુલદીપક પુત્ર હકીકતરાયજીનો વિવાહ પણ એક ઉચ્ચ ક્ષત્રિયવંશની કન્યા સાથે થયો હતો. હકીકતરાયની મોહક મૂર્તિ જોઇને તેમનો સસરો મોહિત થઇ ગયો હતો; તેથી કેટલાક દિવસ સુધી તેણે પોતાના જમાઇને પોતાને ઘેરજ રાખ્યો અને તેને પોતાના ધર્મની ખુબીઓનું જ્ઞાન આપતો રહ્યો. હકીકતરાયજીના નિર્મળ અંતઃકરણમાં શ્વસુરના એ ઉપદેશનું ઘણુંજ ઉચ્ચ પ્રતિબિંબ પડ્યું; અને તે ધર્મનો પ્રેમી બની ગયો. ત્યાંથી હકીકતરાય જ્યારે પાછો પોતાના પિતાને ત્યાં આવ્યો, ત્યારે તેને ઉર્દુ ભાષા શીખવા માટે મોકલવામાં આવ્યો. હકીકતરાય ત્યાં નિયમપૂર્વક જતો અને વિદ્યાભ્યાસ કરતો હતો. એક દિવસ શાળાનો શિક્ષક (મોલવી) બાળકોને એકલાં મૂકીને બહાર ગયો હતો. ત્યારે કેટલાક મુસલમાન બાળકોએ વિનાકારણ હકીકતરાયને છેડવા માંડ્યો. ઘણીક વાર સુધી હકીકતરાય ચૂપચાપ બેસી રહ્યો. પણ મુસલમાન બાળકો તો એવું જોઇને વળી વધારે બહેક્યા અને તેને “કાફિર, બેઇમાન, બુતપરસ્ત (મૂર્તિપૂજક)” ઇત્યાદિ શબ્દો કહીને દેવી–દેવતાઓને પણ ગાળો દેવા લાગ્યા. આથી હકીકતરાયે પણ તેવુંજ કેટલુંક કહ્યું. આથી મુસલમાન બાળકો ચીડાઇ ગયાં. અને હકીકતરાયને માર–પીટ કરવા લાગ્યાં. હકીકતરાય પણ તેમની સામો થઈ ગયો અને જે તેની સામું આવ્યું તેની તેણે સારી પેઠે પૂજા કરી. મોલવી સાહેબ

જ્યારે બહારથી આવ્યા, ત્યારે મુસલમાન બાળકોએ તેની પાસે ફરિયાદ કરી અને મોલવીએ હકીકતરાયને પૂછતાં તેણે જણાવ્યું કે "પહેલાં એમનેજ પૂછો કે, પ્રથમ છેડ કોણે કરી હતી ?" એના સમાધાનમાં મોલવીએ કહ્યું કે "ભલે, એમણે તારી છેડ કરી હોય પણ તે ઉપરથી શું તમે કાફિર છતાં પણ ઇસ્લામીઓની વિરૂદ્ધ બોલવાની હિંમત કરી શકો છો ?" એટલું કહીને મોલવી કાજી-સાહેબ પાસે ગયો અને શાળામાં બનેલો સઘળો બનાવ કહી સંભળાવ્યો. એ વૃત્તાંત સાંભળતાંજ કાજી લાલ–પીળો થઇ ગયો અને હકીકતરાયને બંદીખાનામાં મોકલી મોલવીને સાથે લઇને તે શહેરના હાકેમ પાસે ગયો.

તે વખતમાં સિયાલકોટમાં અમીરબેગ નામનો એક ન્યાયશીલ મુસલમાન હાકેમ હતો. તેણે કાજી અને મોલવીના મુખથી સર્વ વૃત્તાન્ત સાંભળીને તેમને ઉત્તર આપ્યો કે "બાળકોમાં તો ઝગડા હમેશ થયાજ કરે છે; માટે એવી બાબતોમાં વિચારશીલ માણસો-એ ધ્યાન આપવું ઉચિત નથી. આપ એ ઝગડાને વધારે ન જગાડતાં બંને પક્ષના છોકરાઓને ધમકાવીને જવા દો."

હાકેમની વાત સાંભળીને કાજીએ કહ્યું કે "ધર્મની આજ્ઞા-માં બુદ્ધિ અને ન્યાયનો અવરોધ આવી નથી શકતો. એ મારા પોતાના લાભનો તો વિષય નથી ને ? નગરના બીજા પણ કાજીઓ-ને આપ પૂછી જુઓ કે 'એણે કુરાન યા તો તલવારને સ્વાધીન થવું' એવો મેં જે ફેંસલો કરેલો છે, તે બરાબર છે કે નહિ ?"

અમીરબેગ થોડી વાર ગંભીર વિચારમાં પડી ગયો અને પછી કહેવા લાગ્યો કે "ખયર, હવે એ મુકર્દમો નગરના વિદ્વાનો-ને સોંપવામાં આવે છે.' આપ કાલે દરબારમાં પધારજો."

પછી કાજી નગરમાં મુસલમાનોને ધર્મનું ઝનુન ચઢાવવા લાગ્યો.

હકીકતરાયનાં માતાપિતાને એ સમાચાર મળતાંજ તેઓ કાજી પાસે આવી પહોંચ્યાં અને કહેવા લાગ્યાં કે "અમારા એકના એક પુત્રને જીવથી ન મારો ! તે બાળક હોવાથી તેનો અપરાધ માફ કરો !" પરંતુ કાજીનું હૃદય જરા પણ પીગળ્યું નહિ. વાઘ-મલ અને ગૌરાંના શોકનો પાર નહોતો.

બીજે દિવસે સર્વસાધારણ સભા (આમ દરબાર) ભરવામાં આવી અને ત્યાં નગરના મુખ્ય મુખ્ય હિંદુ–મુસલમાન મહાશયો એકઠા થયા. હાકેમે હકીકતરાયના ન્યાયનો ભાર વિદ્વાનો ઉપર

નાખી દીધો. એ સર્વ વિદ્વાનો મુસલમાનોજ હતા અને વિશેષમાં કાજીએ તેમને પાઠ ભણાવી રાખ્યો હતો; એટલે તેમણે કાજીનાજ ચુકાદાને યોગ્ય ગણ્યો કે "હકીકતરાય કાં તો મુસલમાન થાય કે કાં તો તેનો વધ કરવામાં આવે. ત્રીજો કોઇ માર્ગ નથી."

એ વચનો સાંભળતાંજ હકીકતરાયનાં માતાપિતા ધરણીપર ઢળી પડયાં! તેમને ભાન આવતાં તેઓ કાજીના ચરણમાં માથું મૂકીને વિનતિ કરવા લાગ્યાં કે "આ અપરાધના દંડતરીકે આપ અમારૂં ઘરબાર, ધનદૌલત જે કાંઇ છે તે લઈ લ્યો; પરંતુ અમારા પુત્રપર દયા કરીને તેના પ્રાણુ ન લ્યો, જીવનદાન દો."

કાજીએ કહ્યું કે "શું તમે મને ધનનો લોભ બતાવી ધર્મથી ચળાવવા માગો છો? એ કામ મારાથી બનશે નહિ."

એક તરફ ન્યાયપરાયણુ અમીરબેગ હાકેમના મનમાં એક તુચ્છ અપરાધમાટે આવો કઠોર દંડ વજ્રસમાન વેદના ઉપજાવતો હતો અને બીજી તરફ કાજી અને મૌલવીના ભમાવેલા મુસલમાન વિદ્વાનો મિજાજથી જોઇ રહ્યા હતા કે "અમીરબેગ હિંદુઓનો પક્ષ કરે, તો એને પણ કાફિર ઠરાવી, પદભ્રષ્ટ કરી નાખવો." એથી અમીરબેગ પણ ભયભીત હતો; પરંતુ એક ન્યાયપરાયણુ નર ગમે તેટલો દબાણુમાં આવે, તોપણુ તેનાથી અન્યાયમાં સંમતિ નજ આપી શકાય. એટલે તેણે તો નિર્ભયતાથી કહ્યું કે "ભાઈઓ! જેને તમે આવો પ્રચંડ દંડ આપ્યો છે, તે એક નાદાન બાળક છે. તેને હિંદુધર્મનું પણ જ્ઞાન નથી, તેમજ મુસલમાન ધર્મથી પણ તે અજ્ઞાન છે. વળી છોકરાં એકબીજાનાં માબાપને પણ ગાળો આપે છે; પરંતુ તે ગાળોનો ભાવાર્થ તેઓ સમજતાં નથી. માત્ર તેઓ એકબીજાનું જેવું સાંભળે તેવુંજ બકયા કરે છે. હકીકતરાય પણ બાળકબુદ્ધિથી અને બીજાનું સાંભળીને બોલ્યો છે."

પરંતુ કાજી, મૌલવી અને ન્યાય આપનારા બીજા ગૃહસ્થોને એ વિચારો માફક ન આવ્યા. તેથી કાજીએ ક્રોધપૂર્વક કહ્યું કે "જો આને યથાર્થ દંડ નહિ આપવામાં આવે, તો આખા દેશમાં હોહા થઈ બળવો જાગશે. હિંદુઓ અભિમાની તો છેજ અને જો આ જીવતો બચશે તો તેમના અભિમાનમાં વધારોજ થશે; અને તેઓ મુસલમાનોનાં ઘરબાર લૂંટવા તૈયાર થશે. શું એક મુસલમાન એક કાફિરના મુખનાં દુર્વચનો મૂંગે મોઢે સહન કરી જાય? એમ થશે, તો પછી મુસલમાનોને ઉભા રહેવાની હિંદુસ્તાનમાં

જગ્યા પણ રહેશે નહિ !"

અમીરબેગે કાજી, મૌલવી અને બીજા મુસલમાનોની ખફ્ગી વહોરી લઇને કહ્યું કે "આપ જાણો છોજ કે, આ ગુન્હો એક નાદાન છોકરાને હાથે થયેલો છે, કોઇ સમજદાર હિંદુથી નથી થયો; માટે મારૂં કહેવું એમ છે કે, એને સાધારણ દંડ આપીને છોડી દેવામાં આવે તો કાંઇ ચિંતા જેવું નથી. એને કઠિન શિક્ષા કરવાથી હિંદુ પ્રજાના મન ઉપર બહુજ ખરાબ અસર થશે અને તેથી તેઓ બીજું નહિ તો આપણા નગરને તો અવશ્ય ત્યાગી જશે. એથી એક તો નગરની શોભા જતી રહેશે અને બીજું રાજ્યની આવક ઘટી જશે. ત્રીજું દેશમાં દંગો-ફીસાદ જાગશે અને ચોથું શીખ લોકો વધારે ત્રાસ વર્તાવશે અને રાજ્યને ઘણીજ હાનિ થશે."

કાજીએ કોપથી લાલચોળ થઇને કહ્યું કે "મારે ઘણાજ ખેદથી કહેવું પડે છે કે, સાંસારિક લાભ-હાનિનો વિચાર કરી, પરલોકના લાભ-હાનિને ધિક્કારી આવી રીતે કાફિરોનો પક્ષ ખેંચો છો; પણ આપની તાકાત નથી કે આપ પોતાની ઇચ્છાથી ધાર્મિક નિયમો-વિરુદ્ધ કાંઇ પણ કરી શકો ! જેની આગળ મોટા મોટા શહેનશાહોને પણ માથું નમાવવું પડે છે, ત્યાં તમે તે શી ગણત્રીમાં ?"

કાજીનાં એ વચનો સાંભળી મૌનપૂર્વક અમીરબેગ દરબારમાં આવી બેઠો. એની જમણી બાજુએ મોટા મોટા મુસલમાનો ધર્મશાસ્ત્રનાં પુસ્તકોને આગળ રાખી બેઠા હતા અને હજારો મુસલમાનો જોશમાં ને જોશમાં અહીં-તહીં ફેરા મારતા હતા તથા પરસ્પર ગુપ્ત વાર્તાલાપ કરતા સંભળાતા હતા અને ડાબી બાજુએ ગૌરાં અને વાઘમલ કેટલાક હિંદુઓ સાથે ઉભાં રહી વારંવાર જમીનને ચૂમી હાથ જોડીને વિનતિ કરતાં હતાં કે "મીર સાહેબ ! પરમેશ્વરે આપને પોતાની સૃષ્ટિના હાકેમ બનાવી આ ન્યાયાસનપર બેસાડ્યા છે, તો તેને કલંકિત કરશો નહિ ! પક્ષપાતને ત્યાગી ન્યાયના ભાગી થશો, તો પરમાત્મા આ લોકમાં અને પરલોકમાં તમારૂં ભલું કરશે !" જેને સંસારસંકટની કલ્પના પણ નહોતી એવો એક પંદર વર્ષની વયનો અને સ્વરૂપસુંદર તરુણ બાળક એ સમસ્ત ઘટનાને શાંતિથી અવલોકતો ઉભો હતો, એ કોણ વારૂ ? એજ આપણા પ્રસ્તુત વિષયનો નાયક હકીકતરાય હતો. અમીર બન્ને તરફથી ફસાયલો હતો; કારણ કે એક તરફ શરા (ધર્મવ્યવસ્થા) મુખ વિકાસીને ઉભી હતી અને બીજી તરફ અન્યાયી ન

થવાનો પોકાર થતો હતો. જો અમીરબેગ શરાનો અનાદર કરે, તો પોતેજ કાફિર ઠરીને માર્યો જાય; અને અન્યાયથી હકીકતરાયનો વધ કરે, તો ઈશ્વરના ન્યાયનો અનાદર કરી પાપી બને. હવે તે કરે શું? ગમે તે રીતે પોતાના શિરપરથી એ ભાર ટાળવાના હેતુથી તેણે એ મુકર્દમાને લાહોરના નાજિમની કચેરીમાં ફેરબદલી કર્યો અને પોતે જવાબદારીમાંથી છૂટો થયો.

ક્ષત્રિયકુલદીપક ધર્મવીર હકીકતરાય, જે ભૂમિમાં ઉત્પન્ન થયો, જ્યાં પોતાના બાળમિત્રો સાથે આનંદથી કાળ વીતાવ્યો, તે જન્મ-ભૂમિ સદાને માટે છોડવા તૈયાર થયો. તેના પગમાં લોઢાની સખ્ત બેડીઓ અને હાથોમાં હાથકડીઓ પહેરાવવામાં આવી હતી; તથા આસપાસ નાગી તલવારો લઇને પહેરેગીરો ચાલતા હતા. જ્યારે એને ચાલવાની આજ્ઞા થઇ, ત્યારે તેણે નમી નમીને સર્વને પ્રણામ કર્યા અને આનંદપૂર્વક ચાલવા લાગ્યો. એ સમયે જેનાં નેત્રોમાંથી શોકનાં બે–ચાર અશ્રુ નહિ ટપકયાં હોય, એવો પાષાણ-હૃદયી પુરુષ એ નગરમાં કોઇકજ હશે! હકીકતરાયની પાછળ પાછળ તેનાં માતા, પિતા, સસરો અને કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો આક્રંદ કરતા ચાલવા લાગ્યા.

લાહોર જતાં માર્ગમાં જે જે નગરો આવતાં હતાં, ત્યાંના લોકો હકીકતરાયના સમાચાર સાંભળતાંજ તેને જોવાને દોડી આવતા હતા; અને તેની ભોળી, નિર્દોષ અને મોહક મૂર્તિને નિહાળીને ચોધાર આંસુ વર્ષાવતા હતા. તે અંતે ત્રીજે દિવસે સાંજે હકીકતરાય પોતાના હિતૈષી અને શત્રુઓસહિત લાહોરમાં આવી પહોંચ્યો. તે સમયે એક મુસલમાન સરદાર નગરના કેટલાક પ્રતિ-ષ્ઠિત ગૃહસ્થોને લઇને કાજી પાસે ગયો અને ઘણી રીતે તેને સમ-જાવ્યો; પરંતુ હઠે ચઢેલા કાજીએ એક પણ વાત માની નહિ. તેણે ચોથે દિવસે સવારમાં હકીકતરાયને દરબારમાં નાજિમ સન્મુખ ઉભો કર્યો અને મુકર્દમો ચાલુ થયો.

જે સમયે હકીકતરાયજીને દરબારમાં ઉભો કરવામાં આવ્યો, તે સમયે ત્યાં એ દૃશ્ય જોવાને હાજર નહિ થયો હોય, એવો કોઈ પુરુષ નગરમાં ભાગ્યેજ હશે. નાજિમ એક ઉચ્ચ સિંહાસનપર વિરાજમાન થયેલો હતો. એ મહાન સભાને દેખી ક્ષણભર એવો ભાસ થતો હતો કે જાણે ન્યાય અને સત્ય બન્ને ત્યાં બે હાથ જોડીને ઉભાં છે! તેથી એવી પણ કલ્પના થતી હતી કે, હકીકતરાયને અવ-

શ્ય ન્યાય મળશે; પણ અફસોસ ! દુરાગ્રહે સત્યને નસાડી દીધું ! કાજીએ મુકર્દમાનો આરંભ કર્યો અને સિયાલકોટમાં થયેલી તપાસના કાગળ-પત્રો નાજિમના હાથમાં આપ્યા. નાજિમે કેટલીક વાર સુધી તેને જોઇ-ફેરવીને મુકર્દમાની નવેસરથી તપાસ ચલાવવાની શરૂઆત કરી અને પછી પોતાની સભાના વિદ્વાનોને એ મુકર્દમાનો સાર કહી સંભળાવ્યો તથા તેમના અભિપ્રાયની તેણે માગણી કરી.

મુખ્ય કાજીએ સમસ્ત વૃત્તાંત સાંભળીને ઉત્તર આપ્યો કે "સિયાલકોટના વિદ્વન્મંડળે જે વ્યવસ્થા કરી છે, તે મુસલમાની ધર્મને બરાબર અનુકૂળ છે અને તેથી એમાં કાંઇ પણ ફેરફાર કરવાની આવશ્યકતા જણાતી નથી."

જોકે નાજિમ પોતે ઘણોજ ક્રૂર મનુષ્ય હતો, છતાં પણ કોણ જાણે એ મુકર્દમાએ તેના મનમાં પણ કોઇક રીતે દયા ઉપજાવી! તેણે દુઃખી હૃદયે કહ્યું કે "ગુન્હેગાર એક નાદાન બચ્ચું છે. એને પ્રાણદંડની શિક્ષા આપવી મને યોગ્ય નથી લાગતું."

કાજીએ કહ્યું કે "હજુર! આપનું કહેવું બરાબર છે; પરંતુ ધર્મવ્યવસ્થામાં બુદ્ધિ અને ન્યાયની પ્રબળતા ચાલી શકતી નથી." નાજિમે ઘણીક રીતે કાજીને અને મૌલવીને પણ સમજાવ્યા; પરંતુ તેમણે પોતાની હઠ છોડી નહિ અને ઉલટા તેની સામા થઇ ગયા; તેથી લાચારીએ નાજિમને શરા આગળ શિર ઝુકાવવું પડયું. તેણે પોકાર કરીને કહ્યું કે "હકીકતરાયજી! શરાની આજ્ઞા સાંભળો, તે શું કહે છે? યા તો તમે મુસલમાની મજહબનો સ્વીકાર કરો યા તલવારની આગળ મસ્તક ઝુકાવો!" નાજિમનાં એ વચનો સાંભળીને હકીકતરાયે નિર્ભયતાથી ઉત્તર આપ્યો કે "મરણના ભયથી હું મારો ધર્મ ત્યાગીશ નહિ." નાજિમ અને હકીકતરાયનાં એ પરસ્પર વિરુદ્ધ વચનો સાંભળી માતા ગૌરાં કોઇ ગાંડા માણસ પ્રમાણે દોડીને હકીકતરાય પાસે ગઇ અને તેને હૃદય સરસો દબાવીને રોતી રોતી કહેવા લાગી કે "અરે પુત્ર! તેં એ તે શો જવાબ આપ્યો? એવો જવાબ ન આપ. બેટા! તું મુસલમાન થઇ જા-મુસલમાન થતાં પણ હું તને જીવતો તો જોઇ શકીશ! મારા લાલ! તારા વિના મારી કેવી દુર્દશા થઇ જશે!! પુત્ર! મારૂં વચન માની જા. જો, શ્રીરામચંદ્રજીએ ચૌદ વર્ષ વનવાસ ભોગવ્યો હતો; પરંતુ માતાપિતાની આજ્ઞાને ઉલ્લંઘી નહોતી.

માટે પુત્ર ! તું પણ અમ વૃદ્ધોપર દયા કર. અમ અંધોને માત્ર તું એકજ નેત્ર છે, માટે અમારી આજ્ઞા માનીને તું મુસલમાન થઈ જા અને અમારી રક્ષા કર ! ”

હકીકતરાયજી માતાની ગોદમાંથી ઉઠીને જમીનપર ઉભો થઈ રહ્યો અને હાથ જોડીને શૌર્યપૂર્વક કહેવા લાગ્યો કે “ માતા ! તમારૂં કહેવું યથાર્થ છે. પુત્ર તેજ કહેવાય કે જે માતાપિતાની આજ્ઞા માને; પરંતુ વિદ્વાનોના મુખથી મેં એમ પણ સાંભળેલું છે કે, જો માતાપિતા અધર્મમાં વિચરવાની આજ્ઞા કરે, તો તે પુત્રે ન માનવી. એવી આજ્ઞા ન માનવાથી પુત્ર અપરાધી થતો નથી. હે જનની ! પ્રહ્લાદ, ધ્રુવજી ઇત્યાદિ મહાનુભાવો મારા કરતાં પણ નાની અવસ્થામાં છતાં તેમણે માતાપિતાની અધર્મ આજ્ઞાઓને માન્ય કરી નહોતી; ત્યારે હું તો વયમાં તેમના કરતાં મોટો છું, તો પછી તમારી અધર્મ આજ્ઞાને માન્ય કેમ કરી શકું વારૂ ? માતેશ્વરી ! કૃપા કરીને તમે મને સુશિક્ષાને સ્થાને કુશિક્ષાની આજ્ઞા ન કરો. શું તમે પોતેજ મને નરકનો અધિકારી બનાવવા માગો છો કે ? મા ! તમેજ મને ધ્રુવજીની કથા નહોતી કહી સંભળાવી ? છતાં આજે તેજ કથાથી વિરુદ્ધ ઉપદેશ તમે કેમ આપો છો ? શું મુસલમાન થઈને પણ હું સદૈવ જીવતોજ રહીશ ? શું મારે કોઇ દિવસે નહિજ મરવું પડે ? પ્રિય માતુશ્રી ! મારા હસ્તે અધર્મ કૃત્ય કરાવીને તમે અપયશનાં ભાગી ન થાઓ. મા! તમે શું તે ક્ષત્રાણી નથી કે જે ધર્મને માટે ચિતામાં બળીને જીવતાંજ ભસ્મ થઇ જતી હતી ! બસ, બસ ! પવિત્ર ક્ષત્રિયકુળને કલંક ન લગાડો—મારી પાસેથી ચાલ્યાં જાઓ. હું તમારી આજ્ઞાને માનનાર નથી ! ” તે ક્ષણેક શાંત થઇ ગયો અને પાછો શાંતિથી કહેવા લાગ્યો કે “ જન્મદાત્રી જનની ! મારા અપરાધોની ક્ષમા આપો. હું તમને હવે અંતિમ પ્રણામ કરૂં છું. ” એમ કહીને તેણે માતાના પવિત્ર ચરણોપર મસ્તક મૂકીને પ્રણામ કર્યા; પણ માતા ગૌરાં ત્યાંથી એક ડગલું પણ દૂર ખસી નહિ.

એટલામાં પુનઃ નાજિમે કહ્યું કે “ અય નાદાન છોકરા ! હજી પણ વિચારી લે, ધર્મની વ્યવસ્થા અનિવાર્ય છે; માટે મુસલમાની ધર્મને સ્વીકારી લે. એમાંજ તારૂં ભલું છે, મુસલમાની ધર્મના સ્વીકારવિના બીજું કોઈ તને બચાવી શકે તેમ નથી; માટે વિંનાકારણ પ્રાણનું બલિદાન ન આપ—સમજ, વિચાર. ”

સત્યવક્તા હિંદુ-મુસલમાન લેખકોએ હકીકતરાયવિષે જે કાંઇ લખ્યું છે, તેમાં તેની નાની ઉંમર, નિર્દોષતા અને ભોળાપણાના વર્ણન ઉપરાંત તેની ધર્મપરાયણતા અને સાહસનું પણ હૃદયદ્રાવક વિવેચન કરેલું છે. એક લેખક લખે છે કે, પંજાબના હાકેમના જે દરબારમાં નાજિમના મુખમાંથી શબ્દ નીકળતાંજ મોટા મોટા વીરોનું સાહસ ઉડી જતું હતું, તે દરબારમાં હકીકતરાય નિર્ભયતાથી ઉભો ઉભો ઉત્તરો આપ્યે જતો હતો. નાજિમે જ્યારે બીજી વાર તેનાં તેજ વચનો ઉચ્ચાર્યાં, ત્યારે હકીકતરાયે કહ્યું કે "નાજિમ સાહેબ! આપ કહો છો કે, મુસલમાની ધર્મના સ્વીકારવિના મારા પ્રાણની રક્ષા અશકય છે; પણ હું વેદની આજ્ઞા માનું કે શરાને કબૂલ કરૂં? આપજ વિચાર કરો કે, જો પરમેશ્વરની ઇચ્છા મને મુસલમાન બનાવવાની હોત તો તે મને કોઇ મુસલમાનનાજ ઘરમાંજ પેદા કરત; પણ તેની ઇચ્છાથી મારો જન્મ તો એક હિંદુને ત્યાં થયેલો છે. છતાં જો હું એ મારા પવિત્ર આર્યધર્મને ત્યાગી, માત્ર પ્રાણ બચાવવા સારૂજ આપની આજ્ઞાનો અંગીકાર કરૂં, તો જે ઇશ્વરે મને ઉત્પન્ન કરેલો છે, તેની આજ્ઞાવિરુદ્ધ હું વર્તેલો ગણાઉં અને ઇશ્વરની સભામાં એ અપરાધમાટે સવાલ થાય, તો હું શો જવાબ આપું? માટે આ ચાર દિવસના જીવન માટે હું તે કૃપાળુ પરમાત્માની આજ્ઞાને કોઇ પણ રીતે લોપી શકીશ નહિ!"

તેનો આવો દૃઢ નિશ્ચય જાણ્યા છતાં પણ વાત્સલ્યપ્રેમને લીધે વાઘમલે પુત્રની પાસે આવી તેના માથાપર હાથ રાખીને કહ્યું કે "મારા લાડકવાયા પુત્ર! મારા અને તારી માતાના બુઢાપાનો અને તારી વિવાહિતા સ્ત્રીના વૈધવ્યનો તો કાંઈ વિચાર કર! હે પુત્ર! જો તું જીવતો હોઇશ તોજ અમે સર્વ જીવી શકીશું. તારાવિના વૃદ્ધાવસ્થામાં અમારી સેવા કોણ કરશે? અમે જાણીએ છીએ કે, તું મુસલમાન થતાંજ તારો અને અમારો સંબંધ તૂટી જશે; છતાં બીજી રીતે પણ તું અમારી સેવા કરી શકીશ; અને સેવા નહિ બની શકે, તો તને જોઇને પણ અમે વૃદ્ધાવસ્થાના દિવસો સંતોષથી પૂરા કરીશું; માટે હે પુત્ર! અમારે ખાતર પણ તું મુસલમાન થવાનું કબૂલ કર-એટલું અમારૂં વચન માન."

પરંતુ ધર્મવીર હકીકતરાયનો નિશ્ચય જરા પણ ડગ્યો નહિ. નાજિમને અને પોતાની માતાને તેણે જેવા ઉત્તરો આપ્યા

હતા, તેવાજ ઉત્તરોથી પોતાના પિતાને પણ તેણે નિરુત્તર કરી દીધો; અને બીજાઓ સમજાવવા લાગ્યા તેમનું પણ તેણે માન્યું નહિ. ધર્મમાટે મરવાને તે તત્પર થઈ રહ્યો !

નાજિમના મનમાં દયા આવવાથી પુનઃ પણ એક વાર તેણે કહ્યું કે "હકીકતરાય ! શી ઇચ્છા છે ? મુસલમાન થવું છે કે મરવું છે ?"

"નાજિમ સાહેબ ! હું પવિત્ર ક્ષત્રિયકુળને અને આર્યધર્મને કલંકિત કરવા નથી ઇચ્છતો; પણ ગર્દન તલવારની નીચે ધરવાને તૈયાર છું." હકીકતરાયે દૃઢતાથી ઉત્તર આપ્યો.

કોઈ પણ રીતે નાજિમ તેને ડગાવી શકયો નહિ, ત્યારે નિરૂપાયે તેણે જલ્લાદને હકીકતરાયના વધની આજ્ઞા આપી અને આજ્ઞા મળતાંજ જલ્લાદ (વધક) હકીકતરાયને વધસ્થાન તરફ લઈ ચાલ્યો. હકીકતરાય પણ ભજન ગાતો ગાતો નિર્ભયતાથી તેની સાથે પ્રાણ અર્પવાને ચાલતો થયો.

એ સમયે સર્વ આર્યજનો રોતા–કકળતા તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. સમસ્ત નાગરિકોનાં ચિત્ત ઉદાસીન બની ગયાં. આકાશ પણ એકાએક વાદળાંથી ઘેરાઈ જઇ જળનાં મંદ મંદ બિંદુઓ વર્ષવા લાગ્યું. અન્યાયથી જાણે આકાશવાસી દેવો પણ અશ્રુપાત કરતા હોય એવો ભાસ થવા લાગ્યો. જલ્લાદ હકીકતરાયને વધગૃહની અંદર લઇ ગયો અને મ્યાનમાંથી તલવાર કાઢી, ત્યારે તેના હૃદયમાં પણ દયા ઉપજી આવી અને તે નમ્રતાથી કહેવા લાગ્યો કે "હે ભોળા અને નિર્દોષ સુંદર બાળક ! હજી પણ તું હઠ છોડી દે અને મુસલમાન બની જીવ બચાવી લે. જો, તારાં માતાપિતા અને સંબંધીજનો કેટલું હૃદયવેધક રુદન કરે છે ! તેમનાપર તો જરા દયા કર."

હકીકતરાયે ગંભીરતા અને શાંતિથી ઉત્તર આપ્યો કે "ભાઈ ! તું જે કાર્ય માટે અહીં આવેલો છે, તે પૂર્ણ કર–ઉપદેશ આપવાની કશી જરૂર નથી." જલ્લાદે જોયું કે, કોઇ પણ રીતે એ માને તેમ નથી; ત્યારે તે લાચાર થઇને કહેવા લાગ્યો કે "ખયર, તારી જ્યારે એવીજ ઇચ્છા છે, તો હેઠો બેસી જા; અને પોતાના ભગવાનનું ધ્યાન ધરીને ગર્દન ઝુકાવ."

જલ્લાદની એ આજ્ઞા સાંભળતાંજ હકીકતરાય ગોઠણુમંડીએ બેસી ગયો અને એકધ્યાનથી માથું નમાવીને ઈશ્વરના ધ્યાન–સ્મરણમાં નિમગ્ન થયો. પ્રાર્થના કરી લઇને તે બોલ્યો કે

"ભાઈ! હવે તું તારા કાર્યમાં વિલંબ ન કર." બસ, થઇ ચૂક્યું. જલ્લાદે એકજ–માત્ર એકજ ઘાથી તેનું માથું ધડથી જૂદું કરી નાખ્યું ! ધર્મવીર હકીકતરાયનો આત્મા આ નશ્વર જગતમાંથી તે અક્ષય સુખકારી પ્રભુના ધામમાં પ્રયાણ કરી ગયો. આ પ્રમાણે તે આ લોકમાં અક્ષય કીર્તિવાન અને પરલોકમાં પણ યશભાગી થયો ! ! !

અહા ! ધન્ય છે એ ધર્મપરાયણ વીર હકીકતરાયને કે જેણે પવિત્ર આર્યધર્મનું મહત્ત્વ અને ક્ષાત્રકુળનું ધૈર્ય દર્શાવી આપ્યું ! પ્રાણ જતાં પણ પોતાના ધર્મને તજવો નહિ, એ આર્ય ધર્મના તત્ત્વની ભાવના સર્વને યાદ કરાવીને પોતે ચાર દિવસનું દુનિયાઇ જીવન તજી દઇ અક્ષય કીર્તિને વિસ્તારી ગયો! ગીતામાં કહેલું છે કે:—

" स्वधर्मे निधनं श्रेय: परधर्मो भयावह: ।

પોતાના ધર્મમાં મરણ પણ શ્રેષ્ઠ છે અને પરધર્મ ભયકારક છે."

એ તત્ત્વને હકીકતરાયે કર્તવ્યદ્વારા પાળી દેખાડયું.

એક તરફ માતાનું હૃદયભેદક રુદન, બીજી તરફ પિતાનો હૃદયદ્રાવક વિલાપ, ત્રીજી તરફ કુટુંબીઓનો અશ્રુપ્રવાહ અને ચોથી તરફ પત્નીનો વિયોગ; એવી રીતે ચારે તરફનાં અસહ્ય દુઃખો છતાં, અને સંસારનો કાંઇ પણ ઉપભોગ લીધેલો ન હોવા છતાં એક તરુણનું આવી રીતે માત્ર ધર્મને ખાતર બલિદાન થવું, એ કાંઇ સામાન્ય કર્તવ્ય નથી. દૃઢધર્મિષ્ઠ અને વીરનરવિના બીજાની તાકાત નથી કે, એવું સાહસ કરી શકે.

હે આર્યજનની ! હે ભારતભૂમિ ! તું હકીકતરાય જેવા ધર્મશીલ સંતાનોને ઉત્પન્ન કરી પોતાના નામને એક વાર ફરીથી પણ સંસારમાં વિખ્યાત કર ! હે ઈશ્વર ! હે પરમાત્મન્ ! તું અમો આર્ય હિંદુઓમાં હકીકતરાય જેવા સાહસની સ્થાપના કર, કે જેથી અમે તારા પવિત્ર વૈદિક ધર્મના મહત્ત્વને જાણી સાચા આર્ય બનવાની યોગ્યતા મેળવીને તારી કુખને દીપાવી શકીએ ! ! તથાસ્તુ.





# ૨૮—પિતૃભક્ત મરાઠા બાળક

ઇ. સ. ૧૬૭૬ માં ઔરંગઝેબની સ્વારી દક્ષિણમાં પોતાના સર્વ વૈભવસહિત, મરાઠાઓને હરાવી વિજયનો ડંકો વગાડવા આવી હતી. ઔરંગઝેબ કેટલે દરજ્જે સાહસી અને ક્રૂર બાદશાહ હતો, તે ઇતિહાસપ્રિય જનોને વિદિત છે. શંભાજી મહારાજનો નિર્દયપણે વધ કરી તેણે ક્રૂરતાની હદ કરી હતી. એકાદ વાઘને ઘણા દિવસસુધી પાંજરામાં પૂરી દુઃખ દેવામાં આવે અને પછી તેનો છૂટકારો થતાં જે કોઇ સપાટામાં આવે તેને તે ફાડી ખાય, તે પ્રમાણે મરાઠાઓએ પણ ઘણા દિવસ ઔરંગઝેબના ત્રાસથી અકળાયા પછી હવે આજે આ ગામ લૂંટવું, કાલે પેલો કિલ્લો સર કરવો, પરમ દહાડે પેલા સુબેદારને મારવો અને ચોથે દહાડે પરગણું બાળી દેવું; એવી ધામધુમ મચાવીને ઔરંગઝેબને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી હતી.

એ પ્રસંગે ઔરંગઝેબની સ્વારી પોતાના ખાનગી પરિવારસહિત નર્મદાના કિનારા ઉપર એક વિસ્તીર્ણ આંબાવાડીઆમાં પડાવ નાખી રહી હતી. સૂર્યોદય થયો હતો. જગત ઉપર પ્રકાશ ધીમે ધીમે પ્રસરવા લાગ્યો હતો. રાત્રિની શાંતિ ધીમે ધીમે પલાયન કરી ગઇ હતી. પક્ષીઓના મધુર કલરવથી વૃક્ષની ડાળો ગાજી રહી હતી. બાદશાહની છાવણીનાં માણસોમાં કેટલાંક ઉઠ્યાં હતાં, કેટલાંક પડ્યાં પડ્યાં નિદ્રા લેતાં હતાં અને કેટલાંક નમાજ ભણતાં હતાં. એટલામાં ૯—૧૦ વર્ષનો એક મરાઠા છોકરો, બાદશાહના તંબુ પાસે જઇ બાદશાહની મુલાકાત લેવા પહેરેગીરને વિનતિ કરતો હતો. કોઇક પહેરેગીર પૂછતો હતો કે, એવું શું કામ છે? ત્યારે કોઇ પહેરેગીર તે બિચારા છોકરાની મશ્કરી કરતો હતો. કોઈ તેનો ફેંટો લઇ નીચે ફેંકતો હતો તો કેટલાક તેના શરીર સામે જોઇ હસતા હતા. એટલામાં બાદશાહનો કારભારી તંબુ બહાર આવ્યો. કારભારીને તે છોકરાની દીનતાભરેલી

મુખમુદ્રા જોઇ દયા આવવાથી તેને કાંઇક પૂછપરછ કરીને પછી તંબુમાં લઇ ગયો. બાદશાહે તે છોકરાને કેટલાક સવાલ પૂછી નિશ્ચય કર્યો કે, એ ફાંસીએ જનારા બંડખોરો પૈકી એકાદનો છોકરો છે; અને પિતાને બદલે પોતે ફાંસીએ જવા તૈયાર થયો છે. બાદશાહે તેની પરીક્ષા કરવાને એક તીક્ષ્ણ છરો મંગાવી તેનો કાન ઝાલી કહ્યું કે "છોકરા ! સાચું બોલ, તું ખરેખર ફાંસીએ જવાનેજ આવ્યો છે કે તને કોઇએ શીખવીને અહીં મોકલ્યો છે?"

'નહિ મહારાજ ! કૃપા કરીને મારા પિતાને મુક્ત કરો. હું તેમને બદલે ફાંસીએ જવા તૈયાર છું.' છોકરાએ કોમળ સ્વરે કહ્યું.

એ સાંભળતાંજ દુષ્ટ ઔરંગઝેબે તે છોકરાનો એક કાન ઝટ કાપી નાખ્યો અને હજુ પણ તે છોકરો મરવાને તૈયાર છે કે કેમ તે જોવા પૂછયું કે "છોકરા ! હજુ એકજ કાન કાપ્યો છે. કેટલું દરદ થાય છે તેનો વિચાર કર ! તું ઘણો દુઃખી થઈ મરશે; તે કરતાં સીધો ચાલ્યો જા."

"મહારાજ ! પિતાને માટે પ્રાણ આપવો એજ પુત્રનું લક્ષણ છે. જો મારા પિતા જીવતા રહેશે તો મારા જેવા અનેક પુત્રોને જન્મ આપશે; અને દેશની સ્વતંત્રતાને માટે પ્રાણ જતાં સુધી લડશે. શત્રુઓથી અથવા મરણથી ડરી જઇને જેઓ માતૃભૂમિની રક્ષા કરતા નથી, તેઓ બાયલા અને કાયર હોય છે. નદી કે તળાવપર પડેલા જડ પથ્થરો પણ ધોવાના ઉપયોગમાં આવી નદીઓને દીપાવે છે; ત્યારે કાયર પુરુષો બુદ્ધિ હોવા છતાં પણ પૃથ્વી ઉપર ભારરૂપ થઇ પડે છે ! જેઓ માતૃભૂમિને માટે લડતાં લડતાં મરે છે, તેઓ આ લોકમાં પણ યશસ્વી થાય છે અને સ્વર્ગમાં પણ તેમને આનંદ મળે છે. મહારાજ ! હું બાળક છું, પણ વીર ક્ષત્રાણીને પેટે જન્મ્યો છું. માટે મારા રાઇ રાઈ જેટલા કટકા થાય તોપણ ચિંતા નહિ; પરંતુ મારા પિતાને છોડી દો." બાળકે ધૈર્યપૂર્વક કહ્યું. તેના એક કાનમાંથી ધડ ધડ લોહી નીકળતું હતું, છતાં તેણે જરા પણ મોં બગાડયું નહિ ! અસહ્ય વેદના થવા છતાં પણ તે મરવાથી પાછો હઠ્યો નહિ અને ઉપલો જવાબ આપ્યો.

બાદશાહે એ શબ્દો સાંભળીને હસતાં હસતાંજ તે બાળક વીરનો બીજો કાન કાપી નાખ્યો; છતાં પણ તે છોકરો ધીરજથી ઉભો રહી દુઃખ સહન કરવા લાગ્યો. એ જોઇ બાદશાહને વધારે આશ્ચર્ય થયું. પરંતુ તેને દયા આવી નહિ. ઉલટું તેણે તો કારભારી-

ને એમ કહ્યું કે "આવા શૂરવીર બાળકના પિતાને તો કોઇ પણ રીતે જીવતો રાખવો ઉચિત નથી, કેમકે તેને જીવતો મૂકવાથી પરિણામ ઘણું ભયંકર આવશે; માટે તેને હમણાં ને હમણાંજ ફાંસીએ લટકાવો અને આ છોકરાને અહીંથી કાઢી મૂકો."

છોકરો ગરીબડે ચહેરે કાનમાંથી નીકળતું લોહી લૂછતો લૂછતો બાદશાહને ફરીથી કહેવા લાગ્યો કે "મહારાજ! મારા પિતા ક્યાં છે? તેને છોડી દો! હવેથી ફરી એવું બંડ નહિ કરે! હું જામીન થાઉં છું! મારી માતા આંધળી છે, મારો એક મોટો ભાઈ લૂલો છે, મારા વૃદ્ધ દાદાજી મરણપથારીએ છે, તે તેમનું મુખ જોવા માગે છે. મહારાજ! દયા કરો, ઈશ્વર તમારૂં ભલું કરશે!" એમ કહીને તે ઔરંગઝેબને પગે પડવા લાગ્યો. હવે તેનાં નેત્રોમાંથી આંસુની ધારા ચાલવા લાગી, કારણ તેના પિતાને ફાંસીનો હુકમ થઈ ચૂક્યો હતો. પિતાને છોડાવવાને માટે તેણે બંને કાને થતી અસહ્ય વેદના સહન કરી; પરંતુ ક્રૂર મનુષ્યને ગરીબોની દયા ક્યાંથીજ આવે! લોભમાં ને લોભમાં ગરીબોની હાય લેવાનુંજ તેમના કપાળમાં લખાયલું હોય છે! લક્ષ્મીલોભ, ભૂમિલોભ અને રાજ્યલોભનો મદ કાંઇ જેવો તેવો છે! એ તો સર્વ નશાઓના કરતાં સહસ્ત્રગણો નશો છે! બીજા નશાથી માણસ કે રાજા દિવાના બને છે, પણ આવા અનેક નશાઓથી તો માણસ કિંવા રાજાઓ આંધળાજ બની રહે છે! નેત્રો છતાં દેખતા નથી! માત્ર સ્વાર્થનેજ જુએ છે!

છોકરો રડતો હતો એવામાંજ પાછળથી એક તોપનો મોટો ધડાકો થયો. છોકરાએ પાછળ ફરી જોયું તો એક મોટા ઝાડની ડાળ નીચે તેનાં પિતાનું શરીર છિન્નભિન્ન થઇ ગયેલું લટકતું જોયું! એ જોતાંજ તેના નેત્રનાં આંસુ સૂકાઈ ગયાં. આ સમયે એ છોકરાના હૃદયની કેવી સ્થિતિ હશે તે વાંચનારેજ વિચારી લેવું. સિપાઇઓની વચમાં થઇને દોડતાં દોડતાં તે પિતાને પગે બાઝ્યો; અને વારંવાર માથું નમાવી ચુંબન કરવા લાગ્યો. દુષ્ટ ઔરંગઝેબે તેને ત્યાંથી પરાણે કાઢી મૂકાવ્યો.

રાજ્ય અને ધનવૈભવ માટે મનુષ્યો શું નથી કરતા?





# ૨૯—ગુરુ ગોવિંદસિંહના ચાર વીર બાળકો

## (૧-ફતેહસિંહ, ૨-જબરસિંહ)

લૌકિક સ્વાર્થનો ત્યાગ કર્યાવિના આ જગતમાં કોઇ પણ મહાપુરુષ થઇ શકયા નથી. આ જગત કાંઇ માત્ર સ્વાર્થસાધુ-ઓ માટે નથી. જો મહાપુરુષ થવાની ઇચ્છા હોય; જો જગતમાં પોતાનું નામ અમર રાખવું હોય; તો મનુષ્યે પોતાનો સ્વાર્થ પરમાર્થના રૂપમાં ફેરવી નાખીને પોતાના હૃદયને વિશાળ બનાવવું જોઇએ. માત્ર પોતાનું કે કુટુંબનુંજ નહિ, પણ પ્રાણીમાત્રને આત્મવત્ ગણી તેમનું અનિષ્ટ થતું અટકે અને ઇષ્ટ થાય એવાં કાર્યો કરવાં જોઇએ. માત્ર સ્વાર્થને માટે લોકો ગમે તેવાં મોટાં કામ અને સાહસ ઉઠાવે તેથી શું ? અમે તો જેથી અનેક પ્રાણીનાં કલ્યાણ થાય એવાંજ કામોને ધન્ય માનીએ છીએ. વિપત્તિ અને સંકટો વેઠીને પણ જે કોઇ લોકહિતનાં કામ કરશે, તેજ ચિરકાળપર્યંત નામ, યશ અને કીર્તિ મૂકી જશે.

ભરતખંડમાં, સ્વાર્થત્યાગની બાબતમાં શીખ લોકો છેલ્લા સમયમાં સર્વોપરિ ગણાવાનું કારણ તેમની પરોપકારવૃત્તિજ છે. એ ગૌરવ તેમણે બહુ મોટી કિંમતે—બહુ ભારે આત્મભોગે મેળવ્યું છે. ધર્મને માટે, કર્મને માટે, પરોપકારને માટે અને અતિથિ-સત્કારને માટે, તેઓએ જેવી ત્યાગવૃત્તિ બતાવી છે, તેવી ત્યાગ-વૃત્તિનાં દૃષ્ટાંત જગતના ઇતિહાસમાં ભાગ્યેજ મળશે. તેઓના મહાન ધર્મગુરુઓએ દેશને માટે અને ધર્મને માટે અસાધારણ બલિદાન આપીને જે અક્ષય કીર્તિ મેળવી છે, તે શીખ ઇતિ-હાસના પ્રત્યેક પૃષ્ઠપર ચળકતા અક્ષરે આલેખાયલી છે. તે અક્ષરો કહે છે કે "પરોપકાર માટે સ્વાર્થત્યાગ કરવો, એજ મહા-પુણ્યનું કામ છે."

ગુરુ ગોવિંદસિંહે અસાધારણ સ્વાર્થત્યાગ બતાવીને શીખ-

સમાજમાં જે અસામાન્ય જોશ ઉમેર્યું હતું, તેમનું દૃષ્ટાંત જોઇને તેમના શિષ્યો પણ તેમને પગલે ચાલીને અજિત વીર પુરુષ થઇ ઉઠ્યા હતા. તેમનીજ સહાયતાવડે પંજાબમાંથી મોગલ રાજ્ય ઉખડી જઇને સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપન થયું હતું; પરંતુ તેમના ખંડિયા રાજાઓએ અવળો રસ્તો લઇ મોગલરાજા ઔરંગઝેબની મદદ લઈ ગુરુ ગોવિંદસિંહની રાજધાની આનંદપુરને ઘેરો ઘાલ્યો!

આ ઘેરા વખતે શીખ લોકોએ મહાન વીરત્વ બતાવ્યું; પરંતુ અપાર શત્રુસેનાના વિચારથી ગુરુ ગોવિંદસિંહની માતા ગુજરીને પોતાના બે લાડકવાયા પૌત્રોને બચાવવાની ભારે ચિંતા પેઠી. છેવટે તેમણે ઘેરો ઘાલનારા રાજાઓને ગુપ્ત રીતે કહાવ્યું કે, તેણીને કિલ્લામાંથી બહાર નીકળી જવા દેવી. આ પ્રાર્થના મંજુર થવાથી માતા ગુજરી, ગોવિંદસિંહના બે નાના છોકરાઓ—ફતેહસિંહ અને જબરસિંહ લઇ ગુપ્તરીતે કિલ્લો છોડી ચાલ્યાં ગયાં. એ વખતે તેમની સાથે ગંગુ નામનો એક રસોઇઓ હતો.

ગંગુ બ્રાહ્મણનો છોકરો હતો, પણ તેનામાં બ્રાહ્મણપણાના ગુણ નહોતા. તે પૈસાનેજ પરમેશ્વર માનતો હોવાથી અને પૈસામાટેજ નોકરી કરતો હોવાથી છેક પામર પ્રાણી જેવો થઇ રહ્યો હતો.

ગંગુ સિરહિંદ ગામમાં રહેતો હતો. કિલ્લામાંથી નીકળી પડ્યા પછી ગુરુમાતા બે પૌત્રો તથા ગંગુ બ્રાહ્મણ સાથે તે ગંગુનેજ ઘેર આવી પહોંચ્યાં. ગંગુ આદરસત્કારપૂર્વક માતાને પોતાના નાનકડા ઘરમાં લઇ ગયો. ગુરુમાતાએ પણ તેનો ભાવ જોઈને ત્યાં રહેવાની ઇચ્છા બતાવી. ગંગુએ માતાને બેસવા એક ભાગ્યો—તૂટ્યો ખાટલો પાથરી આપ્યો.

મુસાફરીથી થાકેલા બંને બાળક તે ખાટલા ઉપર તરતંજ નિદ્રાવશ થયા. બાળકો ઉંઘ્યા, પણ માતાનાં નેત્રમાં ઉંઘ નથી, અનેક ચિંતાઓમાં તેમનું હૃદય રહ્યા કરે છે. પોતાના પુત્ર ગુરુ ગોવિંદસિંહને તેઓ જે સ્થિતિમાં મૂકી આવ્યાં હતાં, તે સ્થિતિ કેટલી ભયંકર હતી! ગોવિંદનું મુખ જોવાનું હવે તેના નસીબમાં હશે કે નહિ, આ બે બાળકોનું રક્ષણ થશે કે નહિ, આવી અનેક ચિંતાઓ કરતાં કરતાં પ્રેમપૂર્વક બંને પૌત્રોના મુખ ઉપર અને શરીર ઉપર હાથ ફેરવવા લાગ્યાં.

પૈસાની જરૂરને અંગે ગુજરી માતાએ કિલ્લો છોડતી વખતે

એક દાબડો સાથે લીધો હતો. તેમાં હીરા, માણેક અને મોતીના ઘણા અલંકારો ભરેલા હતા અને તે દાબડો ઘણી સાવચેતીથી સંતાડી રાખ્યો હતો. ગંગુના ઘરમાં આવ્યા પછી તે દાબડો ઓશિકા નીચે મૂકીને ગુરુમાતા સૂઇ ગયાં. ચિંતાને લીધે તેમને જરાવાર ઝોકું આવતું અને પાછી આંખ ઉઘડી જતી.

ગંગુની પાપી નજર પેલા પિત્તળના દાબડા ઉપર પડી ચૂકી હતી; પરંતુ એ દાબડો ગુમ કરવાથી માતાજીને અને બે રાજપુત્રો-ને ખાવાના પણ વાખા પડે તેનો વિચાર તે સ્વાર્થમાં અંધ બનેલા બ્રાહ્મણને ક્યાંથીજ આવે! એ તો પેલો દાબડો ઉઠાવી જવાનો લાગ શોધવા લાગ્યો; પરંતુ તે માતાજી પણ જૂના જમાના-નાં હતાં તેમને ઉંઘ આવતી નહોતી. ગંગુ ઉંઘવાનો ઢોંગ કરી સૂતો હતો અને લાગ જોતો હતો. એટલામાં બ્રાહ્મણભાઇને લાગ મળ્યો! ગુરુમાતા મોડી રાત સુધી જાગ્યાં, પણ રસ્તાના થાકે છેવટે ઉંઘી ગયાં! પાપી ગંગુ મહારાજે એક, બે, પાંચ વખત પોતાનું માથું ઉંચું કરીને જોયું, અને ગુરુમાતા ઉંઘી ગયેલાં જણાતાં તેમની પાસે જઇને ઓશિકા નીચેથી દાબડો કાઢી લીધો અને પછી તરતજ બૂમ પાડી કે "ચોર ચોર, કોઇ દોડો! કોઇ પકડો!" ગંગુની બૂમથી ગુરુમાતા એકદમ જાગી ઉઠયાં. બે છોકરાઓ પણ આંખો ચોળતા બ્હી ઉઠયા! ગુરુમાતાએ સૌથી પહેલાંજ ઓશિકા નીચે જોયું તો "દાબડો" ગુમ થયેલો જણા-યો. તેમણે જાણી લીધું કે "સત્યાનાશ ગયું!" સ્તબ્ધ હ્રદયે તેમણે ઘણી વારસુધી ગંગુના મ્હોં સામું જોયા કર્યું અને નિશ્ચય કર્યો કે, ચોર એ પોતેજ છે! પરંતુ શું કરવું? પછી શાન્તચિત્તે ગુરુમાતાએ તેનો ઉપકાર માન્યો અને કહ્યું કે "બેટા! ચોરના હાથમાંથી બચાવીને દાબડો તેં સંતાડી દીધો તે ઠીક કર્યું. હવે તે લઇ આવ. તારો ઉપકાર ભૂલાશે નહિ." ડોસીમાએ આ પ્રમાણે તેને ઘણી વિનતિ કરી; પરંતુ તેથી તેનું હ્રદય પીગળી જવાની વાત તો વેગળી રહી; અને તે તો ઉલટો ગુસ્સે થઇ ગયો અને ગુરુમાતાને ગાળો પણ દીધી! ગંગુના એવા આચરણથી પેલા બે વીર બાળકો-નો મિજાજ જતો રહ્યો; અને તેમણે ગંગુને તેજસ્વીપણાથી કહ્યું કે "ખબરદાર! જો માતાજીને એક પણ શબ્દ કહ્યો છે તો તો તને ભારે શિક્ષા મળશે." બાળકોના વીરત્વભરેલા શબ્દો સાંભળીને ગંગુએ કહ્યું કે "અરે મૂર્ખાઓ! તમને ખબર છે કે, તમે મારા

આશ્રયમાં છો અને મારીજ કૃપાવડે જીવતા છો? આખું જગત તમારૂં દુશ્મન છે. તમને નિરાધાર જોઇને મેં મારૂં મકાન રહેવા આપ્યું છે. તેમાં પણ મને કેટલો ભય છે તેની ખબર છે? મારો ઉપકાર માનવાને બદલે તમારાં ડોસી ઉલટો મને "ચોર" બનાવે છે! ખરેખર તમે નાલાયકજ છો! ઠીક, હવે જોઉં છું કે, કોણ તમારૂં રક્ષણ કરે છે? હું હમણાંજ મુસલમાન કોટવાલને બોલાવી તમને પકડાવી દઉં છું. તમારો પિતા મોગલ રાજાનો બળવાખોર છે, તમે મોગલના હાથમાંથી કદી પણ છૂટવા પામશો નહિ. જુઓ કે હવે તમારી નાલાયકીનું શું ફળ મળે છે?" એટલું કહીને નીચ ગંગુ મહારાજ ઝપાટાબંધ બહાર જવા તૈયાર થયો.

એક બ્રાહ્મણનાં આવાં વાકયો સાંભળી વીર બાળકોની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. અપમાનની અને તિરસ્કારની આગ તેમની નસેનસમાં સળગી ઉઠી. મોટો પુત્ર ફતેહસિંહ કમરેથી તલવાર બહાર કાઢી ગંગુ ઉપર ધસી ગયો; પરંતુ ગુરુમાતાએ તેને રોકયો. માતાના કહેવાથી બાળક અટકી ગયો, નહિ તો ગંગુ મહારાજ એકના બે થઇ જાત! માતાએ રસોઇયાને ઘણું સમજાવ્યો. તેને શાંત પાડવા માટે કાલાવાલા કર્યા; એટલુંજ નહિ પણ પોતાનો દાબડો પણ તેને આપી દીધો, પણ મારાં બાળકોને બતાવી દઈશ નહિ, એમ કાલાવાલા કરીને કહ્યું; પરંતુ પાપી બ્રાહ્મણનું હૃદય ગુરુમાતાની અશ્રુધારાઓથી શીતળ થયું નહિ. એ તો તરતજ શહેરના કોટવાળ પાસે ગયો અને કહ્યું કે 'જો મને ઇનામ આપશો તો ત્રણે જણને પકડાવી આપીશ.'

તત્કાળ કોટવાળ સિપાઇઓ સાથે ગંગુને ઘેર આવી પહોંચ્યા અને ગુરુમાતા તથા બે છોકરાઓને પકડી ગયા! કિલ્લાના એક ઓરડામાં ગુરુમાતાને અને એક અંધકારવાળા ઓરડામાં બે છોકરાઓને કેદ કરી દીધા.

કેદખાનામાં પણ ગુરુ બાળકોની અવસ્થા વિચારવા જેવી અને સમજવા જેવી હતી. અંધારા ઓરડામાં પૂરાયા છતાં તેઓ ત્યાં નાના પ્રકારની ધર્મચર્ચા કરતા હતા. "સિંહનાં બાળક સિંહ જેવાંજ હોય છે." પિતા અને પિતામહનું અપૂર્વ સાહસ અને ધર્મપ્રેમ તેમનામાં પણ જણાતો હતો. તેઓ અડગ ધૈર્યપૂર્વક આ અત્યાચાર સહન કરવા લાગ્યા.

બીજે દિવસે ઠાઠમાઠ સાથે રાજદરબાર ભરાયો. નવાબ વાજી-

દખાં સિંહાસન ઉપર છોકરાઓનો ન્યાય કરવા બેઠા. બે કેદી બાળકોને રાજસભામાં લાવવામાં આવ્યા. બાળકોની તેજસ્વી મૂર્તિ જોઇ સભામાં બેઠેલા બધા ગૃહસ્થો આશ્ચર્ય પામ્યા. તેઓનું શરીર કષ્ટથી સૂકાઇ ગયેલું હોવા છતાં પણ તેમનું વદન દૃઢતાભરેલું હતું.

નવાબ કોટવાળની ફરિયાદ ઉપરથીજ તેઓને પ્રાણદંડની આજ્ઞા કરવા જતા હતા, પણ તેવામાં એક બીજી વાત તેમને સૂઝી. તેમણે ગુરુ ગોવિંદસિંહના હૃદયમાં હમેશાં અગ્નિ પ્રકટાવવાની યુક્તિ કરી. આ બન્ને બાળકોને “ઇસ્લામ” ધર્મમાં વટલાવવાથી ગુરુ ગોવિંદના મનમાં પ્રાણદંડથી પણ વધારે દુઃખ થશે; એમ વિચારીને નવાબે કહ્યું કે “બાળકો! તમે ઘણા નાના છો તમને પ્રાણદંડની શિક્ષા આપતાં મારૂં હૃદય બહુ દુઃખાય છે અને તમારા ઉપરના સ્નેહથી ભીંજાઇ જાય છે. પિતાના પાપથી તમારી આવી જે દુર્દશા થઇ છે, તેમાંથી હું તમને મુક્ત કરવા ચાહું છું. તમારો પિતા એક સખ્ત કાફર અને મોગલરાજ્ય સામે બળવાખોર હોવાથી તેના પુત્રતરીકે તમને પ્રાણદંડનીજ શિક્ષા થવી જોઇએ; પરંતુ તમારી નાની ઉંમર ધ્યાનમાં લઇને હું ભયંકર શિક્ષા કરી શકતો નથી; પરંતુ તે દયાને બદલે તમારે અમારો ધર્મ ગ્રહણ કરવો પડશે. જો તમે ઇસ્લામી ધર્મ ગ્રહણ કરશો—તો તમને અમે પુત્રની પેઠે પાળીશું અને આ જગતમાં જેટલાં સુખ–ભોગ–વિલાસ છે, તે બધાં તમને આપીશું. તમે પૃથ્વી ઉપર રહેવા છતાં સ્વર્ગનું સુખ ભોગવશો અને સર્વ પ્રકારના વિલાસવૈભવ તમારા દાસ થઈ રહેશે. તમારો પિતા ઇસ્લામી ધર્મ નહિ સ્વીકારવાથી અને મોગલરાજા વિરુદ્ધ વર્તવાથી નરકનું દુઃખ ભોગવશે; પરંતુ તમે તો નિર્દોષ બાળકો છો! પિતાના પાપે પુત્રોએ શામાટે દુઃખી થવું? જેનો ધર્મ આ જીવનમાં સુખ આપતો નથી અને ટુકડા રોટલામાટે ભટકવું પડે છે, તેનો ધર્મ પરલોકમાં શું સુખ અપાવશે? માટે તમે તમારા પિતાના શબ્દો ઉપર વિશ્વાસ નહિ કરતાં હું જે સલાહ આપું છું તે સ્વીકારી લઇ તમે ઇસ્લામ ધર્મ ગ્રહણ કરો. હું તમને બધુંજ આપીશ, હું તમારેમાટે બધુંજ કરીશ.”

દુનિયાઇ સુખ–વૈભવ એ કાંઇ ધર્મનાં અંગ કે ધ્યેય નથી. મુસલમાન ધર્મ પણ દુનિયાઇ પદાર્થ પાછળ ભટકાવનારો જડવાદીઓનો ધર્મ નથી. પણ પારલૌકિક સત્ય–સુખને સધાવનારો છે

અને પવિત્રતા તથા સંયમનો પક્ષપાતી છે. હા, હિંદુઓની પેઠે મુસલમાનોએ પણ પોતાના દોષવડે ઇસ્લામ ધર્મને અવળા અર્થમાં લઇને અનેક રીતે વગોવાવ્યો છે. જ્યારે હઝરત મહંમદ સાહેબ સલ૦ના પંથવાળાઓ રાજ્યેશ્વર થઈ ઉઠયા, ત્યારે તેમનો પણ સંયમ છેવટે કયાંય ડુબી ગયો ! હિંદુ રાજાઓની પેઠે તેમણે પણ ધીમે ધીમે વિલાસિતાના પ્રવાહમાં ઇસ્લામનું સત્ય સ્વરૂપ ડૂબાવી દીધું; અને દુનિયાઇ પદાર્થો કોઇ પણ રીતે મેળવવા–ભોગવવા, એજ ધર્મનો પ્રધાન ઉદ્દેશ તેઓએ માની લીધો ! સંયમની સાચી દિશા સાધવાને બદલે જેણે જેની મરજીમાં આવ્યું તેમ રાજ્ય કર્યું. વચમાં એકાદ બે વીર પુરુષો જન્મ્યા હતા; પરંતુ તેમનો યત્ન અધઃપતનની ગતિ અટકાવી શકયો નહિ. હમણાં પણ હિંદુઓની પેઠે મુસલમાન ધર્મને નામે પણ કેટલા અન્યાય થાય છે, તે ખરા મુસલમાનો તો સ્વીકારે છેજ. હિંદુ ધર્મની પણ પુષ્કળ અવનતિ થઈ છે; પરંતુ વચમાં વચમાં નાનક, ચૈતન્ય, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, દયાનંદ, રામકૃષ્ણ પરમહંસ, રામતીર્થ, વિવેકાનંદ આદિ મહાપુરુષોએ એક યા બીજી રીતે હિંદુધર્મમાં જે ચૈતન્ય આપ્યા કર્યું છે, તેથીજ હજીસુધી હિંદુધર્મ જાગૃત છે અને તેથીજ આજે પણ હિંદુઓના ધર્મઠગ બગભગતો તથા શુષ્ક વેદાંતીઓ સુદ્ધાં માત્ર ગુપ્તપણેજ દુરાચાર સેવે છે; પરંતુ મોઢેથી ઐહિક સુખને જીવનનું પ્રધાન લક્ષ્ય કહી શકતા નથી અને તેથીજ તેમના ધર્મઢોંગ રાજદરબારો કરતાં પણ વધારે પૂજાય છે !

અસ્તુ. એ વાત જવા દો. નવાબનાં એવાં લલચાવનારાં વાકયો અને પિતૃનિંદા સાંભળીને બન્ને બાળકોના મનમાં ક્રોધનો અગ્નિ ભડકી ઉઠયો. તેમના ક્ષીણ મુખપર શરીરમાં રહેલું થોડુંઘણું લોહી ચઢી આવ્યું. બન્ને છોકરા નવાબને ઉત્તર આપવાને આગળ વધ્યા; પરંતુ ફતેહસિંહ પોતાના ભાઇને અટકાવીને જે કાંઇ બોલી ઉઠયો, તે શબ્દો આજે પણ બીકણ મનુષ્યના હૃદયમાં સાહસનો સંચાર કરે છે. બાળકે કહ્યું કે “ નવાબ ! દરિદ્ર પ્રજાનું લોહી પીને પણ હજુ તમે નવાબ કહેવાઓ છો ! તમારા અત્યાચાર અને લૂંટફાટનાં કાર્યોથી દેશ રસાતળ ગયો છે. તમારા મહેલો ઉપર હજારો સ્ત્રી–પુરુષોના ઉન્હા નિઃશ્વાસ વરસી રહ્યા છે. તમે કેટલાં બધાં જીવન અન્યાયની રીતે નષ્ટ કર્યાં છે ! હજારો બાળકો

માતા–પિતાના વિયોગથી દુઃખી થઇ અતિશય કલ્પાંત કરી રહ્યા છે અને ચારે દિશા કંપાવી રહ્યા છે. તમે બળપૂર્વક હિંદુઓની કન્યાઓને અને બહેનોને પકડી લાવી તમારૂં અંતઃપુર શોભાવ્યું છે. કેટલી સ્ત્રીઓએ પોતાનું સતીત્વ જાળવવા માટે તમને શાપ દેતાં દેતાં દેહત્યાગ કર્યો છે! તમે રક્ષક કહેવાઇને પ્રજાની ધનસંપત્તિ હરણ કરો છો. તમે તમારી તલવારથી પ્રજાનું રક્ષણ નહિ પણ ભક્ષણ કર્યા જાઓ છો. અમારા પિતા, તમારાં રાક્ષસ જેવાં કુકર્મોની તમને શિક્ષા આપીને જગતમાં ધર્મનાં સાચાં બીજ વાવવા માટે આવ્યા છે. તમારાં ઘોર પાપોને માટે સત્વર તમને પશ્ચાત્તાપ અને દિલગીરી થશે; અને બીજાઓને જેટલાં કષ્ટો આપ્યાં છે, તે બધાં તમારે માટે ભેગાં થઇ ચૂકયાં છે. જ્યારે રક્ષણનો કોઇ પણ રસ્તો રહેશે નહિ, ત્યારેજ તમારૂં હૃદય પશ્ચાત્તાપના અગ્નિથી બળવા માંડશે; પરંતુ તે વખતે તે પશ્ચાત્તાપ વૃથા જશે. પૃથ્વી ઉપર કેટલાંએ રાજ્ય અને કેટલાએ રાજા થઇ ગયા છે અને તે બધાંએ રાજ્ય અને બધાએ રાજા નાશ પામ્યા છે. એક દિવસ તમારૂં પણ તેમજ થશે, કોઇનું રાજ્ય કે કોઇ પણ રાજા અમર રહ્યો નથી. અમારા પરમ ધાર્મિક અને પરોપકારી વિક્રમ જેવા ચક્રવર્તી રાજાઓનાં રાજ્ય પણ ચાલ્યાં ગયાં છે; તો પછી તમે શી ગણત્રીમાં? એક સમય તમારાં રાજસિંહાસનો વાગોળો અને કબૂતરોના માળા બાંધવાને લાયક થઇ પડશે અને તમારા કિલ્લા, રાજમહેલો અને રાજસત્તા, એ બધું માત્ર એક "વાર્તા" જેવું ગણાશે! અનેક માણસો તમારાં કાર્યો તરફ ધિક્કાર બતાવશે અને નરકયાતનાનાં ઘોર દુઃખ ભોગવતા હશો તે વખતમાં ભાગ્યેજ કોઇ તમને દિલાસો આપશે. હમણાં તમે રાજસત્તાના અહંકાર આડે તમારાં ભાવી ભયંકર દુઃખ–દાવાનળને જોઇ શકતા નથી; કેમકે અત્યારે તે ભાવી દુઃખો પડદામાં રહ્યાં રહ્યાં વસ્ત્રાલંકાર સજી રહ્યાં છે! નવાબ! તમે અત્યારે અમને જે સુખ–સ્વચ્છંદની આશા અને લોભ બતાવો છો, તે બધાં ચાર દિવસના ચાંદરણા જેવાં હોઇને જ્યારે માનસિક અશાંતિ, શારીરિક રોગ અને મૃત્યુનો માર આવી પહોંચશે, ત્યારે એ બધાં સુખ એકેસપાટે લોપ થઇ જશે. જો આ જગતમાં "મૃત્યુ" અને "કર્મફળ" મળતાં ન હોત, તો કદાચ હું તમારી આપેલી લાલચોમાં લોભાઈ જાત અને તમો કહો છો તે સ્વીકારી લેત; પરંતુ

જ્યારે એ બાબતો તો નક્કીજ છે, ત્યારે પછી એવું ક્ષણિક સુખ ભોગવવું તે શા કામનું ? તલવારથી મરવું એ તો રોગના ભોગ થઇ ખાટલે પડી મરવા કરતાં ઘણુંજ બહેતર છે. દુનિયાઇ લોભ-લાલચને ખાતર જીવવું, એના કરતાં ધર્મશ્રદ્ધાને ખાતર મરવું એ તો મોટું અહોભાગ્ય છે. અમે શરીરનાં તુચ્છ સુખોને માટે કદી પણ કલંકિત થઇશું નહિ. તમે મોટા હુશિયાર માણસ-માં ગણાવા છતાં અમને પવિત્ર ધર્મશ્રદ્ધા ત્યાગ કરવા કહો છો, એ શું થોડું આશ્ચર્ય કહેવાય ? જ્યારે બધાજ જાણે છે કે, મૃત્યુ અનિવાર્ય છે, ત્યારે શામાટે લોકો જીવનને મૂલ્યવાન ગણે છે અને તેની રક્ષાને માટે અનેક યત્નો કરે છે; તેનો હું વિચાર કરૂં છું, ત્યારે ઘણુંજ આશ્ચર્ય થાય છે! જેણે સ્વધર્મને માટે પ્રાણ આપ્યો છે, તે મહાપુરુષ તેગબહાદૂરના અમે પૌત્રો છીએ. જેઓ શ્રી ગુરુ નાનકદેવના હાલના વારસ છે, તે મહાત્મા ગુરુ ગોવિંદસિંહના અમે પુત્રો છીએ. જેઓનાં માતપિતા એવાં મહાન ચારિત્રવાળાં હોય; જેમના વંશમાં જન્મવાનું અહોભાગ્ય મળ્યું હોય; જેમના પૂર્વજોના મહિમાવડે જગત ગૌરવાન્વિત થયું હોય, જેઓ હમેશાં દેવ-દૂતોવડે રક્ષાતા હતા, જેઓના માથા ઉપર હમેશાં પવિત્ર પૂર્વજોનો શુભાશીર્વાદ વર્ષે છે, જેઓને પાર-લૌકિક જ્યોતિ જીવનની ઉચ્ચ અવસ્થા તરફ ખેંચે છે, તેઓ શું સાધારણ શરીરને માટે અથવા કૂતરાં-બિલાડાંની પેઠે ઇન્દ્રિયોની તૃપ્તિને માટે, એવાં સર્વોચ્ચ સુખોનો ત્યાગ કરશે ? નવાબ ! મૃત્યુ-ની બીક શામાટે બતાવો છો ? અમે તો ભય કેવો હોય છે તે જાણતા નથી. ધર્મ-જીવનની પવિત્ર શક્તિ શું કદી પણ નષ્ટ થાય છે ? તે પવિત્ર જીવન તલવારના આઘાતથી કે તોપના ગોળાવડે પણ શું નષ્ટ થાય તેમ છે કે? અમારો આત્મા અમર છે અને બહાર જણાતું શરીર તો માત્ર તે ઉપરનું વસ્ત્રજ છે. સુખે અથવા દુઃખે શાંતિમાં કે અશાંતિમાં એ વસ્ત્ર, એ શરીર છૂટવું એ તો નિશ્ચય-જ છે. ગમે તો શરીર અગ્નિમાં બળે, ઘોરમાં સડે કે પછી તેના કટકે કટકા થઇ કપાઇ જાય, એ બધું અમારેમાટે સરખુંજ છે. અમે તો માત્ર એક ઇશ્વરી આશીર્વાદના ઉમેદવાર અને હકદાર છીએ અને અમે હમેશાં ઇશ્વરના હૃદયમાં વસીએ છીએ. એજ અમારે માટે મોટામાં મોટું સુખ અને આશ્વાસન છે; માટે હવે તમે ચાહો તેવી રીતે શરીરનો નિકાલ કરી નાખો. ગુરુ ગોવિંદ-

સિંહના પુત્ર થઇને અમે ગુરુએ બતાવેલા માર્ગથી એક વાળપૂર પણ વેગળા જઇશું નહિ. ધર્મ એજ અમારૂં સર્વસ્વ છે.”

સાચો ધાર્મિક મનુષ્ય કદી પણ દેહના સુખમાટે લોભાતો નથી. દૈહિક દુઃખનો ભય બતાવીને કદી પણ તેને સત્યના માર્ગેથી વિચલિત કરી શકાતો નથી. તે તો હમેશાં પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન થઇ અંતે પરમાત્માની જયોતિમાં મળી જવાનીજ પ્રાર્થના કરે છે અને તેમાંજ અનંત સુખ માને છે. તેની આગળ શયતાન, માર અથવા સાક્ષાત્ કામદેવ પણ પરાજય પામે છે. જગતમાં તેઓજ આદર્શ પુરુષ છે. ઉપર કહેલા બન્ને બાળકોએ શીખ ગુરુઓની ધર્મવીરતા ઉત્તરાધિકારમાં મેળવી હતી. તેઓ હજુ-સુધી બ્રહ્મચારીજ હતા. તેઓને જન્મની સાથેજ ધર્મજિજ્ઞાસા મળેલી હતી અને તેથી તેઓ બાળકો છતાં પણ તેમને શરીરનાં સુખ–વૈભવનો લોભ બતાવી મોહ પમાડવાનું કામ અશકય હતું.

બાળકનાં તેજસ્વી વાકયો સાંભળીને નવાબનો ક્રોધાગ્નિ ઉલટો ભડકી ઉઠયો. તેણે કઠોર શબ્દે કહ્યું કે “ચૂપ રહે, બદમાસ છોકરા! તારા ઉપર દયા લાવીને મેં ઉદારતાથી વર્તવાની ઈચ્છા કરી, ત્યારે તું તો ઉલટો માથેજ ચઢી જાય છે કે ? અમારી સત્તાની તને હજુ કલ્પનાજ નથી. તારો પિતા મૂર્ખ છે. તું કહે છે કે, અમે મરણનો ભય રાખતા નથી; પણ તારા જેવા છોકરાઓ તો એક કાંટો વાગતાં પણ ચીસ પાડી મૂકે છે. છતાં તું તો તલવારના ઘાની વેદના પણ મનમાં લાવતો નથી. વાહરે છોકરા! થવું હોય તો મુસલમાન થા, નહિ તો મર ! એજ મારો છેલ્લો હુકમ ! બોલ, શું ઇચ્છા છે ?”

આ સમયે બાળક જોરાવર(જબર)સિંહે તીવ્ર સ્વરે ઉત્તર દેતાં કહ્યું કે “નવાબ ! જેટલી વખત ઇચ્છા હોય તેટલી વખત અમને તલવારના ઘા મારો. અમે એને માટે કદી પણ આંખમાંથી આંસુ પાડીશું નહિ કે રડીશું નહિ, અમે મરણનો ભયજ રાખતા નથી. અમને ફાંસીએ લટકાવો અથવા ચામડી ઉતારી લ્યો, જેમ મરજી થાય તેમ કરો. અમે અમારા પૂર્વમહાપુરુષોના પ્રતાપથી અને તેમના આશીર્વાદથી તમારી એ શિક્ષાને હસતે મોઢે સહન કરીશું. માટે તમને ફાવે તે રીતે હત્યા કરો; પરંતુ અમારા પૂજ્ય પિતૃદેવતાની નિંદા કરશો નહિ. તમારો છેલ્લો હુકમ તરતજ અમલમાં મૂકો કે જેથી અમે તમારી દુષ્ટ નજર આગળથી મુક્તિ મેળવીએ.

જે દેશમાં તમારો રાજ્યઅમલ હોય તે દેશમાં જીવવુંજ નકામું છે. અમે તે સર્વાનંદમય પરમેશ્વરના ધામમાં જઈ વસીશું. માટે તરતજ હુકમ આપો, અમારૂં ખૂન કરો."

નવાબે બે પઠાણોને બોલાવી ક્રોધપૂર્વક કહ્યું કે "આ છોકરા તમને આપ્યા. ગુરુ ગોવિંદસિંહ ઉપર તમારે જે વેર લેવાનું છે તે સારીપેઠે લ્યો. એ બન્ને તેનાજ છોકરા છે." એ પઠાણોનો બાપ ગુરુ ગોવિંદસિંહના સામે લડતાં માર્યો ગયો હતો. ત્યારથી તેઓ તેનો બદલો લેવાનો લાગ શોધતા હતા, તે વાત નવાબ વાજીદખાં જાણતો હતો; પણ પઠાણો કાંઇ કાયર પુરુષો ન હતા. તેઓના હૃદયમાં વીરતાનું લોહી ઉછળી રહ્યું હતું. નવાબ સાહેબને તેઓએ ઉત્તર આપ્યો કે "અમે કાંઇ એવા ક્રૂર નથી કે બાપને બદલે આ નાદાન નિર્દોષ બાળકોના જીવ લઇશું. જ્યાંસુધી ગુરુ ગોવિંદસિંહ સાથે યુદ્ધક્ષેત્રમાં લડવાનો યોગ નહિ મળે, ત્યાંસુધી તો અમે ચૂપજ રહીશું. આ તો બિચારા નિર્દોષ બાળકો છે; માટે ક્ષમા કરજો, અમે આપનો હુકમ પાળીશું નહિ."

પઠાણોનાં આવાં–વીર પુરુષને છાજે તેવાં વચનો સાંભળીને નવાબને શરમાવું પડયું. એ પછી સભામાં બેઠેલા બીજા અનેક સભાસદોએ એ બાળકોને છોડી મૂકવા વિનતિ કરી. પોતાની કાયરતાનું કાંઇક ભાન થતાં નવાબનું પણ બાળકોને છોડી દેવા મન લલચાયું; પરંતુ એક હિંદુ *મંત્રીનું ઉત્તેજન મળવાથી તરતજ તેની દયા ઉડી ગઇ! બધા દેશોમાં કાયર પુરુષો પણ હોય છે. તે હિંદુકુળકલંક કાયર પુરુષે કહ્યું કે "નેકનામ! સાપનાં બચ્ચાંને ઉછરવા દેવાં એ રાજનીતિને યોગ્ય નથી. એ બાળકો મોગલ બાદશાહના ભયંકર બળવાખોરના છોકરા છે. એમને તો મારી નાખવા યોગ્ય છે." મંત્રીના આ શબ્દો સાંભળતાંજ નવાબે પોતાનો પહેલો હુકમ કાયમ રાખ્યો; પરંતુ પરીક્ષા લેવા માટે તેણે પૂછયું કે "જો અમે તમને છોડી દઇએ તો તમે શું કરો?" જબરસિંહે ઉત્તર દીધો કે "અમારો પિતા જ્યાં હોય ત્યાં તરતજ પહોંચી જઇને લશ્કર ભેગું કરીએ અને અત્યાચારી મોગલરાજાની વિરુદ્ધ લડાઇ ઉઠાવી પ્રતિજ્ઞાપૂર્વક કહીએ કે "મરીશું અથવા જીતીશું"

આ સાંભળતાંજ નવાબનાં બન્ને નેત્રમાંથી અગ્નિ વરસવા લાગ્યો.

---

* એ મંત્રીનું નામ કેટલાક કલયશ અને કેટલાક સચ્ચિદાનંદ પણ કહે છે.

તેણે કઠોર અવાજે કહ્યું કે "હમણાંજ તમને ખૂબ રીબાવી રીબાવી-ને મારી નખાવીશ, છતાં તે કોઇ પણ જોઇ શકશે નહિ; અને પછી તમારાં મુડદાં કાગડા અને ગીધને ખાવા માટે ફેંકાવી દઇશ."

અતિ સાહસ સાથે બાળકોએ કહ્યું કે "કુચ્છ પરવા નહિ, ફાવે તેમ કરો. ધર્મને ખાતર ગમે તેટલું સહન કરી પ્રાણ આપવા તત્પર છીએ. અમને જે કાંઇ કષ્ટ અપાશે, તે વાત ભલે બીજું કોઈ જાણશે નહિ; પણ યાદ રાખજો કે, તે સર્વ રાજાઓનો રાજા, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમેશ્વર તો અમારા દુઃખની વાત જાણ્યા વગર અને તમને પાપની શિક્ષા આપ્યા વગર નહિજ રહે. અને આવાં અનેક પાપકર્મોને પરિણામે મોગલરાજ્યનો પણ અંત આવશે.

"ઠીક, ત્યારે તમારી એવી બેઅદબીનું ફળ ભોગવો. કોઇ પણ રીતે તમને બચાવવાની મેં ધારણા રાખી હતી, પરંતુ તમારી આવી અસહ્ય બેઅદબી તરફ જોતાં તમારૂં મૃત્યુજ સરજાયલું જણાય છે. હું હમણાંજ કોટની દિવાલમાં તમને ચણાવી દઇશ."

આજ્ઞા થતાંજ રાજમિસ્ત્રીએ કિલ્લાની દિવાલ તોડી બે ગજ ખાડો પાડયો, અને બન્ને બાળકોને તેમાં એક બીજાથી બે હાથ છેટે ઉભા રાખી ચૂનો, માટી અને પથ્થર નાખી ચણવા માંડયું. તેમને પગથી તે કમ્મરસુધી ચણી લીધા. આવા ભયંકર મૃત્યુથી પણ બન્ને બાળકોએ ધૈર્ય અને ધર્મ છોડયાં નહિ. આ ક્રૂર દેખાવ જોઇને અનેક માણસોનાં શરીર કંપી ઉઠયાં અને નેત્રોમાંથી આંસુની ધારાઓ ચાલી રહી; પરંતુ નવાબ વાજીદખાંના મુખ ઉપર પૈશાચિક હાસ્ય જણાતું હતું!

ચણતર કમ્મરસુધી આવ્યું, ત્યારે પણ નવાબે તે બન્ને છોકરાઓને ઈસ્લામી થવા કહ્યું; પરંતુ ફતેહસિંહે લાલચોળ થઇ જઇને ઉત્તર આપ્યો કે "કાયર પુરુષ! હવે તું અમને વધારે સતાવ નહિ. કારણ કે ઇશ્વરની ઇચ્છાને આધીન થવામાં અને તેનું સ્મરણ કરવામાં અત્યારે અમે ઘણું સુખ માણી રહ્યા છીએ; માટે ઇશ્વરની ઈચ્છા જલદી પૂર્ણ થાઓ. આ અસત્ય–જડ–દુઃખમય અસાર સંસારમાં રહેવાની હવે અમારી ઇચ્છા નથી."

જબરસિંહે પણ છેલ્લો ઉત્તર દીધો કે "નરાધમ! અત્યાચારી! તું શું માણસોને મારી નાખવાનેજ જન્મ્યો છે? કોઇને જીવતદાન આપવાને જન્મ્યોજ નથી? જો તને ખબર હોય કે, જીંદગી

એ ચાર દિવસના ચાંદરણા જેવી છે, તો પછી શામાટે અમર રહેવાનો હોય એવાં દુષ્ટ કામો કરે છે ?"

મિસ્ત્રી ચણતો ચણતો ફતેહસિંહના ગળાસુધી આવ્યો, ત્યારે નવાબે વળી પણ એવોજ પ્રશ્ન પૂછ્યો. જોરાવરસિંહ-(જબરસિંહ)નું આખું શરીર ચણાઇ ગયેલું હોવાથી તે છેલ્લા શ્વાસ લઇ રહ્યો હતો; તેથી એટલાજ શબ્દો સંભળાયા કે "હે ઈશ્વર! આપનીજ ઇચ્છા પૂર્ણ થાઓ." પછી બન્ને બાળકોનાં માથાં પણ ચણાઈ ગયાં ! આ પ્રમાણે એ જગ્યા એ સિંહ બાળકોનું સમાધિસ્થાન બની રહી; અને પછી તેમની એજ અંતિમ વાણી પંજાબના શીખોને સંભળાયા કરી છે કે "હે ઇશ્વર! આપનીજ ઇચ્છા પૂર્ણ થાઓ."

જે સમયે એ બાળકો આ અસાર સંસારને છોડી જવાની તૈયારીમાં હતા, તે વખતે એક શીખ ગુરુ ગોવિંદસિંહની આજ્ઞાથી બાળકોને શોધતો ત્યાં આવી પહોંચ્યો અને તેણે એ બન્ને બાળકોનું કરુણાજનક વૃત્તાંત અને તેમના વીરોચિત શબ્દો સાંભળ્યા. જો તે શીખ માત્ર બેજ ઘડી પહેલાં આવ્યો હોત, તો તે કદાચ પોતાના જીવનને ભોગે પણ તે છોકરાઓને બચાવી શકત; એવા વિચારથી તેને એટલું બધું દુઃખ ઉપજ્યું કે જેથી તેજ ક્ષણે તેણે પોતાની તલવારથી પોતાના શરીરના બે કટકા કરી નાખ્યા અને તેનો આત્મા પેલા બે *બાળકોની સાથે અમરલોકમાં ચાલ્યો ગયો ! પછી ત્યાં એક હિંદુ પણ પુષ્કળ ધન લઇને આવી પહોંચ્યો. એ ધનને બદલે પોતાના ગુરુપુત્રોને બચાવવા માટે તે ઘણીજ ઉતાવળથી આવ્યો હતો; પરંતુ તેણે જોયું કે ખેલ ખલાસ થઇ ગયો છે ! એ કરુણાજનક હકીકત સાંભળીને તેને બહુજ દુઃખ થયું અને તે ગાંડો બની ગયો.

આ તરફ ગુરુમાતા ગુજરી પણ એ બાળકોની બહુ ચિંતા કરી રહ્યાં હતાં; એટલામાં તેમણે બાળકોના દેહાંતની ખબર સાંભળી. આ વાત સાંભળતાંજ તેમને મૂર્છા આવી ગઇ; અને પછી શુદ્ધિ કદી પણ આવી નહિ !

ધનના લોભી ગંગુએ ધનને ખાતર આજે પોતાના અન્નદાતા ગુરુનું આ પ્રમાણે સર્વનાશ કર્યું. ચાર નિર્દોષ પ્રાણીઓનાં

* મરણ વખતે ફતેહસિંહનું વય લગભગ દશ વર્ષનું હતું અને જોરાવરસિંહનું વય આઠેક વર્ષનું હશે.

અકાળે ખૂન થયાં અને એક માણુસ ગાંડો બની ગયો.

એ કરુણ દૃશ્ય પછી જ્યારે ગુરુ ગોવિંદસિંહ મુક્તસરના યુદ્ધમાં જય મેળવી રાજધાની તરફ પાછા ફરતા હતા, ત્યારે એ પાપભૂમિ સિરહિંદ નગર માર્ગમાં આવ્યું. શીખોએ આ નગરને તોડી પાડવાની પ્રબળ ઇચ્છા બતાવી; પરંતુ મહાદયાવાન ગુરુ ગોવિંદસિંહની ઇચ્છા તેવી નહિ હોવાથી તે કામ બંધ રહ્યું. ગુરુગોવિંદ તે નગરના કિલ્લા ઉપર જ્યાં બે વીર બાળકોને ચણી લેવામાં આવ્યા હતા, તેની બાજુમાં બેસી તેમણે ત્યાંથી તલવારવડે એક નાનું ઝાડ ઉખાડયું. તે જોઇ શીખ લોકોએ એમ કરવાનું કારણ પૂછયું. તેમણે ઉત્તર દીધો કે, આ ભવિષ્યની મોટી વાત છે. હવે મોગલ રાજ્ય લાંબા દિવસ રહેશે નહિ.

ગુરુએ સિરહિંદનું "ગુરુમાતા" નામ પાડયું અને શિષ્યોને કહ્યું કે, જે કોઇ શીખ આ સ્થળે થઇને ગંગાસ્નાન કરવા જાય, તેણે એક એક ઇંટ લઇને તે નદીમાં નાખવી; નહિ તો ગંગાસ્નાન સફળ થશે નહિ. આજે પણ શીખ લોકો તે સ્થાને થઇને જતી વખતે એક એક ઇંટ તે નદીમાં નાખે છે.

પાપીઓને માટે શિક્ષા અનિવાર્ય હોય છે. બન્ને વીર બાળકોનો શાપ ફળ્યો છે. મોગલ રાજ્ય ઉખડી ગયું છે. નવાબ વાજીદખાં અને તેના સાથીઓ, તેમજ ધનનો લોભી ગંગુ, એ બધા વૈરાગી બન્દાદ્વારા અને તેના પ્રબળ શીખ શિષ્યોને હાથે ત્રાહ્ય ત્રાહ્ય પોકારીને મરણ પામ્યા છે.

આ વૃત્તાંત જેટલું શોકજનક છે, તેટલુંજ ધર્માંધ અને ધનલોભીઓ માટે બોધદાયક છે. જો આવી હકીકતોમાંથી પણ અમારા હાલના ધનવાનો, રાજકર્તાઓ અને દેશસેવાને નામે હોઇયાં કરનારાઓ તથા ધર્મને નામે ગુંડાશાહી ચલાવનારાઓ શિખામણ લઇને પ્રાયશ્ચિત્ત કરશે નહિ, તો પછી "કરશે તે ભરશે" એ તો નક્કીજ હોવાથી તેમના ઉપર પણ કુદરતનો કોરડો તો ફરીજ વળવાનો છે !

## ( ૩–અજિતસિંહ, ૪–જુહારસિંહ )

અપાર પરિશ્રમ કરવા છતાં પણ જ્યારે મુખવાલનો કિલ્લો બચાવવો અશકય થઇ પડયો, ત્યારે શીખ–ગુરુ ગોવિંદસિંહ, કેટલાક વિશ્વાસુ નોકરોને સાથે લઇ ગુપ્ત રીતે ચમકૌડના દુર્ગમાં જઇ રહ્યા. ચમકૌડના કિલ્લાની આસપાસ પર્વતોરૂપી દિવાલો જાણે

શીખ વીરોની રક્ષા માટેજ, પ્રકૃતિદેવીએ બનાવી હોય એમ અડગ-ભાવે ઉભી હતી. આ નાનો કિલ્લો હમણાં પંજાબના રૂપુર તાલુકામાં આવેલો છે.

મુખવાલ કિલ્લા ઉપર અનેક આફતો આવી હતી. જ્યારે મોગલોના સખ્ત ઘેરાને લીધે એ કિલ્લામાં અન્ન આવી શકતું નહોતું ત્યારે ગુરુમાતા ગુજરીએ જાણી લીધું હતું કે, આ કિલ્લો હવે થોડાજ વખતમાં મોગલોના હાથમાં જશે. આથી તેઓ પોતાના વંશની રક્ષા માટે ગુરુ ગોવિંદસિંહના બે નાના છોકરા સાથે કિલ્લામાંથી ગુપ્ત રીતે નીકળી ગયાં હતાં. પછી થોડા સમયમાંજ શીખ સિપાઇઓ અન્નને અભાવે, શક્તિહીન થઇ ગયા અને ધીમે ધીમે ગુરુનો ત્યાગ કરી ચાલતા થયા! માત્ર ૪૦ યોદ્ધાઓએ નિશ્ચય કર્યો હતો કે "અન્ન કે જળ ન મળે, તોપણ પોતાના અન્ન-દાતાનો ત્યાગ કરવો નહિ અને લડતાં લડતાંજ મરવું." પરંતુ મુઠ્ઠી-ભર લડવૈયાઓથી કિલ્લાની રક્ષા થવી અસંભવિત સમજીને ગુરુ ગોવિંદસિંહ પણ એક અંધારી રાત્રે ચમકૌડના કિલ્લામાં ચાલ્યા ગયા. તરતજ આ વાત મોગલોએ જાણી અને તેમણે ગોવિંદસિંહ-ની પાછળ પડી ચમકૌડનો કિલ્લો પણ ઘેરી લીધો.

આ કિલ્લામાં ગયા પછી ગુરુ ગોવિંદે પોતાની કુળદેવી 'નથનામાતા'નું આરાધન કર્યું અને તેનો આશીર્વાદ માગ્યો. શીખ લોકોને પૂરી ખાત્રી હતી કે, ગુરુ ગોવિંદ 'નયનાદેવી'ના ઉપાસક હોવાથી જ્યારે પણ કોઇ વિપત્તિ આવી પડે છે, ત્યારે દેવી તેમને સંકટમાંથી બચાવી લે છે. ગુરુ ગોવિંદ પણ આવા સંકટના સમયે શીખ વીરોમાં અજબ જેવું તેજ જગાડી આપતા અને નવીજ શક્તિ અને આશા રેડી આપતા. શીખલોકો પણ ગુરુને માટે આત્મદાન કરવા હમેશાં તૈયાર રહેતા. ગોવિંદસિંહ-નું અપૂર્વ શિક્ષણ અને વીરત્વ પ્રત્યેક શીખની નસેનસમાં રેડાયું હતું. ગોવિંદસિંહે શીખ લોકોના હૃદયમાં, નવા તેજનાં જે કિરણો નાખ્યાં હતાં, તેના પરિણામે પ્રત્યેક શીખ પૂરા નિર્ભય અને સ્વાર્થ-ત્યાગી બની રહ્યા હતા. પ્રાણ કરતાં પણ પોતાના ધર્મને, તીર્થને અને દેશને તેઓ વધારે અગત્ય આપવાનું શીખ્યા હતા. આવા મહાન ગુણો અને અસાધારણ આદેશ–ઉપદેશને લીધેજ શીખલોકો આગળ જતાં મોગલવંશનો નાશ કરવામાં સહાય આપી શકયા અને સ્વતંત્ર શીખ–રાજ્ય સ્થાપવામાં સફળ થઇ શકયા.

કિલ્લાને ઘેરો ઘાલનાર મોગલ સેનાપતિ ખાજા મહમ્મદ અને નાહરખાંએ અનેક વિચારો કર્યા પછી, ગોવિંદસિંહને એક દૂત મોકલી કહાવ્યું કે "તેણે બાદશાહને શરણે આવવું." ગુરુની પાસે દૂત ગયો, ગુરુએ તેને માન આપ્યું; પરંતુ મહાન મોગલ શહેનશાહે દર્શાવેલો વિનય બાજુપર રાખીને એ દૂત તો ઉલટો અસભ્ય શબ્દો ગુરુ–દરબારમાં બોલવા લાગ્યો અને ભય બતાવવા લાગ્યો. ત્યાં હાજર રહેલા શીખ વીરોને આથી ઘણું અપમાન જણાયું; પરંતુ દૂતને મરાય કે પકડાય નહિ, એવો રાજનિયમ હોવાથી તેઓ કાંઈ બોલ્યા નહિ.

પરંતુ આ સભામાં ગુરુ ગોવિંદના બે છોકરા હાજર હતા. મોટાનું નામ અજિતસિંહ અને ઉંમર પંદર વર્ષની હતી, તથા નાનાનું નામ જુહારસિંહ અને ઉંમર તેર વર્ષની હતી. દૂતને મોઢેથી પિતૃનિંદા, ધર્મનિંદા અને નેતૃનિંદા થઈ તે અજિતથી સહન થયું નહિ. તેણે કમ્મરે લટકતી તરવાર બહાર કાઢીને દૂતને તિરસ્કારપૂર્વક કહ્યું કે " સાવચેત ! ફરીથી એવો એક પણ શબ્દ બોલ્યો તો કટકેકટકા કરી નાખીશ."

બાળકના આવા તેજસ્વી શબ્દો સાંભળીને દૂતનો કોપાગ્નિ સળગી ઉઠ્યો. અને તરતજ શીખ દરબાર છોડી ચાલ્યો ગયો.

* * *

આ બનાવને થોડા દહાડા થયા પછી શીખોએ કિલ્લાનાં બારણાં ઉઘાડી નાખી મોગલો ઉપર હુમલો કર્યો. કિલ્લાની બહાર એક મોટું યુદ્ધ થયું. એ મહાન યુદ્ધમાં પ્રત્યેક શીખે અસાધારણ વીરતા બતાવી. અનેક શત્રુઓના પ્રાણ લીધા; પરંતુ તેઓ મુઠ્ઠીભર હતા. તેથી એક પછી એક બધાજ રણશય્યામાં પોઢી ગયા ! આ દેખાવ જોઈને ગુરુબાળક અજિતનું મન અકળાઈ ઉઠ્યું, પિતાનું વીર લોહી પુત્રના શરીરમાં ઉકળી ઉઠ્યું. તેણે પણ બીજા શીખવીરોની પેઠે શત્રુઓ સામે લડીનેજ મરવાનું પસંદ કર્યું. તે તરતજ પિતાની સામે જઈ બોલ્યો કે "પિતા ! આપની પાસેથીજ શીખ્યો છું કે, શરીર તો જ્યારે ત્યારે પડવાનુંજ છે. મરણ તો જન્મની સાથેજ સરજાયલુંજ છે, તો પછી મને પણ યુદ્ધમાં જવાની આજ્ઞા આપો અને મને પણ ધર્મને માટે મરવા દો. મારી નાની ઉંમરનો વિચાર કરશો નહિ." કોમળ શરીર છતાં વીરત્વભરેલા શબ્દો સાંભળી પિતાના હૃદયનો સ્નેહ ઉછળી આવ્યો અને

હસતે ચહેરે પ્રેમપૂર્વક પુત્રને છાતી સાથે દબાવી કહ્યું કે "જાઓ બેટા! તમારી આ નાનકડી તલવારવડે રમતા રમતા અનંત અકાળ પરમાત્મામાં મળી જાઓ. આ ક્ષુદ્ર શરીરનો ભોગ આપી જગતને બતાવી આપો કે, અમે આ નાશવંત જગતના મોહમાં ડૂબી રહેવા ઈચ્છતા નથી. જગતનાં ચાર દિવસની ચાંદની જેવાં તુચ્છ સુખો ભોગવવાની અમને લાલસા નથી, અમે તો માત્ર પરમાત્માનોજ આશીર્વાદ માગીએ છીએ. બસ, પરમાત્માનું પરમધામજ અમારી હમેશની નિવાસભૂમિ છે! અમે અમરજ છીએ અને અમરજ રહીશું! મૃત્યુને તો અમે ઓળખતા પણ નથી ને જાણતા પણ નથી; એવું બતાવી આપો! આપણું હૃદય માત્ર એક ઇશ્વરનુંજ સિંહાસન હોવાથી તેના ઉપર બિરાજ્યાનો અધિકાર એક માત્ર તે ઇશ્વરનોજ છે! માટે હમેશાં તેનેજ હૃદયમાં રાખજો! જાઓ બેટા! તમે જગતને 'મરવું કેમ' તે પણ મરીને બતાવી આપો. તે મહાન પ્રભુની અપૂર્વ જ્યોતિમાં સદા ચિત્ત રાખજો. જાઓ બેટા! ધર્મમાં પ્રવૃત્ત થાઓ. ઈશ્વર તમારી ઇચ્છા પૂર્ણ કરો. તમારી સમક્ષ જગત ચૂર્ણ થઈ જાય, તોપણ ધર્મ ન ત્યાગતાં તે મહાન પ્રભુ ઉપર અડગ વિશ્વાસ રાખજો. ધર્મયુદ્ધમાં મરવાથી ઈશ્વરના દરબારમાં અચળ પદ અને અમર કીર્તિ મળશે; માટે મૃત્યુપીડાથી ડરશો નહિ! જાઓ બેટા અજિત! નામ પ્રમાણે 'અજિત'જ રહીને નશ્વર શરીરનો ભોગ આપજે! "ઇશ્વર સદા–સર્વત્ર છે" એ વાત તારી વીરતાવડે દર્શાવી આપજે. તે સદા–સર્વત્ર તારી સહાય કરશે."

અજિતસિંહ વીર યોદ્ધાની પેઠે જુસ્સો લાવીને ઘોડેસ્વાર થયો અને જોતજોતામાં મોગલસૈન્યના સમુદ્રમાં ઝંપલાવ્યું. હાથમાં નાનકડી ઉઘાડી તલવારવડે તેણે રણમેદાનમાં શત્રુસૈન્યમાં ઝુઝવા માંડયું. કિલ્લામાંથી પિતા જોવા લાગ્યો કે, પુત્ર વીરતાપૂર્વક શત્રુઓનાં માથાં ઉડાવી રહ્યો છે! પુત્ર મોઢામાંથી "અનંત" "અકાળ" શબ્દો બોલતો ચારે દિશામાં ઘૂમી રહ્યો છે; પરંતુ કેટલી વાર? એક તરફ નાનું બાળક અને બીજી બાજુએ સમુદ્રના તરંગો જેવું મોગલ સૈન્ય! બે કલાક વીતતાં ન વીતતાંજ બાળક થાકી ગયો, છતાં પણ તે રણમાંથી પાછો હઠયો નહિ! થાકેલા હાથ અને થાકેલું શરીર વારંવાર લથડી જવા છતાં પણ પાછું ઈશ્વરી બળ આવી જતું અને પાછો લશ્કરમાં વીરતાથી ઘૂમીને શત્રુઓનો સંહાર કરતો હતો. પરંતુ હવે તે વધારે વખત ટકી શકયો નહિ. એક

મોગલ સિપાઈની તલવારથી તે પૃથ્વી ઉપર પડ્યો અને તે કોમળ પણ વીર બાળક એમ લડતાં લડતાંજ અમર ધામમાં ચાલ્યો ગયો.

પોતાના પુત્રને આ પ્રમાણે યુદ્ધક્ષેત્રમાં પડેલો જોઈ ગુરુ ગોવિંદસિંહ ઈશ્વરનાં જયગાન કરવા લાગ્યા. તેમણે કહ્યું કે "હે પ્રભો! તેં જે તારા ઉપરના વિશ્વાસવડે મારૂં હૃદય ભરપૂર કર્યું હતું, તેજ વિશ્વાસપૂર્વક આજે તમારા પાદપદ્મમાં તમે આપેલા વીર બાળકને અર્પણ કરી દઉં છું. આ જુઓ જુઓ, એ અજિત હવે અનંત નિદ્રામાં સૂઈ ગયો છે, માટે આપ તેને ખોળામાં લઈ લ્યો. પ્રભો ! હું પણ તમારોજ પુત્ર છું. આપની જ્ઞાનજ્યોતિથીજ મારૂં હૃદય આપ પરિપૂર્ણ રાખો છો. આપજ મારૂં સર્વ સુખ અને સર્વ કંઈ છો. દેવ ! તમારીજ કૃપાથી અમે અત્યાચારી મોગલોના અત્યાચાર બંધ પાડવાની આટલી શક્તિ અને સાહસ મેળવ્યાં છે. શત્રુઓ ક્ષણમાત્રમાં કિલ્લો જીતી શકે એવું છતાં પણ તમારોજ હું સર્વત્ર જય થતો જોઉં છું; અને આપજ અમો સર્વના હૃદયમાં વિરાજમાન રહો છો. શીખ પ્રજાનું આટલું બધું વીરત્વ એ પણ પ્રભો ! તમારીજ કૃપાનું ફળ છે." આ પ્રમાણે પરમાત્માનાં સ્તુતિગાન કરતાં કરતાં ગુરુ ગોવિંદસિંહનાં નેત્રો બંધ જેવાં થઇ જઇ તેઓ એક પ્રકારની સમાધિમાં આવી ગયા.

જ્યારે તેમની તે સમાધિ ભંગ થઇ અને આંખો ધીમે ધીમે ઉઘડવા લાગી; ત્યારે એક આનંદદાયક અપૂર્વ દૃશ્યવડે તેમનું હૃદય નાચી ઉઠ્યું. તેમણે જોયું કે, વચલો છોકરો જુહારસિંહ પણ તેમની સામે બે હાથ જોડીને ઉભો છે ! પિતાએ પ્રેમપૂર્વક પૂછયું કે " શું જોઇએ છે બેટા ? હાથ જોડીને કેમ ઉભો ?" પુત્રે કહ્યું કે "મોટાભાઇ જ્યાં ગયા છે, ત્યાં જવાની મારી પણ ઇચ્છા છે; હું પણ તલવાર ચલાવી જાણું છું, હું પણ કેટલાક શત્રુ મારી શકીશ, મારા હાથમાં પણ બળ છે, જો મારો જય થશે તો તો સારી વાત; પણ જો હું યુદ્ધમાં દેહત્યાગ કરીશ તો હું તે પરમાત્માનું અમરધામ મેળવીશ. માટે પિતાજી! આજ્ઞા આપો કે જેથી હું પણ યુદ્ધમાં દેહત્યાગ કરી શકું."

"પરંતુ બેટા ! તારૂં વય બહુ નાનું છે." પિતાની વાત નહિ સાંભળતાં પુત્રે કહ્યું કે "વય નાનું છતાં પણ મેં આપનાદ્વારા અમૃતપાન* કર્યું છે. એટલે હું પણ યુદ્ધ કરી શકીશ. મને આશીર્વાદ આપો, કે જેથી મારા મનોરથ સિદ્ધ થાય. હું તે આનંદધામ-

---

* અર્થાત્ મને ધર્મદીક્ષા મળી છે. "દીક્ષા"ને શીખ લોકો "પહલ" અથવા "અમૃત" ઉત્સવ કહે છે.

નીજ ઇચ્છા રાખું છું."

તેર વર્ષના સુકોમળ બાળકના મુખમાંથી આવાં અપૂર્વ સાહસ, વીરતા અને તેજભરેલાં વાક્યો સાંભળી ગુરુને બહુ આનંદ થયો. તેમણે જાણ્યું કે, તેને જે ધર્મ-શિક્ષા આપવામાં આવી છે તે વ્યર્થ ગઇ નથી. પુત્ર નાની ઉંમરનો છતાં પણ તેનાં વંશની ઇજ્જત વધારે એવાં વીરોચિત વચનો સાંભળીને કયા પિતાનું હૃદય આનંદથી નાચી નહિ ઉઠે? તેર વર્ષનો સાધારણ બાળક લડાઇમાં જવાનું શું સમજે? પરંતુ જે ક્ષત્રિયપુત્ર છે, જે યુદ્ધના કોલાહલ વચ્ચે ઉછર્યો છે, તે યુદ્ધથી બ્હીતો નથી; પણ યુદ્ધનું નામ સાંભળતાંજ તલવાર ઉપર હાથ નાખી આનંદપૂર્વક યુદ્ધક્ષેત્રમાં દોડી જાય છે અને શત્રુઓનાં હૃદય કંપાવી મૂકે છે!

ગોવિંદસિંહે હસતાં હસતાં ઉત્તર દીધો કે "બેટા! તારી ઇચ્છા છે તો આવ, હું મારાજ હાથે તને યુદ્ધનો પોષાક પહેરાવું." એમ કહી ગુરુએ પોતેજ તેનો ઉત્સાહ વધાર્યો. બાળક પણ કૂદકો મારીને પિતાની પાસે આવી ઉભો રહ્યો. પિતાએ મખમલનો સુંદર પોષાક તેના કોમળ દેહ ઉપર પહેરાવી દીધો, કટી ઉપર મેખલા બાંધી દીધી, તેના ઉપર એક સુંદર તલવાર મ્યાન સાથે લટકાવી દીધી, જરીનો એક નાનો ફેંટો તેના માથા ઉપર શોભવા લાગ્યો. બાળક પોતાનો પહેરવેશ અરીસામાં જોઇને પોતે પણ આનંદ પામતો હસવા લાગ્યો. ધન્ય ગુરુ તમારી શિક્ષા! ધન્ય તમારી દીક્ષા! ધન્ય તમારા વીર બાળકને! પિતાએ બાળકપુત્રને ગાઢ આલિંગન દીધું અને વારંવાર ચુંબનો કર્યાં. છેવટે કહ્યું કે "જુહાર! તું કાંઈ દેહ નથી, પણ દેહી-દેહવાળો-છે અને સદાને માટે અમર છે. માટે ભૂલેચૂકે પણ મરણનો ભય રાખીને શત્રુને પીઠ દેખાડતો નહિ. આ નાનકડી તલવારવડે લડતાં લડતાંજ દેહત્યાગ કરજે. વીરોચિત રીતે દેહ ત્યાગ થાય, એજ સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવાનું દ્વાર છે, ઇશ્વર તને આશીર્વાદ આપો."

પિતાની આજ્ઞા મળતાંજ સિંહશિશુ અશ્વારોહણ કરી શત્રુદળ ઉપર તૂટી પડ્યો. આ બાળક પણ યુદ્ધક્ષેત્રમાં અપાર વીરત્વ ગજાવીને અનંત નિદ્રામાં પોઢ્યો. તેને ભૂમિ ઉપર પડતાં જોઈ પિતા બોલી ઉઠ્યા કે "ધન્ય છે પ્રભો! ધન્ય આપની કૃપાને! તમારા સત્યની અને તમારા ધર્મની રક્ષા કરતાં બંને પુત્રો વીર યોદ્ધાની પેઠે વીરશય્યામાં સૂવાનું અહોભાગ્ય પામ્યા છે!"

હવે સિંહ પોતે યુદ્ધક્ષેત્રમાં ઉતર્યો. ગુરુ ગોવિંદસિંહ ખરેખર એક સિંહજ હતા! તેમનું બળ, વીર્ય અને તેજ–પરાક્રમ એક પ્રબળ સિંહ જેવુંજ હતું. તેમના અદ્ભુત પરાક્રમ આગળ પ્રબળ મોગલ શક્તિનો પરાજય થયો. સેનાપતિ નાહરખાં પણ તેમના હાથથી ઘાયલ થયો અને ખાજા મહમદ પણ મરણપથારીએ પડ્યો! પરંતુ સિંહ પણ એ સમયે અતિશય બલહીન થઇ ગયો હતો, માત્ર પાંચજ શીખવીર તેની આસપાસ રહ્યા હતા; અને બીજા નિદ્રામાં પોઢ્યા હતા! ગુરુ ગોવિંદે પણ એ યુદ્ધમાં પોતાની આહુતિ આપવાનો આગ્રહ કર્યો, પરંતુ જોડીદારોએ તેમના અકાળ મરણથી શીખસમાજમાં મોટી ખોટ આવે, એ વાત તેમને ઘણી વાર કહેવાથી તેઓ નિરૂપાયે તેમના વિચારને સંમત થયા.

યુદ્ધમાં મોગલસેનાપતિઓ ઘવાયાની ને મરવાની વાત જાણતાંજ મોગલ છાવણીમાં ગભરાટ ફેલાઇ ગયો. સાંજ પડવાથી અંધકાર પણ ફેલાઇ ગયો. આથી ગુરુએ પણ એ સુયોગ જવા દીધો નહિ; અને ગુપ્ત રીતે ત્યાંથી નીકળી ગયા.

માર્ગમાંજ ગુરુને સમાચાર મળ્યા કે, મોગલોના અત્યાચારથી તેમના બન્ને પુત્રોને જીવતા ભીંતમાં ચણી લીધા છે અને એ ખબર સહન નહિ થવાથી ગુરુમાતાએ પણ પ્રાણત્યાગ કર્યો છે.

આ શોકવાર્તા સાંભળવા છતાં ગુરુના હૃદયમાં લેશ પણ ખેદ થયો નહિ. તેઓ દેશદશા વિચારતાં–વિચારતાં જ્ઞાનશૂન્ય જેવા થઇ ગયા! કેટલાંક વર્ષ પછી, ચિરસ્મરણીય મુક્તસરના યુદ્ધમાં મોગલોનો સંપૂર્ણ પરાજય કરીને ગુરુએ શીખ રાજ્યનો પુનરુદ્ધાર કર્યો; ત્યારેજ ગુરુપત્ની માઇ સુદરણે અજ્ઞાતવાસ દૂર કર્યો અને પતિની પાસે હાજર થઇ પોકાર કરીને કહ્યું કે "વિજય તો મળ્યો પણ મારા તે પુત્રો ક્યાં છે?" તેણીનાં આંસુ લૂછતાં લૂછતાં ગોવિંદસિંહે કહ્યું કે "તેમને ગુમાવ્યા એ ખરૂં, પણ તેમને બદલે સમગ્ર શીખસંપ્રદાયનું હૃદય જીતાયું છે. તે પણ બધાં તારાંજ છોકરાં છે. તું તે બધાં ઉપર તારો માતૃસ્નેહ વરસાવ્યા કરજે."

મહાપ્રતાપી, ધર્મ અને જાતિરક્ષક ગુરુ ગોવિંદસિંહ અને તેમના ચારે પુત્રોનું અપૂર્વ વીરત્વ આજે પણ પંજાબના ઇતિહાસનાં અનેક પાનાં દીપાવી રહ્યું છે. હજારો જીહ્‌વા અને હજારો મુખથી તે બોલી રહ્યાં છે કે, ધર્મવીર પુરુષોનો જય! કર્મવીર પુરુષોનો જય!



# ૩૦–સાત હજાર વીરોનું આત્મબલિદાન

किमपेक्ष्य फलं पयोधरान् ध्वनतः प्रार्थयते मृगाधिपः ।
प्रकृतिः खलु सा महीयसः सहते नान्यसमुन्नतिं यया ॥ ( શ્રી ભારવિ )

અર્થાત્—ગર્જના કરતા મેઘની સામે, સિંહ જે પ્રતિગર્જન કરે છે, તે શું ફળની અપેક્ષાએ કે ? નહિજ ! એ તો મહાપુરુષોની પ્રકૃતિજ એવી હોય છે કે જેને લીધે, તેઓ બીજાની ઉન્નતિ સહન કરી શકતા નથી. (અર્થાત્ બીજાઓ કરતાં વિશેષ ઉત્કર્ષ કરવાની સ્પર્ધા–હરિફાઇ–કરે છે, નહિ કે અદેખાઇ કે નિંદા કરીને સામાને હલકા પાડવા ઇચ્છે છે.)

## ૧–ઉપોદ્‌ઘાત

આજથી દોઢ હજાર વર્ષ પહેલાંનું ભારતવર્ષ જૂદાજ પ્રકારનું હતું. અસંભવિત છતાં કદાચ તે સમયનો કોઈ ભારતવાસી આ સમયે આવીને ભારતવાસીઓ તરફ જુએ તો તેને એવુંજ લાગે કે જેવું સિંહણને પોતાને પેટે ગધેડું જન્મેલું જોઈને લાગી આવે. અરે ! અમે એવા નિર્બળ અને તિરસ્કારપાત્ર બની ગયા છીએ કે, અમે અમારી અવદશાને પણ સમજી શકતા નથી ! સાંપ્રત સમયના ભારતવાસીઓ અને એલેકઝાન્ડરના આક્રમણસમયના ભારતવાસીઓ વચ્ચે એટલું બધું અંતર છે કે જેટલું તે સમયના ભારતવાસીઓ અને રામાયણસમયના ભારતવાસીઓ વચ્ચે હતું. જે સમયની ઘટનાનો ઉલ્લેખ અમે કરવા ધારીએ છીએ, તે સમયે ભારતવર્ષ નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાયલું હતું. મહાભારતના યુદ્ધ પછી મળી–સંપીને કામ કરવું, એ ભારતવાસીઓ ભૂલીજ ગયા છે. ઇતિહાસકારોનો એવો મત છે કે, ભારતીય નૃપતિઓ માંહોમાંહે મળી–સંપીને જો વિદેશીઓની સામા થઇ ગયા હોત, તો સંસારની કોઇ પણ શક્તિ તેમને જીતવા સમર્થ થઇ શકત નહિ; પણ તે સાથે તે લોકોનું કહેવું એમ પણ છે કે, વિભક્ત રાજ્યોના કારણથી આખું ભારત એકે સપાટે જીતાઈ શકાયું પણ નહિ. કારણકે એક રાજાને જીતવાથી કેવળ તેનાજ રાજ્યપર તેનો અમલ

થતો હતો અને અન્ય નૃપતિઓ તો જેવા ને તેવા સ્વતંત્રજ રહેતા હતા.

જે સમયે દિગ્વિજયી એલેકઝાન્ડર રોમ, મિસર, સીરિયા અને ઇરાન આદિ દેશોપર વિજય કરતો કરતો ભારતવર્ષ તરફ આવતો હતો, તે સમયે પશ્ચિમોત્તર ભારતમાં તક્ષશિલા, અભિસાર આદિ રાજ્ય હતાં. મહારાજ પુરુ જેવા મહાવીર રાજા રાજ્ય કરતા હતા અને માલ્લ જેવી શૂર જાતિઓ દેશના ગૌરવસ્વરૂપ બની રહી હતી. ધન, બળ, વિદ્યા, શિલ્પ અને વાણિજ્ય વગેરેથી સર્વ પ્રકારે એ સમયે દેશ ભરપૂર હોઇને માત્ર એકતાનો-સંપનોજ અભાવ હતો. અભિસારનો રાજા તક્ષશિલાના રાજાનો નાશ ઇચ્છતો હતો અને તક્ષશિલાનો રાજા, મહારાજા પુરુનો અભ્યુદય સાંખી શકતો ન હતો. શત્રુને મળી જઇ એકબીજાનો નાશ કરવાનું તેઓ ધારતા હતા; એટલે પછી વિદેશી એલેકઝાન્ડર વિજયશાળી કેમ ન થાય? ભારતવર્ષમાં એ સમયે શૂરવીર લડવૈયાઓની સંખ્યા અગણિત હતી અને સાધારણ સેનાનાયક પણ દસ બાર હજાર લડવૈયા એકત્ર કરી નૃપતિઓને સહાય કરી શકતા હતા. આવી સેનાઓ પોતાના દેશમાં તો નહિજ, પણ બહારના દેશોમાં જઈ પોતાના પરાક્રમથી સ્વદેશનું મુખ ઉજ્જવલ કરી રહી હતી. તેમણે કેટલીએ વાર એકત્ર થઇને પોતાની અપૂર્વ ધનુર્વિદ્યાનો પ્રતાપ બતાવી દીધો હતો. શું શું ગણીએ! સ્વયં-ખુદ એલેકઝાન્ડર પણ ભારતીય વીરોની ધનુર્વિદ્યા કબૂલ કરતો હતો. પ્રસિદ્ધ ઇતિહાસકાર એરિયન કહે છે કે "ભારતીય ધનુષ્ય મનુષ્યના જેટલું લાંબુ હતું; તેના એક છેડાને જમીન ઉપર ગોઠવી હાથથી પ્રત્યંચા ખેંચીને તેઓ બાણ છોડતા હતા. ભારતીય ધનુર્ધરના હાથે છૂટેલા બાણથી બચાવ થવો ઘણો મુશ્કેલ હતો. ઢાલ અથવા એવી કોઇ પણ વસ્તુથી એની સામે બચાવ કરી શકાતો નહિ. આજે એવાજ ધનુર્ધરોનું પુણ્યચરિત્ર વાચકોની સમક્ષ રજુ કરવામાં આવે છે. જનની જન્મભૂમિના સપૂતોનાં વીરોચિત કાર્યોથી, તેમની અપાર સ્વદેશભક્તિથી અને તેમના આત્મબલિદાનથી જો આપણા રક્તમાં કંઇ પણ ઉષ્ણતા ન આવે તો કહેવું પડશે કે, હવે હિંદુજાતિ અધોગતિના તળીયામાં પહોંચી ગઇ!

## ૨-અશકુનિ દેશ અથવા યુદ્ધયોજન

પંચકોડા અને સિંધુ નદીની વચ્ચેનો દેશ ઉક્ત નામથી વિ-

ખ્યાત હતો. ત્યાંના લોકો ઘણાજ વીર્યવાન હતા. મહારાજ પુરૂ પણ વીરપુરુષ હતા. તેમની પાસે ૨૦,૦૦૦ ઘોડેસ્વાર, ૩૦,૦૦૦ પાયદળ સૈન્ય અને ૩૦ હાથી હતા. સ્વાતંત્ર્યપ્રિય હોવાના કારણથી પોતાનાપર ચઢી આવેલા એલેકઝાન્ડરને વશ થવાની તેમણે ના પાડી અને યુદ્ધ કરવાને તૈયાર થઈ ગયા. સૈન્ય ભેગું કરવાનો આરંભ થઇ ગયો. સાત હજાર ભારતવીરો તેમની સેનામાં આવી રજુ થઇ ગયા. આ ભારતીય વીરોના સેનાપતિઓ પણ ઘણાજ રણકુશળ હતા. મહારાજ પ્રત્યેક વાતમાં તેમની સલાહ લેતા હતા અને તેમનીજ સલાહથી મહારાજે મહાશૃંગને પોતાના મુખ્ય કિલ્લા-તરીકે નિયત કર્યો. અહીંઆંજ પોતાનું સૈન્યબળ એકત્ર કરીને મહારાજે જગતવિજેતા એલેકઝાન્ડરની સામે સેના ગોઠવી. આ દુર્ગનું પણ કેટલુંક વર્ણન વાચકોને આ સ્થળે રુચિકર થશે.

આ દુર્ગની પૂર્વમાં જોશથી વહેતી એક પહાડી નદી પોતાના તરંગોથી જાણે શત્રુઓનો ઉપહાસ કરી રહી હતી. આ બાજુથી તો એ કિલ્લાપર આક્રમણ કરવું અસંભવિત હતું. પશ્ચિમ અને દક્ષિણબાજુએ ખાડા–ટેકરાવાળી ખડબચડી પહાડીઓને લીધે માર્ગ કહાડવો મુશ્કેલ હતો, કેવળ ઉત્તર બાજુને પ્રકૃતિદેવીએ ખુલ્લી રાખી હતી; પરંતુ આ બાજુ મહારાજના સુપ્રબંધથી સુવ્યવસ્થિત હતી. આ પ્રમાણે પ્રાયઃ ચારે બાજુથી શહેર સુરક્ષિત હતું. યથાસ્થાને ઇંટ, પથ્થર અને લક્કડ વગેરેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. તેની આગળ એક જલપૂર્ણ ઘણી ઉંડી ખાઈ હતી. વીર ભારતીય સૈનિકો ધનુષ્યબાણ લઇને આ બાજુ તરફથી શત્રુનો ગર્વ ઉતારવા ખડા હતા. અહીંઆંજ ભારતભૂમિનું ગૌરવ સ્થાપિત કરવાનો આરંભ થયો હતો. અહીંઆંજ વીર ભારતવાસીઓ રણચંડીની પૂજાનું વિધાન કરી રહ્યા હતા. એલેકઝાન્ડર કિલ્લાની સુવ્યવસ્થા અને ભારતવાસીઓનો અપ્રતિમ ઉત્સાહ મુક્તકંઠે ગાવા લાગ્યો. તેણે ભારતવાસીઓને પોતાના પક્ષમાં લેવા અનેક યુક્તિઓ રચી, અનેક પ્રકારના લોભ–લાભ દર્શાવ્યા; પરંતુ વીર ભારતવાસી તો અટલ રહ્યા. તેમણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે "વિશ્વાસઘાત કરવો, એ કાયરોનુંજ કામ છે, અમારૂં નહિ." એમ કહીને તેમણે યુદ્ધનો આરંભ કર્યો. ગ્રીક તંબુઓમાં હાહાકાર મચી રહ્યો. તેઓ ગભરાઈ જઈને નાસવાની તૈયારીમાં હતા; પરંતુ એટલામાંજ ત્યાં સ્વયં એલેકઝાન્ડર આવી ઉભો રહ્યો! તેણે પોતાના

સૈનિકોને ઘણુંજ આશ્વાસન આપ્યું; પરંતુ બાણોની એવી ઝડી લાગી રહી હતી કે, તેણે પણ ત્યાં ઉભા રહેવું ઉચિત ધાર્યું નહિ. એવામાં દુર્ગના એક ભારતીય વીરે હાકલ કરીને કહ્યું કે “ઓ એલેક્ઝાન્ડર! તું નાના નાના દેશો જીતતો ફર્યો, તેથી તને ઘણું-જ અભિમાન વધી ગયું છે અને તેથી અન્યનું હિત–અહિત તું જાણતો નથી. આ સમયે તું અમારા લક્ષ્યમાં છે. અમે કદાચ ધારી-એ તો તને મારી પણ નાખીએ અને સંસારનાં સર્વ સંકટોનો અંત લાવી દઇએ; પરંતુ અમે લોકો રાજાનો વધ કરવો ઉચિત ધારતા નથી. તેથી માત્ર એકાદ સાધારણ બાણથીજ તને ઘાયલ કરી જતો મૂકીએ છીએ. બસ, હવે તું અહીંથી ચાલ્યો જા અને આ દુર્ગ લેવાનો સંકલ્પ ત્યજી દે; એમાંજ તારી ભલાઇ છે.” આ શબ્દોની સાથેજ એલેક્ઝાન્ડરને એક સામાન્ય બાણ વાગ્યું અને તે ઘાયલ થઇ જમીનપર પડ્યો. તરતજ રણભૂમિમાં ગભરાટ થઇ રહ્યો; પણ એવામાં એલેક્ઝાન્ડર પોતાના ઘોડાપર પુનઃ આરૂઢ થયેલો જણા-યો. તેણે અમુક નિશાનીથી પોતાની સેનાને પાછી હઠવા સૂચવ્યું અને અલ્પ સમયને માટે યુદ્ધ બંધ પડયું.

### ૩–“યુદ્ધ અને દુર્ગપતન”

ત્રણ ચાર દિવસ આ પ્રકારે યુદ્ધ ચાલ્યું. પરંતુ ભારતીય વીર-નરોનાં બાણો આગળ એલેક્ઝાન્ડરના મનોરથ નિષ્ફળ નીવડયા. છેવટે તેણે એક યુક્તિ શોધી કાઢી. રાત્રિસમયે જ્યારે યુદ્ધ બંધ પડતું, ત્યારે તે ખાઈની નજીક એક દિવાલ બનાવવાનો આરંભ કરતો હતો. આથી એલેક્ઝાન્ડરની આશા સર્વાંશે સફળ થઈ. નવ દિવસમાં જ્યારે એ દિવાલ શહેરના કોટ જેટલી ઉંચી થઇ ગઇ, ત્યારે તેણે કુશળતાથી રાત્રિને સમયે એ દિવાલ અને કોટની વચ્ચે આવેલી ખાઇ ઉપર પૂલ બાંધી દીધો. એ સમાચાર મહારાજને પહોંચતાં તે ઘણાજ ગભરાયા અને તુરત સૈન્ય લઈ તે સ્થળપર પહોંચી ગયા. ત્યાં જોયું કે ભારતવીરોની બાણવર્ષા ને અસિપ્રહાર વચ્ચે પણ ગ્રીકસેના આગળ વધવા મથી રહી છે; પણ સફળતા મેળવી શકતી નથી. આ પ્રમાણે ભારતીય સેના અપૂર્વ પરાક્રમ દર્શાવી રહી હતી; છતાં અફસોસની વાત કે મહારાજે ગભરાટના માર્યા પોતેજ યુદ્ધ કરવાની ઇચ્છા પ્રકટ કરી. તેમણે કહ્યું કે, ભારતીય સેના બાણયુદ્ધમાં કુશળ છે; પણ બાણયુદ્ધ ન-જીકથી સારી રીતે થઈ શકતું નથી. અને ગ્રીક સેના અને અમારી

સેના તદ્દન સેળભેળ થઇ ગઇ છે. માટે અમે અમારી સઘળી સેનાની સાથે દૂર ઉભા રહી યુદ્ધ કરીશું. આ પ્રમાણે ભારતીય સેનાને દુર્ગના ઉચ્ચતમ સ્થાનપરથી બાણવૃષ્ટિ કરવાની આજ્ઞા મળી તે સામે સેનાપતિએ ઘણો વાંધો ઉઠાવ્યો; પણ મહારાજે તેપર લક્ષ્ય આપ્યું નહિ. અંતે ભારતીય સેનાને તે સ્થળ છોડીને ઉપર જવું પડયું. જ્યારે ભારતીય સેના ત્યાંથી હઠી, ત્યારે મહારાજનાં ઉત્સાહિત વચનોથી સેનામાં ખૂબ જોશ ફેલાયો; પરંતુ એલેકઝાન્ડરની સેનાને તેથી ઘણુંજ ફાવી ગયું.

ગ્રીક તંબુમાંના એક યંત્રથી એક એવો તો વિનાશક ખંડ ફેંકવામાં આવ્યો, કે જે બરાબર મહારાજના માથામાં વાગ્યાથી તેમની ખોપરી ફૂટી ગઇ અને રક્તની ધારાઓ વહેવાથી મહારાજ ઢળી પડયા. અને તેમના શરીર-પંજરમાંથી પ્રાણપંખેરૂ ઉડી ગયું. આ સમાચાર દુર્ગમાં પવનવેગે ફેલાઇ જતાં સર્વ લોક નિરાશ થઇ ગયા અને ગ્રીક લોકો વિશેષ ઉત્સાહિત થઇ કિલ્લામાં ઘૂસી આવ્યા. ભારતીય સેનાનાયકે પોતાની સેનાને ઘણીજ ઉત્સાહિત કરવા માંડી; પણ પુનઃ કોઇએ યુદ્ધ કરવાની હિંમત ભીડી નહિ અને વીરાત્માઓ સિવાય બીજાઓએ તાબેદારી સ્વીકારી. વિધવા મહારાણીએ રાજપુત્રને એલેકઝાન્ડરના ખોળામાં બેસાડયો. તેણે રાણીને અભયદાન આપ્યું અને ભારતીય સેનાનાયકને કહાવી મોકલ્યું કે "તમારી વીરતાથી અમે સંતુષ્ટ થયા છીએ. હવે તમે અમારી સેનામાં મળી જાઓ તો અમે તમારૂં ઉચિત સન્માન કરીશું." ભારતીય સેનાનાયકે ઉત્તરમાં કહાવ્યું કે "ખરેખર, આપ વીર છો. વીર પુરુષ વીરની યોગ્યતા પીછાણે છે. આપ અમારૂં સન્માન કરશો એમાં શક નથી. આપ જેવા જગતવિજેતાની સેનામાં રહેવાથી અમારી યોગ્યતાનો યથોચિત ઉપયોગ થશે; પણ અમો સર્વને એક બે આપત્તિઓ આડે આવે છે, તેનો નિકાલ થઇ ગયેથી અમો શ્રીમાનની સેનામાં સંમિલિત થવાનું સન્માન પ્રાપ્ત કરીશું." આ ઉત્તર સાંભળી એલેકઝાન્ડર અત્યંત પ્રસન્ન થયો. તેણે તરતજ ભારતીય સેનાના નાયકને બોલાવવા મોકલ્યા. તેમના હાજર થયા પછી એલેકઝાન્ડરે તેમને કહ્યું કે "તમો સર્વથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. હજુ અમારે આ દુર્ગનો કેટલોક પ્રબંધ કરવાનો છે ત્યાંસુધી તમે સર્વ અહીંથી નવ માઇલ દૂર પહાડી છે ત્યાં વિશ્રામ કરો. કાલ અગર પરમ હું તમારી સર્વ આપત્તિઓ સાંભળીશ

અને યથાસાધ્ય તેને દૂર કરવાના ઉપાય યોજીશ. તમારાપર અ-
મારો પૂર્ણ વિશ્વાસ છે અને તમને અમારી સેનામાં સંમિલિત
કરવાથી અમો અમારા સૈન્યબળને અધિક દૃઢ થયેલું સમજીશું.
એ વાતથી હવે તમે નિશ્ચિંત રહો અને નિર્ભય થઇ પોતપોતાનાં
બાલબચ્ચાંસહિત તે સ્થાનમાં રહી અમારી આજ્ઞાનુસાર વર્તો."
વીર ભારતીય સેનાનાયક આ યોગ્ય ઉત્તરથી સંતુષ્ટ થઇ નિર્માણ
કરેલા સ્થાનપર સૈન્યસહિત ચાલ્યા ગયા.

બીજે દિવસ એલેક્ઝાન્ડરે ભારતીય સેનાની અડચણો પૂછી
મંગાવી, જેના ઉત્તરમાં ભારતીય સેનાનાયકે પોતાની સર્વ અડ-
ચણો વર્ણવી. જેમાંની મુખ્ય ત્રણ હતીઃ—

(૧) મેસીડોનિયન લોકો કરતાં અમારૂં સન્માન કોઇ પણ
વાતે ન્યૂન નહિ થવું જોઇએ. (૨) તમારે અમારા ધાર્મિક અને
સામાજિક વ્યવહારોમાં હાથ ઘાલવો નહિ. (૩) જે સેના ભારતનો
વિજય કરવા જાય તેમાં અમને મોકલવા નહિ; કારણ કે દેશદ્રોહી-
ઓની માફક અમે સ્વદેશીઓની વિરુદ્ધ શસ્ત્ર નહિ ઉઠાવી શકીએ.

ભારતીય વીરોની આ સર્વ આપત્તિઓને એલેક્ઝાન્ડરે ધ્યાન-
પૂર્વક સાંભળી; પ્રથમની બે ઉપર તો તેને વધારે આગ્રહ નહોતો,
પરંતુ અંતિમ શર્ત ઘણીજ સખ્ત લાગતી હતી. કેમકે ભારત-
પર આગળ ઉપર પુનઃ ચઢાઇ કરવા માટે તેણે તેમની સહાયતા
લેવા ધારી હતી. આથી એ શર્ત માનવાને માટે તે તૈયાર ન
થયો. તે આ વાત પણ જાણતો હતો કે, ભારતવાસી પોતાની વાતને
કદી છોડતા નથી. માટે આ સેના પોતાના નિશ્ચયથી ડગનાર નથી;
ત્યારે વારૂ, તેનો ઉપયોગ પણ શો ? આથી એલેક્ઝાન્ડરે
વિચાર્યું કે, તેઓને એમ ને એમ જવા દેવા; પરંતુ છેવટે એમ
લાગ્યું કે, આવી ઉત્તમ સેનાને એમ ને એમ જવા દેવાથી શત્રુપક્ષના
બળમાં વૃદ્ધિજ થવાની; કારણકે એ સૈનિકો અમો સર્વની યથાર્થ
સ્થિતિ જાણી ગયા છે. આવી સ્થિતિમાં તેમના જીવતા જવાથી
અમોને ઘણી હાનિ થશે. છેવટે બહુ તર્ક–વિતર્ક કર્યા બાદ તેણે
એવો નિશ્ચય કર્યો કે, રાત્રિએ સૂતી વખતે તેમનાપર ચઢી જઇ
સમસ્ત સૈન્ય સમાપ્ત કરી નાખવું.

## ૪–વિશ્વાસઘાત અને ઘોર યુદ્ધ

મધ્યરાત્રિનો ભયંકર સમય છે, મહાઘોર અંધકાર વ્યાપી
રહ્યો છે, ચંદ્રનો અસ્ત થયાને હજુ ઘણી વાર થઇ નથી, વાયુ

મંદ ગતિથી વહી રહ્યો છે; કોઇ પણ જગ્યાએ પશુપક્ષી આદિનો અવાજ સંભળાતો નથી; પણ હા, આ પહાડી ઉપર કંઇક જણાઇ આવે છે. ત્યાં આ સમયે એલેક્ઝાન્ડરના વચનપર વિશ્વાસ રાખીને ભારતીય સેના નિદ્રાદેવીના ખોળામાં આનંદ માણી રહી છે; પરંતુ આ શું? આ કોના ઘોડાના દાબડાનો અવાજ સંભળાય છે? આ તો ઘોડેસ્વારો છે. એક, બે, ત્રણ, ચાર અરે! એમની સંખ્યા વધતીજ ચાલે છે! આ તો આખી સેના જણાય છે! જુઓ, પેલો એલેક્ઝાન્ડર પણ ઘોડેસ્વાર થઇ પહાડીપર ચઢવા લાગ્યો! વાતની વાતમાં તેની બધી સેના પહાડ ઉપર ચઢી ગઈ. હવે તેઓ બધા એલેક્ઝાન્ડરના મોઢા સામું તાકી રહ્યા છે. આ જુઓ! તેની આજ્ઞા મળતાંજ તેઓ સઘળા, બિચારા ઉંઘમાં ડૂબેલા ઉપર પ્રહાર કરવા મંડી પડ્યા છે. બસ, એલેક્ઝાન્ડર! બસ, થઇ ચૂક્યું! તારી ન્યાયપરાયણતા જણાઇ ગઈ! સાંભળ્યું હતું કે, તું સાચો શૂરવીર છે; પણ શું સૂતેલી સેનાપર આક્રમણ કરવું એ વીરતાનું ચિહ્ન હતું? શું વચનભ્રષ્ટ થવામાં વીરતા રહેલી છે? એલેક્ઝાન્ડર! તારૂં ચરિત્ર નિષ્કલંક ગણાતું હતું; પરંતુ શું તારો આવો વિશ્વાસઘાત જોઈને પણ અમે તને નિષ્કલંક કહીએ? તારા પક્ષના એરિયન આદિ ઇતિહાસકારો તારા બચાવને માટે ભલે ફાંફાં મારે, પણ અત્રે તો ડાયોડોરસ આદિ નિષ્પક્ષપાત ઈતિહાસકારોનીજ વાત મનાશે! જા, એલેક્ઝાન્ડર! તું તો સદાનેમાટે કલંકિતજ બની ગયો! તારા ચરિત્રરૂપી ચાદરપર ઘૃણિત કાર્યરૂપી કાળો ડાઘ લાગીજ ગયો! તારા પક્ષવાળાઓ ચાહે તેટલા યુક્તિરૂપી સાબુથી એ ડાઘ ધુએ, પણ આ તો પાકો ડાઘ લાગી ગયો છે. જ્યાંસુધી ચાદર મોજુદ હશે, ત્યાંસુધી આ ડાઘ ભુંસાશે નહિ.

ભારતવાસીઓ! શું તમે પણ અવળા શિક્ષણથી અંજાઇ જશો કે? નહિ, નહિ. આ જુઓ, ભારતીય સિંહ જાગી ઉઠ્યા! અહા, કેવી કુશળતાથી જોતજોતામાં એમણે ચક્રવ્યૂહની રચના રચી દીધી! પ્રત્યેક વીર સૈનિક ચક્રવ્યૂહને મોખરે અસ્ત્રશસ્ત્રથી સજ્જિત થઈ આવી ઉભો. તેમણે બાળક, અબળા, વૃદ્ધ અને અસ્ત્રરહિત માણસોને વચ્ચે રાખી લીધાં. સુશોભિત મ્યાનમાંથી તલવારો ખેંચવામાં આવી. અંધારી રાતમાં શૂન્યવત્ પહાડીપર જાણે હજારો વિજળીઓ એકીસાથે ચળકી ઉઠી! એજ સમયે મેઘગર્જનાની પેઠે એક શબ્દ સંભળાયો. ભારતીય સેનાનાયકે પોતાના સૈનિકોને સંબોધી

કહ્યું કે "વીરો ! શામાટે તમારા ઉપર આ આફતનું ચક્ર ચઢી આવ્યું છે ? અત્યારે વધારે કહેવાનો સમય નથી; માટે ટુંકમાંજ જાણી લ્યો કે, તમે સર્વેએ સ્વદેશની વિરુદ્ધ એલેક્ઝાન્ડરને સહાયતા કરવાનું વચન ન આપ્યું, એજ કારણથી આ નરાધમે પ્રતિજ્ઞા તોડીને કાયરતાથી મૈત્રી જોડી છે. નીચતામાં સર્વથી આગળ વધી જવાની ઇચ્છા કરી છે! માટે મારા વીર મિત્રો ! અત્યારે આપણુ સર્વનું એજ કર્તવ્ય છે કે, યુદ્ધમાં પૂંઠ નહિ ફેરવતાં આ દુષ્ટોને દેખાડી આપવું કે, અમે ભારતવાસીઓ કર્તવ્યપાલન આગળ જીવનને તુચ્છ સમજીએ છીએ! ખબરદાર! ભારતમાતાનું મસ્તક નીચું ના નમે ! યાદ રાખો કે "जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी " સર્વ સૈનિકોના અંતિમ વાક્યના પ્રતિઘોષથી આકાશ ગાજી ઉઠયું. યુદ્ધનો આરંભ થઇ ગયો, પ્રહારો શરૂ થયા, લોહીની નદીઓ વહેવા લાગી, મુડદાંના ઢગલા થઈ પડ્યા અને પ્રાતઃકાળ પણ થયો; પરંતુ યુદ્ધ જરાપણુ અટકયાસિવાય ચાલુજ રહ્યું. સૈનિકગણની આવી દશા હતીઃ

आनान औरै ओप, भुज फरकत हरषत हियो।
भये अरुन हग कोप, देखा देखी दुहुंन सों ।
तात करे तुरंग, अंग अंग उमगे सुभट ।
चढ्यो चौगुनो रंग, सूरन के तन बदनमें ॥(હમ્મીર હઠ)

આ યુદ્ધનો કેટલોક ખ્યાલ નીચલાં પદ્યો ઉપરથી આવી શકે છે–

चौ०–खुली खड्ग को करै सुमार। रनमें परी भयंकर मार ॥
लगी दुहूवं दिसि दारून चोटैं। घायल परे भूमि पै लोटैं ॥
अंग भंग रन फिरैं तुरंग। लगे दाव जिमि विपिन विहंग ॥
जरजर गात जात मग भागे। विकल वितुंड बान बहु लागे ॥
ढीले धनुष भये जिह टूटे। भेखाली निखंग सर खूटे ॥
दुहूं ओर पिलि चले तुरंग। परीमार ने जन के संग ॥
हांकि हांकि रिपु हनै सजोर। बरखैं अस्त्र शस्त्र अति घोर ॥

## ૫–અંત

નિદાન એ સાત સહસ્ર વીરાત્માઓ એ પ્રચંડ મેસીડોનિયન સેના સામે કયાંસુધી લડી શકે ? ધીરે ધીરે સર્વ અસ્ત્રધારી યોદ્ધા ખપી ગયા. આ વાત ભારતભૂમિને માટે ગૌરવરૂપ છે કે જેના સપૂત સૈનિકો શરીરમાં જીવ રહ્યો ત્યાંસુધી પરતંત્ર થયા નહિ અને દેશદ્રોહી બનવા કરતાં દેહનું બલિદાન આપવું, એજ ઉચિત સમજ્યા. એક પ્રસિદ્ધ પ્રાચીન ઇતિહાસકારે એ વિષે કહ્યું છે કેઃ–

"તેમણે વીરોચિત મૃત્યુ પ્રાપ્ત કર્યું. તેઓએ તેને બદલે સન્માનરહિત જીવનને ખરેખર ધિક્કાર્યું હોત." ગમે તેમ હો, તોપણ આ પ્રકારે સાત સહસ્ર સ્વદેશભક્ત ભારતવાસી વીરાત્માઓનો અંત આવી ગયો. અફસોસની વાત છે કે, જે મહાપુરુષોએ આ પ્રકારે જે ખાસ કારણસર પોતાનું બલિદાન આપ્યું, તે વિષે આપણે કંઈ પણ જાણતા નથી! અમારા આ પ્રાતઃસ્મરણીય સાતહજાર નર દેવતાઓ ભારતના કયા પ્રાંતના રહેનાર હતા, કયી જાતિના આભૂષણરૂપ હતા અને તેમના મહાન સેનાનાયકે કયા નામને શોભાવ્યું હતું, તેથી પણ અમે તદ્દન અજ્ઞાત છીએ. એ પણ અમો ભારતવાસીઓનું કેવું કમનશીબ! કહેવાની જરૂર નથી કે, આથી અમે પૂરેપૂરા કૃતઘ્ન ઠરીએ છીએ. આપણા દેશને ખાતર આ પ્રકારે પ્રાણ અર્પણ કરનારા આ વીરાત્માઓ વિષે અમને જે કંઇ હકીકત મળે છે,તે પણ તેમના શત્રુપક્ષે લખેલા ઇતિહાસમાંથી અમને પ્રાપ્ત થયું છે. ખરી વાત છે કે, એવા પ્રબળ શત્રુની યથાર્થ હકીકત એ લોકો શામાટે લખે? તેમના લખેલા ઇતિહાસ યથાયોગ્ય હોતા નથી. ખ્રિસ્તી ઇતિહાસલેખકોના સંબંધમાં અમેરિકન વિદ્વાન ડ્રેપર જે અભિપ્રાય આપે છે, તે ધ્યાનમાં રાખવા જેવો છે કેઃ—

"યૂરોપીય ખ્રિસ્તી લેખકો ગમે તો ઇતિહાસ, ધર્મ અગર વિજ્ઞાન વિષે લખે, તોપણ તેઓ જૂદાજ માર્ગને અનુસરે છે. અર્થાત જે જે બનાવો અને વિચારો તેમની વિરુદ્ધમાં થયા હોય તે ગમે તેટલા મહાન અને અમૂલ્ય હોય તોપણ તેને છુપાવવા, અને જે છુપાવી શકાય તેવા ન હોય તેનું મહત્ત્વ અને મૂલ્ય ઓછું કરી નાખવું, એ તેમની હમેશની પદ્ધતિ છે."

ઉપલા અભિપ્રાયમાંથી એટલું તો અવશ્ય નીકળી આવે છે કે, અમે અમારો અત્યંત આદરણીય ભારતીય વૃત્તાંત ગ્રીક ઇતિહાસલેખકો પાસેથી જાણી શકવાના નથી.

શું કોઈ યોગ્ય પુરાતત્ત્વ શોધક ભારતભક્ત આ સ્વદેશપ્રેમી સાતહજાર ભારત રત્નો, આ મહાન વીર સૈનિકોના સંબંધમાં કંઈ પણ સાચી હકીકતો અથવા તો આંતરિક ઉભરાઓ ઉછળતી તલસ્પર્શી ભાષામાં આલેખશે.



# ૩૧—પૃથ્વીરાજ અને સમરસિંહ

મહારાણા સમરસિંહ સંવત ૧૨૦૬ માં જન્મ્યા હતા. ચિતોડના રાજભટ્ટોએ તેમનું ચરિત્ર વિસ્તારથી વર્ણવ્યું છે; તથાપિ અમે મહાકવિ ચંદબારોટના પૃથ્વીરાજરાસામાંથી તેમનું અને પૃથ્વીરાજનું વર્ણન લખીએ છીએ; અને તે લખવા પહેલાં એક અતિઉપયોગી ઐતિહાસિક વૃત્તાંત આપવું દુરસ્ત ધારીએ છીએ. એ વૃત્તાંતથી પૃથ્વીરાજ કોણ હતો અને તે સમયે ભારતવર્ષના કયા પ્રદેશમાં કયો કયો હિંદુ રાજા રાજ્ય કરતો હતો તે જણાશે. પૃથ્વીરાજરાસામાં લખ્યું છે કે "મહાકાય ચાલુક્યરાજ ભોળો ભીમ અણહિલપુર પાટણમાં રાજ્ય કરતો હતો. આબુ પર્વતમાં પરમાર વંશનો રાજા જિત્ રહેતો હતો, તે પણ યુદ્ધક્ષેત્રમાં ધ્રુવ નક્ષત્ર જેવો અચળ હતો. આ સમયે મેવાડમાં મહારાણા સમરસિંહ રાજ્ય કરતા હતા. એ અપાર પરાક્રમી નૃપતિઓ પાસે પણ કર લઇને દિલ્હીશ્વર તેઓના પ્રબળ શત્રુ યવનોનો માર્ગ રોકવામાં પ્રચંડ લોઢાના સ્તંભ પેઠે બિરાજતા હતા. મારવાડના પ્રતાપસ્વરૂપ મહાન બળવાન, નિડર, તેજસ્વી, મંડોરના રાજા પુરીહર એ સમયે હતા. દિલ્હી નગરમાં સર્વના અધીશ્વર રાજાધિરાજ અનંગપાળ રહેતા હતા. મંડોર, નાગોર, સિંધુ, જલાવત્ અને તેની આસપાસનાં શહેરોના રાજાઓ; પેશાવર, લાહોર, કાંગડા અને પર્વતના અધિનાયકો; તથા કાશી, પ્રયાગ ને ગઢ દેવગિરિના અધિપતિઓ; એ સર્વ એ રાજાધિરાજનો હુકમ વિનીતભાવથી શિરોધાર્ય કરતા હતા અને તેમના પ્રચંડ પરાક્રમથી ડરતા રહેતા હતા."

ઉપલા વર્ણન ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, દિલ્હીના છેલ્લા તોમાર સમ્રાટના રાજત્વ સમયે જે જે હિંદુ રાજાઓ ભારતના જૂદા જૂદા ભાગમાં રાજ્ય કરતા હતા, તેઓમાં અનંગપાળ સર્વ રાજાઓનો અધિરાજ હતો.

ભટ્ટીઓ જાબાલિસ્થાનથી માર ખાઇને ભારતભૂમિમાં પાછા આવ્યા તે પછી તેઓએ થોડા વખતમાં પંજાબમાં શાલિવાહનપુર, તન્નોટ અને મરુભૂમિમાંનું લદુર્વાપટ્ટન તાબે કરી લીધું અને દેરયાલ નગર સ્થાપન કરીને, જે વેળાએ ચહુઆણવીર પૃથ્વીરાજ દિલ્હીના તખ્ત ઉપર બેઠો, તે વેળાએ પ્રસિદ્ધ જેસલમીર નગર વસાવવાની તેઓ કોશીષ કરવા લાગ્યા. એ નગર વસાવવા પહેલાં તેઓ એ અપ્રસિદ્ધ ભાગમાં રહીને ખલિફાના સેનાપતિની સામે લડાઇઓ કર્યા કરતા હતા. બન્ને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ થતાં અને ઘણે ભાગે ભટ્ટીલોકો જય મેળવતા હતા. એમ લાગતું કે, સિંધુ કિનારાના તક્ષક રાજાની રાજધાનીપર્યંતના પોતાના પૂર્વપુરુષોના વિસ્તૃત રાજ્યનો તેઓ પાછો ઉદ્ધાર કરી શકશે.

જે વેળાએ મુસલમાનોના બળને લીધે ભારતવર્ષમાં ગરબડ મચી રહી હતી, તે વેળાએ ભટ્ટીલોકો ન્હાના રાજ્યમાં રહીને રાજનીતિની બાબતમાં ઘણીજ થોડી ઉન્નતિ કરી શકયા હતા. ચહુઆણરાજ દિલ્હીશ્વર પૃથ્વીરાજના શાસનસમયમાં તેઓની ઉન્નતિ શરૂ થઇ. ત્યારથીજ તેઓનું શૌર્ય ધીમે ધીમે વધવા માંડયું. ભરતખંડના ઇતિહાસમાં વર્ણન કરવામાં આવ્યું છે કે, પૃથ્વીરાજના આધીનમાં અખિલેશ નામનો એક પ્રસિદ્ધ સેનાપતિ હતો; તે પણ આ ભટ્ટી રાજાનો ભાઇ હતો.

પ્રથમ જણાવવામાં આવ્યું છે કે, મહારાજ અનંગપાળ તે વખતમાં ભારતવર્ષનો સાર્વભૌમ અધિપતિ હતો. તે દિલ્હીના પ્રથમ તોમાર વીલનદેવથી ઓગણીસમો રાજા હતો. મહારાજ વિક્રમાદિત્યના વખતથી ભારતવર્ષનું પાટનગર ઉજ્જયિની થવાથી યુધિષ્ઠિરનું લીલાસ્થળ પ્રાચીન ઇંદ્રપ્રસ્થ નગર ( જૂનું દિલ્હી ) સેંકડો વર્ષથી સ્મશાનભૂમિ જેવું બની ગયું હતું. ઘણો સમય રાજવૈભવથી ભ્રષ્ટ રહ્યા પછી તેને પૂર્વસ્થિતિમાં કાયમ કરનાર એ વીલનદેવજ હતા. એ વીલનદેવે અસાધારણ યત્ન કરીને ઇન્દ્રપ્રસ્થની આગલી શોભા આણી હતી. એ વિલનદેવનાજ વંશમાં મહારાજા અનંગપાળ યુધિષ્ઠિરના રાજસિંહાસનપર બેઠો હતો. તેને પુત્ર નહોતો. માત્ર બે પુત્રીઓ હતી. તેમાંની એક કમળાદેવી અજમેરના રાજા સોમેશ્વરને દીધી હતી, અને તેને પેટે પૃથ્વીરાજનો જન્મ થયો હતો. બીજી પુત્રી કનોજના રાઠોડ વિજયપાળને દીધી હતી, તેને પેટે જયચંદ્ર થયો હતો. આ પ્રમાણે જયચંદ્ર અને પૃથ્વીરાજ

બન્ને દિલ્હીશ્વર અનંગપાળના દૌહિત્ર થતા હતા. એ બેમાં જયચંદ્ર ઉંમરે મોટો હતો. એ બંને સંતાનો માતામહના સમાન સ્નેહને પાત્ર થવા જોઈએ; પરંતુ જયચંદ્ર દુર્ભાગ્યથી તેમનો સ્નેહપાત્ર થઈ શકયો નહિ. મહારાજ અનંગપાળ અપુત્ર હતા અને નાના દૌહિત્ર પૃથ્વીરાજ ઉપર વિશેષ પ્રેમ રાખતા હતા; તેથી તેઓ વૃદ્ધાવસ્થામાં પોતાના વિશાળ રાજ્યનો ભાર પૃથ્વીરાજને સોંપી દઇ પોતે બદ્રીનાથ તરફ ગયા.

જયચંદ્ર આથી નિરાશ થયો. માતામહનું સિંહાસન મળવાની તેને આશા હતી, અને તે આશા પૂર્ણ કરવાનો તેનો અધિકાર પણ હતો. કેમકે તે મોટી પુત્રીનો કુંવર હતો; પરંતુ તેની એ આશા પૂર્ણ થઈ નહિ. પૃથ્વીરાજની ઉંમર એ સમયે ફક્ત આઠ વર્ષની હોવા છતાં મહારાજે ઉંમરમાં મોટા જયચંદ્રને સિંહાસન ન આપતાં એનેજ અભિષેક કર્યો! આવા અન્યાયી પક્ષપાતથી જયચંદ્રને બહુ માઠું લાગ્યું. ભયાનક ઈર્ષ્યાગ્નિ તેના હૃદયમાં બળવા લાગ્યો અને એ વિષમ અગ્નિનું નિવારણ કરવા જતાં તેણે પોતાનાજ પગમાં કુહાડો માર્યો અને તેની સાથે સમસ્ત ભારતભૂમિનો પણ સર્વ નાશ કર્યો! પૃથ્વીરાજ દિલ્હીના તખ્ત ઉપર બેસવાથી તેણે તેનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું નહિ; અને પોતેજ ભારતભૂમિનો એકછત્રી સમ્રાટ થાય એવી પેરવી કરવા લાગ્યો. મંડોરનો પુરીહર રાજા અને અણહિલપુર પાટણનો અધિપતિ એ તો ચહુઆણ કુળના હમેશના-દુશ્મન હતા. તેમણે આ અંદર અંદરના કુસંપની વેળાએ જયચંદ્રનો પક્ષ લીધો અને તેને પૃથ્વીરાજની સામે ઉશ્કેર્યો. પૃથ્વીરાજ પણ એ બધું જાણી શકયો હતો; છતાં તેણે પાટણ અને મંડોરના રાજાઓને પ્રથમ કશું કહ્યું નહિ. જયારે પુરીહરરાજા પોતે વચનભંગ થયો અને પૃથ્વીરાજનું ઘણું અપમાન કર્યું, ત્યારેજ તે તેની સામે ચઢી આવ્યા સિવાય રહી શકયો નહિ. પૃથ્વીરાજ દિલ્હીની ગાદીએ આવ્યો તે પછી એ મંડોરરાજે પોતાની કુંવરી તેને અર્પણ કરવાની ઇચ્છા દર્શાવી અને ઉદાર હૃદયનો પૃથ્વીરાજ તેમાં સંમત થઇ વિવાહની તૈયારી પણ કરવા લાગ્યો. પરંતુ પ્રપંચી પુરીહરરાજે પોતાની પુત્રી તેને પરણાવીજ નહિ! આથી પૃથ્વીરાજ ઘણો અપમાનિત થયો અને તે અપમાનનો બદલો લેવાને માટે તેણે તેની સામે ચઢાઇ કરી. એ લડાઈથીજ તેના પ્રબળ ભાગ્યની સૂચના થઈ હતી અને તેનું વીરત્વ વધવા લાગ્યું,

પણ આ તરફ તેની એ ઉન્નતિ જયચંદ્રના હૃદયમાં બાણુની પેઠે ખુંચવા લાગી. તેને તોડી પાડવાનો બીજો ઉપાય ન સૂઝ્યો, ત્યારે પછી તે રણકુશળ સૈનિકોને પોતાની સેનામાં દાખલ કરવા લાગ્યો; પણ એ અવળી રીત પકડવાથીજ એની પોતાની પડતીનો માર્ગ ખુલ્લો થઇ જઇ એનુંજ ભવિષ્ય ઉલટું થઇ પડયું. પોતાના સાંકડા હૃદયને તૃપ્ત કરવાને તેણે જે ખરાબ ઉપાય આદર્યો, તેથીજ તેનો પોતાનો અને સમગ્ર ભારતભૂમિનો સર્વનાશ થયો ! કેમકે મહમદ ઘોરીએ એજ અરસામાં ભરતખંડપર ચઢી આવીને, ભારતસંતાનોની સ્વાધીનતા હરણ કરીને ભારતવર્ષમાં વિદેશી વિધર્મીની વિજયપતાકા રોપી હતી.

ચિતોડના અધિપતિ સમરસિંહે દિલ્હીશ્વર પૃથ્વીરાજની બહેન પૃથાની સાથે લગ્ન કર્યું હતું. એ મંગળમય સંબંધને લીધે તે બન્નેમાં જે પ્રીતિની ગાંઠ બંધાઇ હતી, તે હજારો વિપત્તિઓમાં પણ જરાએ છૂટી શકી નહોતી; એટલુંજ નહિ પણ તેઓ એક પળ પણ એકબીજા સાથે ભેદભાવ રાખતા નહોતા. જે દિવસે દૃષદ્વતી-નદીને કિનારે એ બંને મહાવીર–સ્વદેશપ્રેમીઓ દેશસેવામાં યોજાઇ ને અનંત ધામમાં ચાલ્યા ગયા, તેજ દિવસે તેઓ એકબીજાથી જૂદા પડયા; પરંતુ દેહ છોડયા પછી તેઓ પાછા અનંત સુખના ધામમાં ભેગા થયા નથી, એમ કોણ કહી શકે ? હાય ! કેવા કટોકટીના પ્રસંગે ભારતીય વીરોમાં કુસંપે પોતાનો દોર શરૂ કર્યો ? કેમકે એજ સમયથી ભારતનો સર્વનાશ થવાનો આરંભ થયો !

પાટણ અને કનોજના રાજાઓએ પૃથ્વીરાજના પરમ હિતૈષી મહારાજ સમરસિંહ પ્રતિ પણ શત્રુતા બતાવવામાં કસર રાખી નહોતી. અને તેથી એ બન્ને રાજાઓ સામે સમરસિંહને તલવાર ધારણ કરવી પડી હતી. પોતાને માટેજ નહિ, પણ પોતાના પ્રિયતમ બંધુ પૃથ્વીરાજની મદદને માટે પણ તેમને અનેક વાર લડાઇમાં ઉતરવું પડયું હતું. પૃથ્વીરાજને નગરકોટની કોઇ જગાપરથી સાત કરોડ સોનાની મહોરો મળી હતી. એમ કહેવાય છે કે, એ વિપુલ મહોરો અતિપ્રાચીન કાળમાં કોઇએ ત્યાં જમીનમાં દાટેલી હતી. પૃથ્વીરાજે એ મહોરોથી પોતાનો ખજાનો ભરી દીધો. આ સમાચારથી કનોજ અને પાટણના રાજાઓના મનમાં વિશેષ ઇર્ષા પેદા થઇ. એક તો પૃથ્વીરાજનું સેનાબળ વિશાળ હતું, તેમાં વળી એને આટલું વિપુલ દ્રવ્ય પ્રાપ્ત થયું, એ તેમનાથી સહન થઇ

શકયું નહિ. આથી તેની સામે ચઢાઈ કરવામાં પોતાને જય નહિ મળી શકે એવી શંકા લાવીને તેઓએ તેનો નાશ કરવાની ઇચ્છાથી શાહબુદ્દીન ઘોરીની તેમણે મદદ માગી! જે દિવસે તેઓના હૃદયમાં એ સર્વનાશ કરનારી કલ્પના ઉપજી, તેજ દિવસથી ભારતના ભાવિષ્યપર અંધકારનું આવરણ ફેલાવા લાગ્યું અને ભારતેશ્વર પૃથ્વીરાજનું સિંહાસન એકાએક કંપાયમાન થઇ પડયું! શાહબુદ્દીનની દ્વેષી આંખ પ્રથમથીજ ભારત ઉપર ચોંટી હતી, પણ અત્યાર સુધી તે પોતાની એ અભિલાષા પૂર્ણ કરવાનો પ્રસંગ મેળવી શકયો નહોતો. પણ આ તકનો લાભ લઈ તે તરતજ કનોજરાજ જયચંદ્રની સાથે મળી જવાને મોટી સેના એકઠી કરીને તેની રાજધાની તરફ ચાલ્યો.

દુષ્ટ જયચંદ્ર પૃથ્વીરાજનો સર્વનાશ કરવાને માટે તૈયાર થયો છે, એવું જ્યારે પૃથ્વીરાજે સાંભળ્યું; ત્યારે તે પણ તેના દુષ્કર્મનો લાયક બદલો આપવાની તૈયારી કરવા લાગ્યો; અને એ સર્વ પોતાના પ્રિય મિત્ર સમરસિંહને જણાવવાને, ચંદપુન્દીર નામનો એક સામંત રાજા જે તે વેળાએ લાહોરમાં રાજ્ય કરતો હતો, તેને દૂતતરીકે મોકલ્યો. તે રાજાનું પ્રચંડ પરાક્રમ, અદ્ભુત દેશહિતૈષણા અને ઉદ્યોગપરાયણતાનું વર્ણન મહાકવિ ચંદ બારોટે બહુજ સુરસ લખ્યું છે. પૃથ્વીરાજે તેને સમરસિંહની પાસે મોકલ્યો, ત્યારથી તેના અંતસુધીની હકીકત વાંચ્યાથી સ્પષ્ટ જણાશે કે, તેણે સ્વદેશ સારૂજ જીવન ધારણ કર્યું હતું અને સ્વદેશનેજ માટે જીવન હોમી દઇને તે અનંત સ્વર્ગધામમાં ગયો હતો. જ્યારે શાહબુદ્દીન મોટું લશ્કર લઇને ભારતવર્ષમાં આવ્યો, ત્યારે એ રાજપૂતવીર ચંદપુન્દીરેજ તેની પ્રચંડ ગતિ રોકવા માટે રાવી નદીને કિનારે લાંબા શૂળદંડો ઉભા કર્યા હતા. તે પોતાની ઇચ્છા પાર પાડી શકયો નહિ; તથાપિ તે વખતે તેણે જે અપાર વીરત્વ દર્શાવ્યું હતું, તેથી તેનું નામ ઇતિહાસમાં હમેશને માટે કાયમ રહ્યું છે.

દૂતવર ચંદપુન્દીર દિલ્હીશ્વરની આગળથી અમૂલ્ય ભેટો લઇને મોટી ધામધુમની સાથે ચિતોડ નગરમાં ગયો. મહારાજ સમરસિંહ તેને માનથી મળ્યા અને તેમણે તેને રહેવા માટે એક ઉત્તમ મહેલ આપ્યો. ત્યાં કેટલોક આરામ લીધા પછી ચંદપુન્દીરે મહારાજની સાથે મુલાકાત કરવાની ઇચ્છા દેખાડી.

તત્ત્વજ તેની ઇચ્છા તૃપ્ત કરવામાં આવી. જે સમયે ચંદપુન્દીર મહારાજ પાસે ગયા, તે વેળાએ સમરસિંહ પોતાના વિશ્રામના ઓરડામાં બેઠા હતા. તેમનું આસન વાઘના ચામડાનું હતું, રક્તાંબર પહેરેલું હતું, સર્વ શરીરે વિભૂતિ લગાડી હતી, ગળામાં રુદ્રાક્ષનો કંઠો હતો અને માથા ઉપર લાંબી જટારૂપી મુકુટ હતો. દૂતવર ચંદપુન્દીર નજીક આવતાંજ તેમણે આદરસત્કાર આપીને સામેના આસન ઉપર બેસવાનો ઇસારો કર્યો. તે વેળાની તેમની શાંત ગંભીર મૂર્તિ, તપસ્વી પોશાક અને ઉદાર વ્યવહાર જોઇ ચંદપુન્દીરનું હૃદય તેના પ્રત્યે ભક્તિભાવથી ભરપૂર બની ગયું. તેણે તેમને યોગેન્દ્રના નામથી સંબોધી જણાવ્યું કે, આપ સાક્ષાત્ શંકર છો. એ પછી સર્વ હકીકત નિવેદન કરીને પૃથ્વીરાજનું આમંત્રણ વિદિત કર્યું. તેમની વચ્ચેનો આ પ્રસંગનો વાર્તાલાપ ચંદ બરદાઇના ગ્રંથમાં તેજસ્વી ભાષામાં વર્ણવ્યો છે.

ત્યારપછી બેજ દિવસમાં મહારાજ સમરસિંહ પોતાના સાળાના નિમંત્રણને માન આપી સેનાની સાથે દિલ્હી તરફ જવા નીકળ્યા. પૃથ્વીરાજે તેમને માન સાથે નગરમાં આણ્યા. મળી-ભેટી એક બીજાના કુશળસમાચાર પૂછ્યા પછી તેઓ પાસે આવેલા કર્તવ્યનો વિચાર કરવા લાગ્યા. તેમણે જલદીથી બે કર્તવ્ય નક્કી કર્યાં. એક તો અણહિલપુર પાટણનો ગર્વ તોડવો અને બીજું મુસલમાનોની ચઢાઇમાં વિઘ્ન નાખવું. સમરસિંહ અણહિલપુર પાટણના રાજાની સાથે વૈવાહિક સૂત્રમાં બંધાયેલો હતો, તેથી તે તેની સામે ચઢાઇ ન કરતાં યવનની ચઢાઇમાં હરકત કરવાને દિલ્હીમાં રહ્યા; અને પૃથ્વીરાજ પાટણ તરફ લશ્કરસહિત ગયો. થોડાજ સમયમાં યવનો દિલ્હી નજીક આવી લાગ્યા; અને રજપૂતો તેઓની ગતિ રોકવાને સામે ચાલ્યા. થોડી વારમાં બન્ને પક્ષમાં મોટું યુદ્ધ થયું; પરંતુ એવી રીતે ઉપરાઉપરી લડાઇ થયા છતાં વિજયલક્ષ્મી કોઇને પણ વરી નહિ. એટલામાં પૃથ્વીરાજ પાટણના રાજાનો ગર્વ તોડીને ઉત્સાહપૂર્વક પોતાના વીર બંધુને આવી મળ્યો. હવે એ બંને વીરનું પ્રચંડ શૌર્ય એકઠું થઇને પ્રકાશવા લાગ્યું. અસંખ્ય મુસલમાનો તેમના ક્રોધાગ્નિના ભોગ બન્યા. અને શાહબુદ્દીન ઘોરી મહા મહેનતે પ્રાણ બચાવી ભાગી ગયો અને તેમનો સેનાપતિ વિજયી રજપૂતોના હાથમાં બંદીવાન થયો.

આ પ્રમાણે પૃથ્વીરાજ વિજયશાળી થયા, તેમનાં સઘળાં વિઘ્ન

નાશ પામ્યાં. ત્યારપછી એ નગરકોટની જમીનમાંથી જે વિપુલ ધનસંપત્તિ તેમને મળી હતી, તેમાંથી તેમણે અડધો ભાગ પોતાની બહેનના પતિને આપ્યો; પરંતુ સમરસિંહે તે ન લેતાં પોતાના સૈન્યસામંતોને ઇનામરૂપે આપી દીધો. આ સિવાય પૃથ્વીરાજે પણ ઘણીક ભેટો એ સૈન્યસામંતોને આપી. પછી મહારાજ સમરસિંહ વિદાયગીરી લઇને સેનાસહિત પોતાની રાજધાનીમાં આવ્યા.

ત્યારબાદ કેટલાંક વર્ષ સુખશાંતિમાં ગયાં. કેટલીક સામાન્ય લડાઈઓમાં જય મેળવીને પૃથ્વીરાજ અને સમરસિંહે થોડાં વર્ષ તો સુખશાંતિ ભોગવ્યાં; પણ થોડાંજ વર્ષમાં ભારતની પડતીનો સમય આવી પહોંચ્યો. પૃથ્વીરાજ ધારતો હતો કે હવે હું સુખેથી રાજ્ય કરીશ; તેથી તે નિશ્ચિંત થઇને પોતાની પ્રિયતમા સંયુક્તાની સાથે આનંદથી કાળ ગાળવા લાગ્યા; પરંતુ તેમના સુખના દિવસ હવે ધીમે ધીમે કમી થતા ચાલ્યા. તેમને મોજશોખમાં પ્રવૃત્ત થયેલા જાણીને શાહબુદ્દીન ઘોરી ફરી પાછો એક વિશાળ સૈન્ય લઈને ચઢી આવ્યો. એ વખતે વીર પૃથ્વીરાજ ગાઢ મોહનિદ્રામાંથી જાગ્રત થઇ જઇને પોતાના વીર બંધુ સમરસિંહને મદદમાટે કહાવી મોકલ્યું. રાણી સંયુક્તાએ પણ તેને વીરોચિત પરાક્રમ દર્શાવવાને ઉશ્કેરી લડાઇના મેદાનમાં જવાને કહ્યું. એ વિષે મહાકવિ ચંદબારોટે જે વર્ણન કર્યું છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છે. જે દિવસે શાહબુદ્દીન ઘોરી સેનાને લઇને છેલ્લી વાર પૃથ્વીરાજની સામે લડવાને આવ્યો હતો, તેની આગલી રાત્રે પૃથ્વીરાજને એક ભયંકર સ્વપ્ન આવવાથી તેનું હૃદય ઘણું વ્યાકુળ બની ગયું. પછી સંયુક્તાની આગળ તે સ્વપ્ન વર્ણવતાં તેણે કહ્યું કેઃ—

“ગઇ રાત્રે હું નિદ્રામાં વિરામ ભોગવતો હતો, તે વેળાએ મેં જોયું કે રંભાના જેવી એક સ્વરૂપવાન સ્ત્રીએ આવીને કઠોર ભાવથી મારો હાથ પકડીને મને ભયભીત કર્યો. તેનાથી બચવા માટે હું ઘણી કોશીષ કરવા લાગ્યો; પરંતુ એટલામાં—અહા! એક મહાભયાનક રાક્ષસ જેવો મદમત્ત હાથી દોડતો ને શુંઢ ફેંકતો મારા તરફ ધસી આવ્યો. તરતજ મારી નિદ્રા ભંગ થઇ. મેં ભયભીત બનીને ચોતરફ જોયું; સર્વ શરીર કંપી ઉઠયું; અને હર! હર! બોલતો પથારીમાંથી ઉઠયો છું. જો, હજુ પણ મારૂં હૃદય થરથરે છે ને સર્વ શરીરે કંપ આવે છે. નસીબમાં શું છે, એ તો દૈવજ જાણે!”

આ સ્વપ્નાની વાત સાંભળીને સંયુક્તાના સુંદર મુખપર અપૂર્વ

જ્યોતિ પ્રકટી નીકળી. તેણે મૃદુ સ્વરથી કહ્યું કે "હે ચૌહાણકુળ-ભૂષણ! આપના જેટલો સુખ-વૈભવ બીજો કોણ આ સંસારમાં ભોગવે છે? પરંતુ તે છતાં પણ આપને સુખ-ભોગની શાંતિ ક્યાં છે? એક સામાન્ય સ્વપ્નું જોઇને આપ શામાટે વ્યાકુળ થાઓ છો? પ્રાણેશ્વર! સર્વ કોઇને માટે માત્ર એક મૃત્યુજ છેવટનો સાથી છે; એ અનિવાર્ય સહચરના હાથથી દેવતાઓ પણ છૂટી શક્યા નથી અને મરજી હોય કે ન હોય, તોપણ તેની સાથે જવુંજ પડે છે. આ શરીર તો માત્ર એક ઘર અથવા કપડા જેવું છે. અને હોય તેથી પણ તે વધારે સારૂં મેળવી શકાય તેમ છે. આવું હોવાથી એ જૂનું ઘર તજીને નવું ઘર મેળવવાની કયા સમજુને ઇચ્છા ન થાય? પરંતુ નાથ! આપ પણ વિચારી જુઓ કે, જે માણસ વિલાસી જીવન નહિ ગાળતાં શુભ કર્મોમાં જીવન ગાળે છે, તેનેજ માનપૂર્વક એ મૃત્યુરૂપી સંધાર્તા આવી ભેટે છે. એવો પુરુષ મૃત્યુ પામશે, તોપણ તે આ સંસારમાં પણ હમેશાં અમર રહેશે. હું સ્ત્રીજાત છું, હું આપને શું કહી શકું? આપ મારા કે પોતાના સુખ કે સ્વાર્થ તરફ વૃત્તિ નહિ રાખતાં જેનાથી આ દુનિયામાં અમરત્વ મેળવી શકાય તેવો ઉપાય કરો. આપની આ કરાળ તલવાર લઇને શત્રુકુળનો નાશ કરો. મારેમાટે વિચાર કરશો નહિ. હું તો માત્ર આપની અર્ધાંગનાનું કામ કરૂં છું."

પૃથ્વીરાજે તરતજ રાજસભામાં આવી રાજભટ્ટો બોલાવીને સ્વપ્નનું સર્વ વૃત્તાંત જણાવ્યું, એટલે તેમણે તેનો ભાવાર્થ કહી બતાવ્યો; અને રાજકુળગુરુએ એક જયકવચ લખી આપ્યું, તે દિલ્હીશ્વરે પોતાની પાઘડીમાં ખોસ્યું. પછી કહેવા પ્રમાણે ગ્રહોની શાંતિને માટે હજારો હાંડા વિશુદ્ધ દૂધવડે સૂર્ય અને ચંદ્રને અર્ઘ્ય આપવામાં આવ્યાં. તથા દશ દિક્પાળના ઉદ્દેશથી દશ ભેંસોનો બલિ આપવામાં આવ્યો અને ગરીબ-ગુરબાંને સોના-રૂપાનું દાન આપવામાં આવ્યું; પરંતુ એથી કાંઇ વિધિનું વિધાન બદલાય? જો તેમ થઇ શકતું હોત તો નળ અને પાંડવોને સખ્ત દુઃખ ભોગવવું ન પડત. પછી પૃથ્વીરાજે પોતાના પ્રિયતમ બંધુ સમરસિંહની મદદ માગી, એટલે તે પણ સેનાસહિત દિલ્હી જવાની તૈયારી કરવા લાગ્યો. પૃથ્વીરાજ પણ પોતાના સેનાપતિ અને સામંતોને બોલાવીને લડાઇવિષે વિચાર કરવા લાગ્યા.

ઇર્ષ્યાને લીધે ભારતવર્ષના સર્વ રાજાઓએ આ પ્રસંગે તેમ-

નો જાતીય ધર્મ વિસારી મૂકયો. કનોજ, પાટણ અને ધારા નગરના રાજાએ પૃથ્વીરાજનો નાશજ ઇચ્છી રહ્યા હતા. ભારતવર્ષના દુર્દૈવથી તેમને એટલું પણ ભાન ન રહ્યું કે આ ઇર્ષ્યા અગ્નિ જેવી છે. તે જેનામાં જાગે છે, તેને પણ બાળે છે ને સામાને પણ બાળે છે. ખરેખર! આ ઇર્ષ્યાને લીધેજ પરાધીનતાની જુલ્મી સાંકળમાં ભારતવાસી રાજા-પ્રજા-સર્વને જકડાવું પડયું !

સર્વ તૈયારી થઇ રહેતાં રાજકાજનો ભાર પોતાના નાના પુત્ર કરણના હાથમાં સોંપીને મહારાજ સમરસિંહ પોતાના સૈન્યસામંતોની સાથે દિલ્હી જવા નીકળ્યા; પણ જતી વેળાએ તેમનું હૃદય કંપાયમાન થયું. અંતરાત્માએ તેમને એવું કહ્યું કે "હવે ચિતોડને છેલ્લી વાર જોઈ લે, ફરીથી જોવા પામીશ નહિ." આથી સમરસિંહ ચકિત થયો; પરંતુ નિરૂત્સાહ ન થતાં ઇષ્ટદેવને યાદ કરી ચાલવા લાગ્યો. ચંદબરદાઇના "મહાસમર" નામના છેલ્લા સર્ગમાં મહારાજ સમરસિંહના આ છેલ્લા પ્રયાણનું વર્ણન છટાપૂર્વક લખ્યું છે. પેલી બાજુએ દિલ્હીશ્વર પૃથ્વીરાજ પોતાના પ્રધાન અને સામંતોને લઇને ૩ કોસસુધી સમરસિંહને લેવાને સામા આવ્યા અને મોટા સન્માન સાથે તેમને ભેટયા. સમરસિંહના આગમનથી દિલ્હીના રહેવાસીઓ ઘણા ખુશી થયા. ઘેરઘેર ગાનતાન થવા લાગ્યું; દરેક ઘર તોરણ અને મંગળ ઘટથી શણુગારાયાં; અસંખ્ય ધ્વજા-પતાકાઓ અને ફૂલમાળાઓદ્વારા પણ દિલ્હીમાં સર્વત્ર ઉત્સવ પ્રકટી રહ્યો. બ્રાહ્મણો ઇશ્વરસ્તવન કરવા લાગ્યા અને બંદીજનો સ્તુતિગાન કરતા કરતા સમરસિંહને માન આપવાને આગળ ચાલ્યા. ટુંકામાં તે એક પરમ ઉત્સવનો દિવસ હોય તેવો દેખાતો હતો. વૃદ્ધથી તે બાળકપર્યંત સર્વ કોઇના આનંદ અને માનની સાથે સમરસિંહે પાંડવોના પવિત્ર લીલાનિકેતન (ઇંદ્રપ્રસ્થ)માં પ્રવેશ કર્યો. આજે ઘણે દહાડે પ્રિયતમ ભાઇ-બહેન, સાળો-બનેવી અને બંધુ-બાંધવ વગેરે એકબીજાને મળ્યાં. બન્ને પક્ષના સરદાર સામંતો પણ પોતપોતાના મિત્રોને મળી-ભેટીને આ ઉત્સવને ઉત્સાહથી ઉજવવા લાગ્યા.

શ્રમથી શ્રમિત થયેલા સમરસિંહ થોડો સમય વિશ્રાંતિ લીધા પછી પ્રિયતમ મિત્રની સાથે લડાઇના બંદોબસ્તની વાતો કરવા બેઠા અને શત્રુદળની ગતિ રોકવાને માટે પૃથ્વીરાજે આગળ કોઇ રીતનો બંદોબસ્ત કર્યો છે કે નહિ તે પૂછતાં તેમણે જવાબમાં

સાંભળ્યું કે, હજીસુધી કોઇ ખાસ ઉપાય યોજાયા નથી. આથી સહજ ટેકો દઇને બંને એ વિષે વિચાર કરવા લાગ્યા. આ પ્રસંગ પણ ચંદ કવિએ પોતાના ગ્રંથના છેલ્લા સર્ગમાં સરસરીતે વર્ણવ્યો છે. એ મનોહર વર્ણન પાઠકનાં હૃદય બંને રજપૂત વીરના મહાન ચરિત્ર તરફ આકર્ષે તેવાં છે.

યુદ્ધોપયોગી સર્વ તૈયારીઓ થઈ રહી. મહારાજ સમરસિંહના હુકમથી વિશાળ રજપૂત સેના દિલ્હીનો દરવાજો છોડીને શત્રુ તરફ આગળ વધી. હથિયારનો ખડખડાટ, મદોન્મત્ત હાથી અને ઘોડાઓના ભયંકર અવાજ અને રણોન્મત્ત રજપૂત વીરોના ગંભીર નાદથી ધરતી કંપવા લાગી. રજપૂતસેનાએ કયા રસ્તા ઉપરથી જવું અને કેવી રીતે શ્રેણિબદ્ધ થઇને આગળ વધવું તથા માર્ગમાં કયી કયી જગ્યાપર વિશ્રામ લેવાની જરૂર છે, તે સર્વ બાબતમાં સમરસિંહની સલાહ લેવામાં આવતી. તેમની સલાહસિવાય પૃથ્વીરાજ કંઇ પણ કામ કરતા નહિ. મહાકવિ ચંદબારોટે તેમને રજપૂત સેનાનો એકચુલ્લીજ કહીને વર્ણવ્યો છે. તે સાહસી, ધીર અને લડાઇમાં કુશળ હતા; તેમજ પરમપંડિત, શાસ્ત્રવિશારદ, સલાહ આપવામાં નિપુણ, ધર્મનિષ્ઠ, સત્યપ્રિય અને શુદ્ધ ચરિત્રવાન હતા. પશુ–પક્ષી વગેરેની ગતિ અને બીજાં લક્ષણ ઉપરથી જોષ જોવામાં કોઇ જોષી પણ તેમના જેવી ફળાફળની ગણના કરી શકતો ન હતો. મતલબ કે, તે શુકન જોવામાં તથા જોષ જોવામાં ઘણાજ કુશળ હતા. સંગ્રામસ્થળમાં સેના ગોઠવવામાં અને લડાઇ પ્રસંગે ઘોડો અને ભાલો ચલાવવામાં પણ તેમના જેવો વીર કોઇ ન હતો. તેમના એ સર્વ અપ્રતિમ ગુણ–ગૌરવને માટે ગેહલોટ, ચહુઆણ વગેરે સર્વ સૈનિકો અને સામંતો તેમની અતિશય શ્રદ્ધાભક્તિ કરતા. યુદ્ધયાત્રા સમાપ્ત થતાં પ્રાતઃકાળે રાજપૂત સૈનિકો અને સામંતો પાછા છાવણીમાં આવતા; સમરસિંહ તેમની સાથે આદર અને સ્નેહથી વાતો કરીને જુદી જુદી બાબતવિષે શિક્ષણ અને ભાષણ આપતા. તે મનોહારિણી શિક્ષા અને ભાષણ સાંભળીને છાવણીના સર્વ માણસો ઉત્સાહ અને આનંદથી ભરપૂર થઇ જતા. મહાકવિ ચંદબારોટે મુક્તકંઠથી સ્વીકાર્યું છે કે, તેમના મહાકાવ્યમાં જે સર્વ શાસનવિષયની નીતિશિક્ષા દાખલ કરી છે, તેનો ઘણોખરો ભાગ ખુમાનકુળમણિ સમરસિંહના મુખારવિંદમાંથી નીકળેલો છે. ધર્મનીતિ, રાજનીતિ, સમાજનીતિ,

મંત્રીને પારખવાની રીતિ અને રાજદૂતના આચાર, તેમજ વિશેષ કરીને રાજાપ્રતિ રાજપૂતનાં મહાન કર્તવ્યોના સંબંધમાં જે સર્વ સુબોધક વાતો અને રૂપકાલંકાર તેમના કાવ્યગ્રંથમાં દાખલ કરાયાં છે, તે સર્વના વક્તા ચિતોડના અધિપતિ સુપંડિત મહારાજ સમરસિંહ હતા.

પુણ્યભૂમિ બ્રહ્માવર્તમાં આવેલી પવિત્ર નદી દૃષદ્વતીના* વિશાળ કિનારા ઉપરના મેદાનમાં ક્ષત્રિય અને મુસલમાન વચ્ચે ત્રણ દિવસસુધી મોટી લડાઇ થઇ હતી. પ્રથમ બે દિવસસુધી કાંઇ પરિણામ જણાયું નહિ. ત્રીજો દિવસ કાળરાત્રિરૂપે ભારતના પૂર્વદ્વારમાં દેખાવા લાગ્યો. ભગવાન સૂર્યદેવ જાણે એક વાર છેવટનું ભારત-સંતાનોનું ગૌરવ જોવાને આવ્યા હોય, તેમ તેમને જોઇને રાજપૂતો દૃષદ્વતીના પવિત્ર પાણીમાં નાહીને પ્રાતઃકર્મ કરવા લાગ્યા. બીજી બાજુએ પૃથ્વીરાજ પ્રિયતમા રાણી સંયુક્તાની આગળ ઉભા છે; ને સંયુક્તા તે દિવસે તેમને સ્વહસ્તેજ રણશય્યાને સારૂ સજ્જ કરવા લાગી છે. તેમને કવચ પહેરાવી તેમની કમ્મરે તલવાર લટકાવી દીધી છે. તેજ વખતે ગગનભેદી રણના ડંકા પ્રચંડ શબ્દથી વાગી ઉઠ્યા. તે ગંભીર વાદ્યધ્વનિ પ્રતિધ્વનિમાં વિલીન થતાં ન થતાંમાં તો રાજપૂતો ભયંકર સિંહનાદ કરી ઉઠ્યા અને તેથી પૃથ્વીરાજ ચમકી ઉઠ્યો. આટલીવારમાં વિશ્વાસઘાતક શત્રુઓ ચઢાઈ કરશે એવો તેમને ખ્યાલ પણ નહોતો. પળ પણ ન થોભતાં પૃથ્વીરાજ રણના મેદાનમાં ગયો; અને જુએ છે તો તે છેલ્લા સમરાંગણમાં, ભારતના તે છેલ્લા ગૌરવને દિવસે, ભારતનો અદ્વિતીય મહાવીર સમરસિંહ અને તેમનો પુત્ર કલ્યાણ અતુલ પરાક્રમ દર્શાવી શત્રુદળને ત્રાહે ત્રાહે પોકરાવીને છેવટે કાળબળને આધીન થઇ સમરભૂમિમાં સૂતા છે ! એ દુર્ભાગ્ય દિવસે દૃષદ્વતીની તે રક્તપૂર્ણ નદીમાં ભારતનો ગૌરવસૂર્ય હમેશાંને માટે અસ્ત થયો ! ભારતની આશા આજે વિલુપ્ત થઇ ગઇ અને વીર પૃથ્વીરાજ ઘોરી બાદશાહના બંદીવાન થઇ પડ્યા ! વીરશિરોમણિ સમરસિંહની પતિવ્રતા રાણી પૃથાએ જ્યારે સાંભળ્યું કે, યવનોના કપટાચરણથી તેના જીવનનું જીવન–સ્વામીરત્ન સમરસિંહ સમરક્ષેત્રમાં મરણ પામ્યા છે; પ્રિય ભાઇ પૃથ્વીરાજ યવનના હાથમાં બંદીવાન થયો છે અને ભારતની આશારૂપ આર્યવીરો દૃષદ્વતીને કિનારે ભીષણ સમરક્ષેત્રમાં અનંત-

* એનું હાલનું નામ કાગગાર છે.

કાળને માટે પોઢયા છે; ત્યારે તે તરતજ પોતાનાં સ્વજનોનાં આશ્વાસનો નહિ માનતાં, ચિતામાં શરીર હોમીને પ્રાણપતિની સહચારિણી થઇ; અને પૃથ્વીરાજને શાહબુદ્દીને મારી નાખ્યા×ની વાત જ્યારે સંયુક્તાએ જાણી, ત્યારે તે પણ ચિતા ખડકાવીને બળી મૂઇ. આ પ્રમાણે દૃષદ્વતીની રેતીવાળી જમીન ભીષણ શ્મશાનરૂપ બની રહી. જે નદીના પવિત્ર તટ ઉપર બેસીને આર્ય ઋષિમુનિઓ વેદગાનથી દેવતાઓને આનંદિત કરતા હતા; જેઓના મધુર વેદગાનથી મોહિત થઇને સ્વચ્છસલિલા દેવતરંગિણી નૃત્ય કરતી કરતી સમુદ્રમાં મળી જતી હતી, તે તટની પુણ્યમયી રેતાળ જમીન, ભયંકર સ્મશાનરૂપ થઇ ગઇ અને અસંખ્ય શિયાળ, કૂતરાં અને ગીધો ભયાનક અવાજ કરતાં વિચરી રહ્યાં છે. ઇશ્વરની ગતિ ન્યારી છે !



× કોઇ કહે છે કે પૃથ્વીરાજને શાહબુદ્દીન ઘોરીએ કાબૂલમાં લઇ જઇ તેની આંખો ફોડી નાખી અને તે પછી તેની શબ્દવેધી બાણશક્તિ જોવાને સાત લોઢાના તવા અમુક અંતરે મૂકી તે વિંધી નાખવાનું કહ્યું. પૃથ્વીરાજે સાત તવા વિંધીને શાહબુદ્દીન જે ત્યાં જોવા બેઠો હતો તેને જઇ વાગે, એવી રીતે તેણે તીર માર્યું તેથી તે મરી ગયો. ત્યાર બાદ પૃથ્વીરાજ સાથે ચંદબારોટ આવ્યા હતા. તેઓ બંને એકબીજાને તલવાર મારીને મરી ગયા. મહાકવિ ચંદ એવું પણ કહે છે કે, પૃથ્વીરાજે સાત વાર શાહબુદ્દીન ઘોરીને કેદ કરીને છોડી મૂક્યો હતો; પરંતુ તેણે તો પૃથ્વીરાજને એકજ વખત પકડીને મારી નાખ્યો હતો. કેવું કૃતઘ્નપણું !!



# ૩૨–જયમલ અને બીજા રાજપૂત વીરો

અકબર મેવાડપર ચઢી આવ્યો ત્યારે મેવાડનો શાસન-દંડ રાજધર્મ શૂન્ય, ઉદયસિંહના હાથમાં હતો. બાપ્પા, સમરસિંહ, હમીર વગેરે રાજનીતિજ્ઞ અને શાસ્ત્રવિત્ રાજાઓ બહુજ કુશળતાથી રાજ્ય ચલાવતા હતા. પણ આજે ઉદયસિંહ તો એ કામને બહુજ સહેલું માનતો હતો અને તેથી મેવાડના દુઃખની સીમા રહી નહોતી. સિસોદીયા કુળની અધિષ્ઠાત્રી દેવીએ નિશ્ચય કર્યો હતો કે, બાપ્પારાવળનો વંશ જ્યાંસુધી પોતાની આજ્ઞા પાળે, ત્યાંસુધી તેણે કોઇ રીતે ચિતોડને છોડી જવું નહિ. બાપ્પારાવળના વંશજ આજ સુધી તેની તૃપ્તિને માટે વિનાસંકોચે પોતાનું લોહી આપતા હતા; તેથી મહાદેવીની આજ્ઞા યથાવત્ પળાતી હતી. પ્રથમ જ્યારે અલાઉદ્દીન પદ્મિની ઉપર મોહ પામ્યો અને ચિતોડપર સ્વારી કરી, ત્યારે બાર રાજકુમારોના રક્તથી એ દેવીને તૃપ્ત કરવામાં આવી હતી. અને બાપ્પારાવળનું કુળ નિષ્કલંક રહ્યું હતું; પણ અનેક વીરો અને વીર રમણીઓ જન્મભૂમિનું ગૌરવ સાચવવાને પરલોકમાં પ્રયાણ કરી ચૂકયાં હતાં. બીજીવાર બહાદુરશાહના આક્રમણ વખતે વીર વાઘજીએ બત્રીસ હજાર રાજપૂતો સાથે યુદ્ધવેદીપર જીવનની આહુતિ આપી રાજપૂત વીરધર્મનો પરિચય આપ્યો હતો; પરંતુ ચિતોડના આ ત્રીજી વારના સિસોદીયા કુળના દુઃખદાયક સમયે બાપ્પારાવળનો કયો વંશજ પ્રાણાર્પણદ્વારા ચિતોડની અધિષ્ઠાત્રી દેવીને તૃપ્ત કરશે ? ભગવતી ચામુંડા આજે કયા વીરના રક્તપાનથી તૃપ્ત થઇને ચિતોડની રક્ષા કરશે ? આજ કોઇ પણ વીર એ દેવીના મનોરથ પૂર્ણ કરે એવું કેમ જણાતું નથી! શું ત્યારે આજે ચિતોડનો ગૌરવસૂર્ય આથમી જશે? અને શું બાપ્પા રાવળની ધ્વજા નીચી પડશે? ના, ના! હજુ પણ બાપ્પારાવળનો પ્રતાપ પ્રકાશિત હોઇને શત્રુઓને કંપાવે છે. આજ પણ ચિતોડની રણચાતુરી જેવી ને તેવી કાયમ છે!

અકબર ચઢી આવ્યાથી કાયરપુરુષ ઉદયસિંહ તો ચિતોડ છોડીને ભાગી ગયો; પરંતુ તેથી ચિતોડ કાંઈ રક્ષકવગરનું નહોતું. ચિતોડનો કુલાંગાર અધીશ્વર તેને છોડીને ગયો, તોપણ તેના પવિત્ર નામની મોહિની એવી છે કે, ક્યાંયથી ને ક્યાંયથી સાહસિક વીરો ચિતોડની રક્ષાને માટે ઉઘાડી તલવારે મેદાનમાં આવી ઉભા. જાણે વિધાતાજ ચિતોડીય વીરોની ભસ્મમાંથી પાછા અસંખ્ય વીરો સૃજયા જતા હોય, તેમ રાજસ્થાનનાં ભિન્ન ભિન્ન નગરોમાંથી સરદારો અને સામંતો પોતપોતાનું લશ્કર લઇને ચિતોડની રક્ષા કરવા આવી ઉભા. ચંદાવત સહિદાસ ઘણીક તેજસ્વી અને સાહસી સેનાને લઇ ચિતોડના તોરણદ્વાર "સૂર્યદરવાજા"માં ઉભો રહ્યો. માદેરિયાનો રાજા રાવત દુદા સંગાવતોને લઇ રણક્ષેત્રમાં આવી પહોંચ્યો. બૈદલા અને કૌટારિયા નગરોમાંથી મહારાજ પૃથ્વીરાજના વંશના બે વીર્યવાન સામંતરાજાઓ અને વિજોલીનો પરમાર તથા સદ્રિવના ઝાલાપતિ ઘણા ઉત્સાહની સાથે લડાઇના મેદાનમાં આવી પહોંચીને પોતાના પૂર્વજોના મોભા પ્રમાણે પોતપોતાની સેનાને ઉત્સાહ આપવા લાગ્યા. એઓમાંના કેટલાક મેવાડના અમલને આધીન હતા. અને કેટલાક બીજા રાજપૂત વીરોએ મોગલ બાદશાહનું બળ રોકવા માટે તલવાર ધારણ કરી હતી. એમાં દેવલપતિ વાઘજીનો વંશ, ઝાલોરપતિ શનિગુદુરાવ, ઈશ્વરદાસ રાઠોડ, કરમચંદ કછવાહ અને ગ્વાલિયરના તુંવારરાજના વીરત્વ અને રણચાતુરી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

જોતજોતામાં હિંદુ–મુસલમાનની વચ્ચે ભીષણ યુદ્ધ આરંભાયું. મહા પરાક્રમી શત્રુસૈન્ય રણવાદ્યના ઘોષ સાથે યુદ્ધક્ષેત્રને કંપાયમાન કરતું કરતું ચિતોડના સૂર્યદરવાજા તરફ ધસવા લાગ્યું. પેલી બાજુએ રણોન્મત્ત રાજપૂતસેના પણ ભયંકર સિંહનાદથી ગાજતી થકી બાણો ફેંકવા લાગી. ચંદાવતવીર સહિદાસ ગંભીર અવાજથી હોકારો કરીને શત્રુ સેનાના ઉપર તીર ફેંકવા લાગ્યો. મોગલો પણ તોફાની સાગરની પેઠે તેઓ તરફ બંદુકોમાંથી અગ્નિ જેવી ગોળીઓ ચંદાવતસૈન્યપર ફેંકતા ફેંકતા સૂર્યદરવાજા તરફ આવવા લાગ્યા. વીરવર સહિદાસે એથી જરાપણ પાછી પાની કરી નહિ. તેના મદદગાર વીરો એક પછી એક ગોળી લાગવાથી મરવા લાગ્યા; તથાપિ જ્યાંસુધી તેના હાથ શિથિલ થયા નહિ, ત્યાંસુધી શત્રુદળ કોઇ પણ રીતે તે દરવાજામાં પ્રવેશ કરી શક્યું નહિ.

ચંદાવતવીર સહિદાસના જ્વલંત ઉદાહરણથી ઉત્તેજિત થઇને બીજા પણ અનેકાનેક ક્ષત્રિયવીરો અતુલ હિંમતથી શત્રુદળને ત્રાસ પમાડવા લાગ્યા. આ સમયે બે મહાવીરોએ પરાક્રમી મોગલ બાદશાહના ગર્વભંજક ધૂમકેતુની પેઠે ધસી આવીને વિપત્તિથી ઘેરાયલા મેવાડને થોડીક વારને માટે પોતાના ઉજ્જવલ પ્રકાશથી ઉજ્વળ કરી મૂકયું હતું. તેમના પ્રબળ પરાક્રમથી સુશોભિત બનેલો મેવાડનો ઈતિહાસ આજે પણ સંસ્કારી હૃદયોમાં સ્વાધીનતાનાં ઉજ્જ્વળ કિરણો પ્રેર્યા કરે છે. તેમના યુદ્ધકૌશલ્યથી ચકિત થઇને સ્વયં અકબરે પણ તેઓનું તે વીરત્વ અને રણનૈપુણ્ય સ્વહસ્તેજ લખીને હિંદુઓના ગૌરવને સન્માન આપ્યું છે. એ મહાવીરોનાં પવિત્ર નામ જયમલ અને પુત્ત છે. જયમલ બેદનોરનો અધિપતિ હતો અને રાઠોડકુળની બીજી શાખા મેરતિયા ગોત્રમાં જન્મ્યો હતો અને મારવાડના સાહસિક સામંતોમાં એજ ઘણો પંકાતો હતો. પુત્ત કૈલવારનો રાજા હતો અને ચંદાવત કુળની બીજી શાખા જગાવત ગોત્રને શોભાવતો હતો. એ બંને મહાવીરોનાં પવિત્ર નામ આજ પણ રાજપૂત અને રાજભટ્ટોના મુખે ગવાઇ રહ્યાં છે. આજે પણ રાજપૂતો પ્રાતઃકાળે બિછાનું છોડતી વેળાએ તથા મહાપુરુષોની પવિત્ર નામમાળા જપતી વખતે, આ બંને મહાવીરનાં નામોચ્ચારણ કરે છે. આજે પણ રાજપૂત સ્ત્રીઓ સાંજે દીપક પ્રકટાવતી વેળાએ જયમલ અને પુત્તને સંભારીને પોતપોતાના પુત્ર અને કન્યાની મંગલકામના કરે છે અને ગૃહસ્થની સ્ત્રીઓ અનાજ દળતી વખતે રાજભટ્ટોએ વર્ણવેલાં એ વીરત્વનાં ગીત સુમધુર સ્વરે લલકારે છે. જ્યાંસુધી આ સૃષ્ટિમાં વીરત્વનું સન્માન સચવાશે, જ્યાંસુધી વીર પુરુષોના વીરત્વનો એક પણ કણ હયાત રહેશે અને જ્યાંસુધી રાજપૂત હૃદયમાં વીરકાર્યોનાં ચારિત્ર્ય ચિત્ર આલેખાયલાં રહેશે, ત્યાંસુધી મહાવીર જયમલ અને પુત્તનાં મંગળમય નામ ભારતભૂમિમાંથી દૂર થશે નહિ અને કોઈ દૂર કરી શકશે નહિ ! આ ઇતિહાસપ્રસિદ્ધ વીરનરો કંઇ કોઇના ઉત્સાહથી પ્રેરાઇને ચિતોડ માટે પ્રાણાર્પણ કરવા નીકળ્યા ન હતા; પણ હૃદયના વીરભાવથી, સ્વજાતિ અને સ્વદેશની વત્સલતાથી પ્રોત્સાહિત થઇને તેઓ સમરભૂમિમાં ઘૂમ્યા હતા. સ્વાર્થને માટે તેઓએ મોગલો સામે તલવાર પકડી નહોતી; પણ સ્વધર્મ અને જાતીય ગૌરવને ખાતર સંગ્રામમાં ઝૂકયા હતા. એ ભયાનક

લડાઈ કેવળ પુરુષોએજ કરી નહોતી, પણ અંતઃપુરમાં રહેનારી વીરપ્રસવિની રાજપૂત રમણીઓ પણ પોતાનાં સુકોમળ શરીરપર લોઢાનાં બખ્તર પહેરીને સ્વાધીનતાના લીલાસ્થળ ચિતોડની રક્ષા માટે મેદાન પડી હતી.

જ્યારે સાલુંબ્રાપતિ ચંદાવત વીરે સૂર્ય દરવાજા ઉપર પ્રાણ આપ્યો, ત્યારે બાકીના ચંદાવત વીરોએ જયમલને પોતાનો નાયક બનાવ્યો. સઘળાઓ મોહ–મમતાને તિલાંજલિ આપીને ઉન્મત્તપણે સિંહનાદ કરતા થકા શત્રુસેના સામે ધસવા લાગ્યા. વિશાળ મોગલસેના પણ તોફાની સમુદ્રની પેઠે પ્રચંડ વેગથી ઉછાળો મારતી ચિતોડના કિલ્લાની તરફ ધસવા લાગી. આ સમયે પ્રલયકાળની પેઠે ગર્જતી બંદુકોમાંથી ગોળીઓ વરસવા લાગી. અને તેના આઘાતથી સેંકડો રાજપૂતના ટુકડા આકાશમાં ઉડવા લાગ્યા ! સેંકડો ક્ષત્રિયવીરોની મૂઠીમાંથી તીરકામઠાં પડી ગયાં ! આ પ્રકારે રાજપૂતસેના મરવા લાગી; તોપણ રાજપૂતવીરો નિરુત્સાહ થયા નહિ. આટલો બધો ભીષણ સંહાર થવા છતાં પણ સ્વતંત્રતા વેચીને જીવ જાળવવાનો નીચ વિચાર ક્ષત્રિયોના હૃદયમાં ટકવા પામ્યો નહિ. સ્વદેશરક્ષા અને પ્રાણાર્પણના બીજમંત્રથી ઉત્તેજિત થઇને તેઓ તલવાર ચલાવતા અને જ્વલંત ગોળીઓ સામે બચાવ કરતાથકા સિંહનાદપૂર્વક ઘૂમી રહ્યા હતા; પરંતુ એ સર્વ વૃથા ગયું ! આખરે શત્રુના વિશાળ સૈન્યથી ચિતોડ ઘેરાઈ પડયું અને રાજપૂત સેનાપતિ ઘણીજ સાવચેતીથી બંદોબસ્ત કરવા લાગ્યો. એ દરમિયાન એક રાત્રે જયમલને કિલ્લા ઉપર મશાલને અજવાળે દેખરેખ રાખતો જોઇને અકબરે લાગ સાધીને બંદુકની એક જ્વલંત ગોળી ફેંકી. આ વિનાશક ગોળી તે વીર સેનાપતિના હૃદયમાં લાગી. વીરવર જયમલ એ દારુણ જખમથી તરતજ ઘોડા ઉપરથી ભૂમિપર ઢળી પડયો. આ અધર્મયુક્ત અમાનુષી કૃત્યથી પડતાં પડતાં પણ તેની આંખમાંથી ઝેર વર્ષી રહ્યું; પણ ઘા નાશકારક થયેલો હોવાથી તેનું વેર તેણે માત્ર અકબરનાં નિંદનીય કૃત્યોનો તુચ્છકાર કરવામાંજ સમાપ્ત કર્યું.

એકજ વીર પુરુષના મૃત્યથી, એકજ ગોળીપ્રહારથી અને એકજ ફટકાથી યુદ્ધદેવી પોતાને વિજયમાળ આરોપશે, એવા મિથ્યા લોભથી અકબરે પોતાના જીવનને કલંકિત બનાવ્યું અને પોતાના સ્વહસ્તેજ વીર જયમલનો ઘાત કર્યો. જે બંદુકની મદદથી તે

કાયર પુરુષોચિત કાર્ય પાર પાડયું હતું, તેનું નામ તેણે 'સંગ્રામ' રાખ્યું હતું. અકબરે આ પ્રમાણે અધર્મપૂર્વક જયમલને માર્યો તો ખરો, પરંતુ તેના ગુણ–ગૌરવથી તે અજ્ઞાત નહોતો. આ વીર ક્ષત્રિએ અકબરને પોતાના શૌર્યબળથી એવો ચકિત કરી દીધો હતો કે, તેણે જયમલ અને વીર બાળક પુત્તના અપૂર્વ વીરત્વની યાદગિરિ જાળવવા માટે દિલ્હીમાં પોતાના મહેલના દરવાજા ઉપર તેમની પથ્થરની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવી હતી.*



* બસો વર્ષ પહેલાં વિખ્યાત ફ્રેંચ પંડિત બર્નીયર ભારતવર્ષમાં મુસાફરી કરવાને આવ્યો હતો. તેણે ઉપલી બંને મૂર્તિઓ જોઈ હતી. તેણે ભારતવર્ષના સંબંધમાં સ્વદેશમાંના બંધુઓને જે જે પત્ર લખ્યા હતા, તે ઘણાખરા પુસ્તકાકારમાં ઇસવી સન ૧૬૮૪માં લંડનમાં છપાયા હતા. તેમાં જયમલ અને પુત્તની મૂર્તિનું વર્ણન તેણે આપેલું છે. તે ઉપરથી જણાય છે કે તે પત્ર તેણે તા૦૪ થી જુલાઈ ૧૬૬૩ માં લખેલો છે.



# ૩૩—વાઘજી અને ૩૨૦૦૦ વીર રાજપૂતો

ઇ. સ. ૧૫૩૩માં ગુજરાતનો બહાદુરશાહ જ્યારે ચિતોડને જીતવા માટે આવ્યો હતો, તે વખતે મેવાડમાં રાણો વિક્રમાજીત રાજ્ય કરતો હતો. એ ઘણો દુર્બળ અને અવિચારી હોવાથી તેના સરદારો તેનાથી અપમાનિત થઇ કંટાળીને ચિતોડ છોડી ગયા હતા. અન્ય મદદગાર રાજાઓનું પણ તેણે અપમાન કરેલું હોવાથી આ સમયે તેને લડાઈમાં કોઇની મદદ મળી નહિ; જેથી તે લડાઇમાં પરાજય પામી પલાયન કરી ગયો અને તેનું સૈન્ય પણ નાસવા લાગ્યું. આ વખતે રાજ્યરાણી જવાહિર બાઇએ પોતાની ક્ષત્રિય વીરાંગનાઓને શત્રુસામે ઉત્તેજીત કરી. અને તેઓની અપૂર્વ વીરતાથી મુસલમાન સેના ઘડીભર ત્રાહે ત્રાહે પોકારી ગઇ; પરંતુ અસંખ્ય શત્રુદળમાં આથી કાંઈ વિશેષ હાનિ થઇ નહિ. તેઓ આગળ ને આગળ વધવા લાગ્યા અને છેવટે વીરરાણી જવાહિરબાઇ અનેકોને પ્રાણશૂન્ય કરતી કરતી રણશય્યામાં સૂતી. હવે પાછું ચિતોડને કોણ બચાવશે! તેનો વિચાર કરતાં રાજપૂત સરદારો ચિતોડના ભવિષ્ય માટે અધીરા બની ગયા. તેઓએ જોયું કે હવે ચિતોડ બચાવવાની આશા વ્યર્થ છે; પરંતુ એવામાં ચિતોડના ઉંચા કિલ્લા ઉપરથી એક પ્રબળ અવાજ સંભળાયો કે, “રાજબલિની તૈયારી કરો!” આ ગંભીર અને ઉત્તેજીત શબ્દોથી સરદારો વિચાર કરવા લાગ્યા કે, શું ચિતોડની અધિષ્ઠાત્રી દેવી હજુ પણ તૃપ્ત થઇ નથી? શું હજી પણ કોઇ સેનાની સરદારી લે એવું બાકી રહ્યું છે? રાજબલિ તો હવે છેજ ક્યાં? એક માત્ર સંગ્રામ-સિંહનો પુત્ર ઉદયસિંહ રહ્યો છે, પરંતુ તેની ઉંમર હજી બહુ નાની છે; એટલે તે કેવી રીતે તલવાર લઇ લડાઇમાં જઈ શકે? હકીકત આવી હોવાથી દેવીનો હુકમ કેવી રીતે પાળવામાં આવે? કિલ્લામાં સરદારો આવો વિચાર કરતા બેઠા છે, એવામાં દેવલના અધિપતિ વાઘજી તેઓની સામે આવીને બોલ્યા કે “બાપારાવળ-

નું પવિત્ર લોહી શું મારા હૃદયમાં વહેતું નથી? તમે રાજબલિને માટે શા સારૂ ચિંતા કરો છો? આજે હું પોતે આત્મોત્સર્ગ કરીને દેવીની આજ્ઞા પાળીશ." આ વચનથી સર્વની ચિંતા દૂર થઇ ગઇ. જે બહાદુર સૂર્યમલ્લ ચિતોડને માટે વીરવર પૃથ્વીરાજની સાથે યુદ્ધના મેદાનમાં આવ્યો હતો, તેનાજ વંશનો આ વાઘજી હતો; તેથી તે સિસોદીય રાજવંશનો છે, એમ સર્વ સરદારો સારી રીતે જાણતા હતા. તેમણે વીર વાઘજીને કેટલાંક રાજ્યચિહ્નનથી અલંકૃત કર્યા. યુદ્ધમાં જય કે મૃત્યુને ભેટવા માટે મહાવીર વાઘજીએ હવે યાહોમ કરવાનું ઉચિત ધાર્યું. તરતજ તેણે પોતાનો રાજ્યપોશાક ઉતારી કેસરી વાઘા પહેરી લીધા. રાજપૂત સૈન્ય પણ પૂર્ણ આવેશમાં આવી ગયું અને અલ્પ સમયમાં આખું સૈન્ય કેશરીઆં કરી કાળને જીતવા જતું હોય એવું જણાવા લાગ્યું. છેલ્લીવારનો વીરવેશ ધારણ કરીને સર્વ સરદારો, સામંતો અને વીર લડવૈયાઓએ એકમેકની હમેશાંને માટે વિદાયગીરી લીધી અને અભિમાનની સાથે વાઘજીના માથા ઉપર બાપારાવળનો વિજય વૈજયંતીનો સફેદ તોરો ચઢાવીને વીરનાદ કરતા દુશ્મનના લશ્કર સામે ધસી ગયા. એ સમયે તેઓ બધાએ બાળ રાજકુમાર ઉદયસિંહને બુન્દીના અધિપતિ શૂરતાનસિંહના હાથમાં સોંપ્યો. શત્રુથી બચાવ થાય એવો હવે સંભવ નહિ હોવાથી સૌએ વિચાર કર્યો કે રાજપુત વીરાંગનાઓના સતીત્વનું આપણે પ્રથમથીજ રક્ષણ શામાટે ન કરવું? રાજપૂત રમણીઓને પ્રાપ્ત કરવાની મોગલોની આશાઓને આપણે પ્રથમથીજ નિર્મૂળ કરીને શામાટે યુદ્ધમાં ન જવું? આવો વિચાર કરીને રાજબલિના લોહીથી ચિતોડની અધિષ્ઠાત્રી દેવીનું ખર્પર રંગવા આગમચ ભયાનક "જોહારવ્રત"ની તૈયારી કરવા માંડી. હવે વખત પણ વધારે રહ્યો નથી. મોગલો કિલ્લાની પાસે આવતા જાય છે, એટલે હવે ચિતા તૈયાર કરવા જેટલો તો સમયજ ક્યાં છે? સરદારોએ ભયાનક જોહારવ્રત ઉજવવાનો એક સહેલો રસ્તો શોધી કાઢયો. કિલ્લાની અંદર એક મોટો ખાડો ખોદીને તેમાં પુષ્કળ દારૂગોળો અને બીજા અનેક પ્રકારના જ્વાળાગ્રાહી પદાર્થો નાખીને તેમાં આગ લગાડી દીધી! તરતજ પ્રલયકાળનો દાવાનળ પ્રગટયો હોય તેવો મોટો ભડકો થયો. અને જાણે બધીજ વીરાંગનાઓ પોતપોતાના વીર પતિઓને માટે પ્રથમથીજ સ્વર્ગમાં જગ્યા કરવા માટે જતી હોય તેમ, સતીત્વના આવેશ-

પૂર્વક રાણી કર્ણાવતીની સાથે તેરહજાર રાજપૂત વીરાંગનાઓ એ પ્રચંડ આગના ભડકામાં કૂદી પડી! તેરહજાર સ્ત્રીઓ આ પ્રમાણે ઘડીપળમાંજ આ લોકમાંથી વિદાય થઇ ગઇ અને કોઇનું કંઇ પણ ચિહ્‌ન રહ્યું નહિ! તેમનું સર્વનું રૂપ-યૌવન-લાવણ્ય-બધુંજ ક્ષણમાત્રમાં હતું ન’તું થઇ ગયું! સરદારો હવે પૂર્ણ નિશ્ચિંત થયા. હવે તેમને કોઇ તરફ જોવું પડશે નહિ અને કોઇ માટે રડવું પડશે નહિ! હવે તેઓને માત્ર પોતાનાજ ગૌરવની રક્ષા કરવાની હતી. બાળ રાજકુમાર ઉદયસિંહ પણ વગરહરકતે રક્ષા પામ્યો હતો; એટલે હવે ચિતોડના તમામ વીરોએ ઉન્મત્ત થઇને પાછો સિંહ-નાદ કર્યો. કાન ફાડી નાખે એવો તેમનો સિંહનાદ અને તેમનાં રણવાદ્યો ધરણીને ધ્રૂજાવવા લાગ્યાં. રણોન્મત્ત વાઘજી તરતજ કિલ્લાનો દરવાજો ઉઘાડી નાખીને ઉઘાડી તલવારે ચિતોડના અવશિષ્ટ વીરોસહિત સિંહગર્જનાપૂર્વક વિશાળ શત્રુસેનાપર કૂદી પડયો. કેટલાય રણદક્ષ શત્રુસૈનિકો તેઓની તલવારના ભોગ થઇ પડયા; પરંતુ એથી કંઇ વિજયપ્રાપ્તિ તો થાય તેમ હતુંજ નહિ. અનંત-સાગરમાં પાણીનાં થોડાંક ટીપાં ભળી જાય, તેની પેઠે એ તમામ રાજપૂતવીરો જોતજોતામાં વિલીન થઈગયા! આ પ્રમાણે એ ભયાનક રણક્ષેત્રમાં બત્રીસ હજાર રાજપૂત યોદ્ધાઓએ પ્રાણ અર્પણ કર્યા હતા.





# ૩૪–રાવ સૂરજમલ

સંવત ૧૫૭૨ (ઇ૦ સ૦ ૧૫૧૬) ની શ્રાવણ વદ ૩ એટલે પાર્વતીત્રીજ*(કાજળી)ને દિવસે પીપાર× નામના નગરમાં એક મહોત્સવ થયો હતો. એ ઉત્સવમાં મારવાડની ચારે કોર અસંખ્ય રાજપૂત સ્ત્રીઓ આવીને ભગવતી ગૌરીની પૂજા કરતી હતી. એ વખતે એક પઠાણ લશ્કરની ટુકડીએ આવીને તેઓને ઘેરી લીધી અને ૧૨૪ સ્ત્રીઓનું હરણ કરીને લઇ ગયા. કોઇ તેમને રોકી શક્યું નહિ. આ શોચનીય સમાચાર જોધપુરના રાજા સૂરજમલને કાને પડતાં ક્રોધ અને તિરસ્કારથી તેનું શરીર કંપી ઉઠ્યું. દુરાચારીઓને સજા આપીને સ્ત્રીઓનો છૂટકો કરવાને ઘણો અધીરો થઇ ગયો. વધારે સેના તૈયાર કરવામાં વાર થઈ જાય એ વિચારે તે માત્ર પોતાના અંગરક્ષકો સાથેજ તે પઠાણોને શોધવા તરતજ નીકળ્યો. તેઓ છેટેથી જણાતાં તેનો ક્રોધ બમણો થઇ ગયો અને

---

* શ્રાવણ વદ ત્રીજે રાજપૂત લોક પાર્વતીત્રીજનું વ્રત પાળે છે. કહે છે કે, એ દિવસે ગિરિબાલા ભગવતી ગૌરી, ભગવાન ભૂતભાવન મહાદેવની સાથે પુનઃ સંયુક્ત થયાં હતાં, તેથી રાજપૂતો એ પર્વને અતિ પવિત્ર અને મોટું માને છે; તથા એમ પણ માને છે કે, એ દિવસે કોઇ સ્ત્રી ભક્તિપૂર્વક પાર્વતીની પૂજા કરે તો ભગવતી તે સ્ત્રીની સર્વ-કામના પૂર્ણ કરીને અંતે પોતાની સહચરી કરી લે છે. તેથી રાજપૂત રમણી એ દિવસે ભક્તિપૂર્વક દેવીપૂજા કરે છે. રાજપૂત પુરુષો એ વ્રત પાળતા નથી, તોપણ તેને અતિ પવિત્ર અને પુણ્યમય તો માને છેજ. એ દિવસને વિદેશમાં વિચરતા રાજપૂતો સ્વદેશમાં પ્રવેશવાનો પવિત્ર દિવસ માને છે અને બ્રિટિશ શાસનની સાથે મેવાડને સલાહ થયા પછી રાજપૂતો એ દિવસેજ પાછા પોતાના પૂર્વસ્થાનમાં આવ્યા હતા.

× એ શહેર જોધપુરથી પાંચ કોશ દૂર છે. પીપાર એક સામાન્ય શહેર છે. એમાં ૧૫૦૦ ઘરની વસ્તી છે. એ શહેરમાં ઘણાખરા વાણીઆ રહે છે. તેને માટે એમ કહેવામાં આવે છે કે, ખ્રિસ્તના જન્મ્યા પહેલાં અવંતી નગરમાં ગંધર્વસેન નામનો એક પરમાર વંશનો રાજા રાજ્ય કરતો હતો, તેણે એ પીપાર નગર વસાવ્યું છે.

જેમ સિંહના બચ્ચાને લઇ જતાં જોઇને સિંહ જેમ પ્રચંડ વેગથી ઉપર હુમલો કરે, તેમ આજ મારવાડનો અધિપતિ રાવ સૂરજમલ સ્ત્રીઓને હરણ કરનાર પઠાણો ઉપર એકદમ તૂટી પડયો. આ લડાઇમાં આ રાજપૂત વીરો ઘણીજ વીરતા અને અપૂર્વ સાહસથી પઠાણોને જીત્યા અને સ્ત્રીઓનો છૂટકો કર્યો; પરંતુ આ લડાઇમાં વિજયી સૂરજમલ સ્વર્ગમાં સીધાવ્યા. પઠાણોને મારીને તેમણે સ્ત્રીઓનો ઉદ્ધાર તો કર્યો, પરંતુ શત્રુઓના પુષ્કળ જખમ આડે તે વધારે વાર જીવી શકયા નહિ. રાજપૂત સ્ત્રીઓને છોડાવ્યા પછી, પોતાના યત્નની સફળતા જોઇ તે રણમાં મૃત્યુવશ થયા; તેથી તેમને મન એ મૃત્યુ આનંદદાયક હતું. તે ૧૨૪ રાજપૂત સ્ત્રીઓ જયારે તેની આસપાસ વિંટાઇ વળીને તેના અપૂર્વ વીરત્વનાં કીર્તન કરવા લાગી, ત્યારે તેના આનંદની સીમા રહી નહિ. આ પ્રમાણે વીર સૂરજમલનું મૃત્યુ આટલી બધી આર્ય રમણીઓના આશીર્વાદ અને ગરબાથી શોભી ઉઠયું! રાવ સૂરજમલની એ અસીમ વીરતાનું વર્ણન આજ પણ રાજસ્થાનના ભાટોના મુખે સંભળાઇ રોમાંચ ખડાં કરે છે; આજ પણ પાર્વતીત્રીજના મહોત્સવ વેળાએ મારવાડના એ રાજાનું વીરત્વ અને પીપાર નગરની સ્ત્રીઓના હરણનાં વર્ણન ઉત્સાહસહિત ગવાય છે.





# ૩૫–ભીષ્મપ્રતિજ્ઞ રાણા ચંદ્રસિંહ

સુખ–દુ:ખના પ્રસંગોમાંજ મિત્ર અને શત્રુઓની પરીક્ષા થાય છે. જે સ્વાર્થી મિત્ર હોય છે, તે આપણને દુ:ખના સમયમાં કામ લાગતા નથી; પરંતુ જે વાસ્તવિક મિત્ર હોય છે, તેજ આપણે માટે તન, મન, ધન અર્પણ કરી શકે છે. અહીંઆં જે ઉલ્લેખ કરવામાં આવે છે, તે ઉપરથી રાજપૂતોએ પોતાના સરદારને માટે પોતાના જીવનની જરા પણ દરકાર રાખ્યાવિના કર્તવ્ય બજાવ્યું હતું તે પ્રતીત થશે.

રાણા હમ્મીરને કોણ ઓળખતું નથી? તેમણે અલ્લાઉદ્દીનના હાથમાંથી મેવાડ જીતી લઈને માતૃભૂમિનો પુનરુદ્ધાર કર્યો હતો; તથા માલદેવને મારીને સિસોદિયાની ધ્વજા ફરકાવી હતી. આવાં વીરતાનાં તેમણે અનેક કાર્યો કર્યાં હતાં. હમ્મીરના મૃત્યુ પછી તેમના જ્યેષ્ઠ પુત્ર ક્ષેત્રસિંહ સિંહાસનારૂઢ થયા હતા. આ ક્ષેત્રસિંહે પણ પોતાના પિતાની ધીરતા, વીરતા, ધર્મપરાયણતા અને તેજસ્વિતા દર્શાવી આપી હતી; પરંતુ અફસોસ! સર્વ કાળ કોઈનો એકસરખો જતો નથી અને ક્ષેત્રસિંહના સંબંધમાં પણ તેમજ બન્યું. દુર્ભાગ્યરૂપી મેઘ ચારે દિશાએથી ઘેરાઈ આવીને તેમના યશરૂપી સૂર્યને ઢાંકી દેવા લાગ્યો. અને રાણા ક્ષેત્રસિંહ અકાલ મૃત્યુ પામી સ્વર્ગમાં સીધાવ્યા! અફસોસ કે તેમનાજ એક હાડાવંશીય સરદારે રાણાનો વધ કરવાનું નીચ કાર્ય કર્યું!

ક્ષેત્રસિંહ પછી તેમના પુત્ર લક્ષસિંહે (લાખારાણાએ) રાજ્યારોહણ કર્યું. તેમણે પણ અનેક દુર્ગો હસ્તગત કર્યા અને મોગલોને પણ ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી દીધી. તેણે દિલ્હીના મહમ્મદશાહ લોદીને એ વખત હરાવ્યો હતો. આ લાખો રાણો ન્યાયપૂર્વક રાજ્ય કરતાં વૃદ્ધ થયો. હવે તેને વાનપ્રસ્થાશ્રમ સ્વીકારી ઇશ્વરભજનમાં સમય ગાળવાની ઇચ્છા થઈ. આથી તેણે પોતાના જ્યેષ્ઠપુત્ર ચંદ્રસિંહને રાજ્યતિલક કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ એ નિશ્ચય પાર પડયો નહિ

એક દિવસ વૃદ્ધ રાણો લક્ષસિંહ પોતાના વિચારશીલ મંત્રી તથા સામંત–સરદારોની સાથે સભામાં બેઠા હતા, ચોપદારો નેકી પોકારતા હતા અને મેવાડનું વિજયશાળી છત્ર રાણાને માથે ઝળાંઝળાં થઈ રહ્યું હતું; એવામાં મંડોરના રાવ રણમલે મોકલેલો એક બ્રાહ્મણ એ રાઠોડરાજની કન્યાના વિવાહનું શ્રીફળ યુવરાજ ચંદ્રસિંહને માટે લઇ સભામાં આવ્યો. ચંદ્રસિંહ આ સમયે બીજી રોકાણમાં હતા, તેથી હજુરીઆઓએ બ્રાહ્મણને 'ક્યાંથી પધારો છો? શ્રીફળ કોને માટે લાવ્યા છો?' વગેરે પ્રશ્નો પૂછવા માંડ્યા. એટલામાં લાખો રાણો નવરો થયો અને એ વાતચીત સાંભળી, તેથી ઘડપણને લીધે ધોળી થયેલી પોતાની દાઢીપર હાથ મૂકી પોતાના હસમુખા સ્વભાવને અનુસરી ગમ્મતમાં બોલ્યા કે "ભાઈ! તમેજ મનથી વિચારી જુઓને કે, મારા જેવા ધોળી દાઢીવાળા માટે તો કાંઇ એ શ્રીફળ નજ હોય ને? ચંદ્રસિંહને માટે હશે."

આ વચનો સાંભળીને સર્વ સભાજનો ખડખડ હસી પડ્યા. દુર્ભાગ્યવશાત્ વૃદ્ધ પિતાજીનાં ઉપલાં હાસ્યમય વચનો ચંદ્રસિંહને પણ કર્ણગોચર થયાં! રાણાએ તો આ વચનો માત્ર હસવામાંજ કહ્યાં હતાં; તેનું પરિણામ "હસવામાં ખસવા" જેવુંજ થયું. ચંદ્ર-સિંહે વિચાર્યું કે "જે કન્યાના સંબંધમાં પિતાજી હસવામાં પણ પોતાને માટે બોલ્યા હોય તેનું પાણિગ્રહણ મારાથી કેમજ થઇ શકે?" આવા અનેક તર્કવિતર્ક કર્યા પછી ચંદ્રસિંહે એવોજ નિશ્ચય કર્યો કે "એ કન્યાની સાથે હું વિવાહ કરીશ નહિ." ચંદ્રસિંહના આ દઢ નિશ્ચયની વાત જ્યારે રાણા લક્ષસિંહ (લા-ખારાણા)ને કાને ગઈ, ત્યારે તેના શોકનો પાર રહ્યો નહિ. પણ પછી તેણે ધાર્યું કે "પુત્ર ચંદ્રને સમજાવીશું, એટલે તે માની જશે." તેથી તેણે ચંદ્રને બોલાવી ખૂબ સમજાવ્યો; પરંતુ દઢ-પ્રતિજ્ઞ ચંદ્રસિંહે પિતાની એક પણ વાતપર લક્ષ્ય આપ્યું નહિ. રાણાએ તેને ધમકાવ્યો, સમજાવ્યો અને તેનો તિરસ્કાર પણ કર્યો; પરંતુ ચંદ્ર એકનો બે થયો નહિ. રાણાની ધમકી, ભીતિ સર્વ નિષ્ફળ થયું. હવે રાણો ચિંતામાં પડ્યો. એક તરફ ચંદ્રની દઢ પ્રતિજ્ઞા અને બીજી તરફ રાઠોડરાય રણમલનું અપમાન થાય. રાઠોડરાય રણમલનું અપમાન ન થાય એટલા માટે પછી રાણાએ તેજ તે કન્યાનું પાણિગ્રહણ કરવાનો વિચાર કર્યો. અહો!

અદૃષ્ટની કેવી ગતિ! જે માણુસ સાંસારિક બંધનોથી મુક્ત થઈ વાનપ્રસ્થાશ્રમ લેવા વિચાર કરતો હતો, તેજ માણુસને વૃદ્ધાવસ્થામાં આ સંસારની જંજાળમાં ફસાવું પડયું! આથી તેણે ફરી પણ તેને કહ્યું કે "જો, તેં પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે. મેં તને આજ્ઞાધીન, વીર, ધીર અને પિતૃભક્ત ધાર્યો હતો; પરંતુ તું તો મારી ઇચ્છાની સામે થયો છું. પણ કદાચ તું એ કન્યાનો સ્વીકાર નહિ કરે, તો મારે તો એનો સ્વીકાર કરવોજ પડશે; પરંતુ મંડોરના રાવે પોતાનો ભાણેજ મેવાડપતિ થાય એવી આશાએ કન્યાનું શ્રીફળ મોકલ્યું છે. બોલ, તેં આનો કંઈ વિચાર કર્યો છે?" શો ઉત્તર મળે છે તે જોવાને સૌ આતુર થઈ ગયા. પિતાનાં વચનોથી દુઃખિત ન થતાં રાજકુમારે ગંભીરપણે જવાબ આપ્યો કે "પૂજ્ય પિતાજી! જો આપ રાઠોડપુત્રી હંસાકુમારી સાથે લગ્ન કરો, તો હું શ્રીએકલિંગજીના સોગંદ ખાઈને કહું છું કે, હું રાજા થઇશ નહિ અને આ કન્યાથી જે પુત્ર થશે, તેને હું મારો રાજા માનીશ." ચંદ્રસિંહ! ધન્ય છે તારા ટેકને!

દૈવવશાત્ રાણા લક્ષને આ વિવાહથી એક પુત્ર ઉત્પન્ન થયો. તેનું નામ મુકુલજી રાખવામાં આવ્યું. મુકુલજી હજી બાલ્યાવસ્થામાંજ હતા, એટલામાં યવનોએ ગયામાં મહાઉપદ્રવ કરવા માંડયો. રાણા લક્ષને જ્યારે ખબર થઇ કે, મુસલમાનોએ ગયામાં ભયંકર અત્યાચાર કરવા માંડયો છે, ત્યારે તેઓ તેમને હરાવવાની તૈયારી કરવા લાગ્યા. થોડા દિવસમાં રાણાએ યોગ્ય તૈયારી કરી દીધી અને યુદ્ધમાં જવા પહેલાં રાજ્યની સુવ્યવસ્થા કરવાનો વિચાર કર્યો. પછી ચંદ્રસિંહને તથા કેટલાક મોટા સરદાર–સામંતોને બોલાવીને કહ્યું કે "હું તો યુદ્ધમાં જાઉં છું અને ત્યાંથી પાછા ફરવાની કાંઇ આશા નથી; કારણ કે હું યવનોના હાથથી માર્યો જઇશ, એમ મને લાગે છે. માટે હવે રાજકુમાર મુકુલને માટે હું શું બંદોબસ્ત કરૂં? એની જીવિકાને માટે મારે શી સંપત્તિ આપવી જોઈએ?" ચંદ્રે નમ્રતાપૂર્વક કહ્યું કે "ચિતોડનું રાજ્ય રાજકુમાર મુકુલવિના અન્ય કોણ લઇ શકે એમ છે?" આ ઉત્તર સાંભળી રાણા પ્રસન્ન તો થયા, પરંતુ તેમના મનમાં એટલો ખટકો રહ્યો કે, મારા મરણ પછી ચંદ્રસિંહ મુકુલને મારીને રાજપાટ ખૂંચવી લેશે તો? આથી તેમણે યુદ્ધમાં જવા પહેલાં રાજકુમાર મુકુલને રાજ્યતિલક કરી દેવાનો નિશ્ચય કર્યો. થોડાજ દિવસમાં સઘળી

વ્યવસ્થા થઇ ગઇ અને રાણાએ સ્વહસ્તે રાજકુમાર મુકુલને રાજ્યતિલક કર્યું તથા ચંદ્રને તેના મંત્રી બનાવ્યા. વળી તેમણે એ નિયમ પણ દાખલ કર્યો કે "હવે પછી જે સરદાર–સામંતોને ભૂમિ આપવામાં આવશે, તેનાં દાનપત્રોપર રાણાના હસ્તાક્ષર ઉપરાંત ચંદ્રના ખડ્ગનું પણ નિશાન કરવામાં આવશે."

આ પ્રકારે રાણા લક્ષ સર્વ વ્યવસ્થા કરી, યુદ્ધની તૈયારી કરીને ગયાતીર્થ તરફ સીધાવ્યા. તેમના ત્યાં ગયા પછી યવનોની સાથે ઘોર સંગ્રામ થયો અને એક દિવસ એક મંદિરની રક્ષા કરવામાંજ તેમનો દેહાન્ત થયો. તેમનું વૃદ્ધ શરીર રણક્ષેત્રમાં પડયું. અન્ય રાજપૂતો પણ પોતાના સ્વામીની સાથે તેજ સ્થળે પડયા. આ પ્રકારે રાણા લક્ષે ધર્મને માટે પોતાનું જીવન અર્પ્યું.

હવે આ તરફ ચંદ્રનું શું થયું તે જોઇએ. પિતાજીના ગયા પછી તેમણે ન્યાયપૂર્વક શાસન ચલાવવાનો પ્રારંભ કર્યો. આથી મેવાડનું રાજ્ય રામરાજ્યસમાન ગણાવા લાગ્યું, સ્થળે સ્થળે ચંદ્રનાજ નામનું યશોગાન ગવાવા લાગ્યું અને બાળક મુકુલને માટે થોડા સમયમાં રાજ્યને આબાદ બનાવી દીધું.

મેવાડના ભાગ્યમાં આ સુખ લાંબો સમય ચાલ્યું નહિ. રાજ્યનો કાર્યભાર ચંદ્ર ચલાવતો હતો તે મુકુલનાં મોસાળીઆંથી સહન થઇ શકયું નહિ. આવીજ ઈર્ષ્યાના પરિણામે જયચંદ્ર રાઠોડ પાસેથી શાહબુદ્દીને કનોજ લીધા પછી કેટલાક રાઠોડોને મંડોરમાં આવી વસવું પડયું હતું. મંડોરનું રાજ્ય ઘણું નાનું અને ચિતોડનું ખંડીઉં હતું, એટલે ચિતોડ જેવા ઇતિહાસપ્રસિદ્ધ વિશાળ રાજ્યમાં બેસવાને તેની દાઢ સળકી અને ભાણેજની બાલ્યાવસ્થાનો લાભ લેવા ધાર્યો; પણ જ્યાંસુધી ચિતોડ ચંદ્ર જેવા કેસરીથી રક્ષાયલું હતું, ત્યાંસુધી શિયાળવાનું આધિપત્ય કયાંથી સંભવે? આથી ચંદ્રને રાજ્યમાંથી કાઢવા માટે મુકુલનાં મોસાળીઆંએ નીચ યુક્તિઓ આરંભી. રણમલ અને તેનો પુત્ર જોધો, એ બંને ભાણેજની ખબર કાઢવા ચિતોડમાં આવ્યા. એકાંતમાં વાતચિત કરતાં જોધે પોતાની બહેનની પાસે કપટજાળ પાથરી અને ચંદ્રસિંહનોજ કાર્યભાર ચાલુ રહેશે તો, આગળ જતાં ગાદીનો માલીક પણ તેજ થઇ બેસશે, એમ તેને સમજાવ્યું. સગા ભાઈની વાતથી ભોળી રાણી ચંદ્ર ઉપર વહેમની દૃષ્ટિથી જોવા લાગી. હવે ચંદ્ર તેને કાંટાસમાન સાલવા લાગ્યો. તેણે ધાર્યું કે

"ચંદ્ર આ પ્રકારે રાજ્યવ્યવસ્થા કરતાં કરતાં રાજ્યાધિકારી બની બેસશે અને કુમાર મુકુલને કદાચ ઘાતકોનાજ હાથમાં આપી દેશે." ચંદ્રસિંહને તો આવો વિચાર સ્વપ્નમાં પણ આવ્યો નહોતો. પણ ઉપર જણાવ્યું તેમ મુકુલની માતા વહેમનો ભોગ થઇ પડવાથી ગમે તે પ્રકારે તેને રાજ્યમાંથી દૂર કરવાની યોજના કરવા લાગી. ચંદ્રે આ સમાચાર જાણ્યા એટલે તેમણે એવો વિચાર કર્યો કે, મારા રહેવાથી મુકુલની માતા દુઃખિત થાય છે; તો હવે મારે આ રાજ્યનો પરિત્યાગજ કરવો ઉચિત છે. જવા પહેલાં તેમણે મુકુલની માતાને નમ્રતાપૂર્વક કહ્યું કે "આપ ભૂલભરેલા વિચારો ધરાવો છો. કદાચ કોઇની શીખવણીથી આપ મારાપર અપ્રસન્ન હશો; પણ જો મારે ચિતોડના રાજાજ બનવું હોત તો હું આટલા દિવસ ચૂપ શામાટે બેસી રહેત! અને તેમ હોત તો આપ હજીસુધી રાજમાતાતરીકે મહાલયમાં રહેત કે? હું આ દેશ છોડી જાઉં છું એથી મને કાંઇ નુકસાન નથી; એટલે મને કલેશ પણ થતો નથી. શોક માત્ર એટલોજ છે કે, ચિતોડની શી દશા થશે? કુમાર હજી બાળક હોવાથી તે રાજ્યભાર કેવી રીતે ઉઠાવશે? ગમે તેમ થાઓ, હવે હું તો જન્મસ્થાન છોડીને જાઉં છું. સર્વ વ્યવસ્થા આપને શીર રહેશે; પણ જોજો, સિસોદિયાની યશઃપતાકા નીચે ના પડે." આ પ્રમાણે કહી ચંદ્રસિંહ પોતાના બસો વિશ્વાસુ ચિતોડીઆઓને લઈ માંડુના રાજ્યમાં ચાલ્યા ગયા. ત્યાંના રાજાએ તેમનો યથોચિત આદરસત્કાર કર્યો અને હલ્લરનું રાજ્ય આપી તેમને પોતાના મિત્ર બનાવી લીધા. ચંદ્રસિંહ આ પ્રમાણે આનંદપૂર્વક રહી પોતાના દિવસ વીતાવવા લાગ્યા.

અહા! આ પ્રસંગે ચંદ્રસિંહે કેવું અનુકરણીય કાર્ય કરીને પોતાનું નામ ઇતિહાસમાં સુવર્ણાક્ષરોથી અંકિત કરાવ્યું! જે રીતે ભીષ્મપિતામહે પોતાના પિતાને ખાતર તેમજ પોતાના વચનને ખાતર રાજસિંહાસન અને ભોગ-વિલાસનો ત્યાગ કર્યો હતો, તે પ્રમાણે ચંદ્રસિંહે પણ આદર્શ ત્યાગવૃત્તિ બતાવી પોતાનું નામ અજરામર કર્યું છે. વીરહૃદય ચંદ્રે સ્વાર્થપ્રત્યે દુર્લક્ષ્ય કરી પિતાની સમક્ષ કરેલી પ્રતિજ્ઞા પાળી; પરંતુ જે મુકુલને માટે તેમણે સ્વાર્થત્યાગ કર્યો હતો, તેનીજ માતાએ તેમને આ અદ્વિતીય સ્વાર્થત્યાગના બદલામાં દેશનિકાલની સજા આપી! અસ્તુ. ચંદ્રસિંહ તો સહર્ષ ચાલ્યા ગયા અને તેથી મુકુલની માતા ખુશીજ

થઈ. તેનાં પિયરીઆં પોતાની દુષ્ટ ધારણા પાર પડવાથી ઘણાં ખુશી થયાં. સર્વથી પહેલાં મુકુલના મામાએ મેવાડના રાજ્યમાં પગ જમાવ્યો. થોડા દિવસ પછી તેના પિતાએ આવીને ચિતોડના રાજ્યમાં પોતાનો કરપ બેસાડવા માંડયો. તેણે રાજ્યના સર્વ સરદારોને દેશપાર કર્યા અને પોતાના સરદારોને ધીમે ધીમે દાખલ કરવા માંડ્યા. આ પ્રમાણે મેવાડનું રાજ્ય હાથ કરવામાટે રાઠોડ રણમલ બાળક મુકુલજીને ખોળામાં લઈ બાપ્પારાવળની ગાદીપર બેસવા લાગ્યો! અનેમેવાડેશ્વરનીજ પેઠે તેનાપર છત્ર–ચમ્મર ઢળવા લાગ્યાં! થોડાજ દિવસોમાં રણમલે એટલો બધો કરપ બેસાડી દીધો કે ચિતોડના સર્વ સરદારો તેની આજ્ઞા માનવા લાગ્યા. તેની ચાલાકી જાણવા છતાં તેના વિરુદ્ધ એક શબ્દ પણ બોલવાની કોઇની હિંમત ચાલતી નહોતી; પરંતુ એક દાસીએ અંતે આ કામ બજાવ્યું. તેણે વિચાર કર્યો કે "અફસોસ! શું બાપ્પારાવળની ગાદીપર એક રાઠોડ બેસશે? શું બાપ્પારાવળનો વંશ સદાને માટે ડૂબી જશે?" તે આ પ્રમાણે અત્યંત દુઃખી થઇ અને તેથી મુકુલની માતા પાસે જઈને બોલી કે "આપ સર્વ વાત જાણો છો, છતાં પણ ભોળાં કેમ બનો છો? રાજ્યની આ સ્થિતિ જોવા છતાં આંખે પાટા કેમ બાંધો છો? આપ આપના પિતાની ચાલાકી નથી જાણતાં? જો વધુ વખત ચૂપ રહેશો તો રાજગાદીની સાથે રાજકુમાર મુકુલને પણ ગુમાવશો. માટે સર્વ બાબતનો બરાબર વિચાર કરી માર્ગ કાઢો તો ઠીક." આ દાસીની વાત મુકુલની માતાના ધ્યાનમાં ઉતરી. હવે તે પોતાના પિતાની ચુંગાલમાંથી પોતાના બાળક મુકુલને છોડાવવાનો ઉદ્યોગ કરવા લાગી. રણમલને જ્યારે ખબર થઇ કે, મારી પુત્રી મારી વિરુદ્ધ કાર્ય કરે છે, ત્યારે તેણે તેને ખુલ્લેખુલ્લું કહી દીધું કે "હવે રાજપાટ મારૂં છે, માટે કોઇએ એમાં હસ્તક્ષેપ કરવો નહિ. નહિ તો પ્રાણદંડ ભોગવવો પડશે." રણમલના આ સ્પષ્ટ શબ્દોથી રાણી ભયભીત બની ગઇ.

હજી રાઠોડોને મેવાડના અધીશ્વર બનવામાં એકજ વીર કંટકરૂપ લાગતો હતો. આ વીરનર તે ચંદ્રનો ભાઈ રઘુદેવ હતો. તેની જાગીર કેલવાડામાં હતી. રઘુદેવ ચંદ્રસિંહના જેવોજ પરાક્રમી અને પ્રજાપ્રિય હતો. અને તેની પણ રાજ્યભક્તિ અચળ હતી. જોધાને હવે ફક્ત તેનીજ બીક રહેતી હતી. એટલે હવે તે તેનું

કાસળ કાઢવાની તજવીજ કરવા લાગ્યો. દશેરાના શુભ પ્રસંગે પટાવતોને પોશાક અપાતો હતો. આ નિમિત્તે રઘુદેવને પણ દરબારમાં આવવાનું આમંત્રણ મોકલવાથી તે પણ હાજર થયા હતા. તેમને ખબર નહોતી કે, આ સર્વ સમારંભ તેમને માટે હતો. જોધાની તાકાત નહોતી કે તે ભરદરબારમાં રઘુદેવને હણવાનું સાહસ કરી શકે; તેથી ઘાત જોઇને રાત્રે ભરઉંઘમાં તેણે તેને તલવારથી કાપી નાખ્યો. રઘુદેવ ઉપર સર્વ મેવાડીઓની અથાગ પ્રીતિ 'હતી. તેથી આ દુઃખદાયક સમાચાર સાંભળતાં તેમના શોકનો પાર રહ્યો નહિ. સત્તા આગળ શાણપણ શું કરી શકે? અસ્તુઃ એતો થવાનું થઇ ચૂક્યું; પરંતુ આજે પણ ચિતોડમાં રાજાથી તે રંક સુધીના સર્વ સિસોદિયા રાજપૂતો ચૈત્ર સુદી દશમે તથા આશ્વિન સુદી આઠમે પિતૃદેવતરીકે એ રઘુદેવનું પૂજન કરે છે; એજ ઉપરથી રઘુદેવ કેટલો બધો પ્રજાપ્રિય હશે, તે સહજે સમજાય તેવું છે.

અભાગણી રાણી હવે આ દુઃખમાંથી છુટવાના અનેક ઉપાયો શોધવા લાગી; પરંતુ એકે ઉપાય જડયો નહિ. હવે ચંદ્રસિંહ તેને યાદ આવવા લાગ્યો. તે વિચારવા લાગી કે "જો આજે ચંદ્રસિંહ અહીંઆં હોત તો શી વાતની ચિંતા હોત?" પછી તેણે પિતાની પાસે જઇને તેના આવા વર્તનનું કારણ પૂછતાં રણમલે એવો ચોખો પ્રત્યુત્તર આપ્યો કે તેથી રાણી અવાક્જ બની ગઇ. હવે તેને ખાત્રી થઇ ગઇ કે, રણમલ અવશ્ય મુકુલને મારી પોતે રાજ્ય કરશે; પરંતુ તે હવે શું કરી શકે? તે સમજી ગઇ કે, જ્યારે આ દુષ્ટે ચંદ્રના પ્રિય બંધુ રઘુદેવની હત્યા કરાવી છે, ત્યારે એ મુકુલનો પણ અવશ્ય વધ કરાવશે. ભાવી વિપત્તિઓનું ભાન થતાં તે વ્યાકુલ બની અને તેમાંથી મુક્ત થવાના ઉપાયો શોચવા લાગી; પરંતુ જ્યાં જ્યાં જુએ ત્યાં ત્યાં વિપત્તિઓજ દેખાતી હતી. ચારે તરફ રાઠોડોની ભરતી થઇ ચુકી હતી અને સેનામાં પણ વધારે સેનાપતિ રાઠોડોજ હતા. ગોલંદાજોમાં પણ સિસોદિયા કરતાં રાઠોડો વધારે હતા. ગઢ, દ્વાર, અંદર, બહાર--સર્વત્ર રણમલે પોતાની પસંદગીના સરદારો મૂકી દીધા હતા. અને તેથી સિસોદિયા રાજસભાસદો પણ તેના રમકડા જેવા બની રહ્યા હતા. આથી રાણીના શોકનો પાર રહ્યો નહિ. તે ચિંતામાં ડુબી ગઇ કે "હાય! શું બાપ્પારાવળનો વંશજ નષ્ટ થઈ જશે? અફસોસ!

હવે સિસોદિયાના ગૌરવનું રક્ષણ કોણ કરશે?" આવા આવા વિ-ચારોથી તેને સર્વ સંસાર અંધકારમય લાગવા માંડયો. તેના સર્વ ઉદ્યોગો નિષ્ફળ થયા, અને તેથી નિરાશ્રિતની પેઠે મેવાડની રાણી નિરાશ થઇ ગઇ.

થોડા દિવસમાં મુકુલની માતાએ પુનઃ ચંદ્રસિંહની પશ્ચાત્તા-પસહિત ક્ષમા માગીને તેમને આ સર્વ આપત્તિની ખબર આપી. ચંદ્રને તો પ્રથમથીજ ખબર હતી કે, કોઈ ને કોઇ દિવસ ચિતોડ ઉપર સંકટ આવવાનુંજ. છતાં પણ રાજમાતા ઉપર આવી પડેલી આ આપત્તિથી તેને દુઃખ ઉપજ્યું. અને તેમણે રાજમાતાપર કહાવી મોકલ્યું કે "હું અવશ્ય આવીને મુકુલને રાજ્ય અપાવીશ." આ રીતે ચંદ્રસિંહે મુકુલને રાજ્ય અપાવવાની પ્રતિજ્ઞા તો કરી, પરંતુ તેની પાસે એવડું મોટું સૈન્ય કયાં હતું કે જેથી તે રણમ-લની સામે લડી શકે? આ વિચાર આવતાં ચંદ્રનું મન જરા ડગ્યું, પરંતુ અંતે તેમણે પોતાની કાયરતાને માટે પોતાની જાત-નોજ તિરસ્કાર કર્યો અને પ્રાણની મમતા છોડી મુકુલને રાજ્ય-સિંહાસન અપાવવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. અહા! ચંદ્રસિંહ! તું તેજ વ્યક્તિને માટે પોતાનું તન, મન, ધન–સર્વ અર્પણ કરવાને તૈયાર થયો છે, કે જેણે તને ચિતોડમાંથી હદપાર કરી તારા સર્વ રાજ્યનું અપહરણ કર્યું હતું! તું તેજ માતાને માટે પોતાનો પ્રાણ સમર્પણ કરવાને તત્પર થયો છે, કે જેણે તારૂં સર્વ સુખ નષ્ટ કર્યું હતું! નિઃસંશય, ખરો પુરુષ તેજ છે કે જે અપકારને બદલે ઉપ-કાર કરે! અસ્તુ.

પછી ચંદ્રસિંહે બે એવા માણસોને ચિતોડ મોકલવાનો વિચાર કર્યો, કે જે દારૂગોળો, સૈનિકોની સંખ્યા, ઈત્યાદિની બાતમી મેળવે. તેણે એ વાત અન્યની આગળ કહી ત્યારે તેમના બે બાળ લંગોટીયા ભીલ મિત્રો તે કાર્ય કરવાને તૈયાર થયા. તે ભીલોએ રણમલની પાસે આવીને તેની સત્તા નીચે નોકરી સ્વીકારી અને તેઓ રાજ્યની સર્વ બાતમી ચંદ્રને આપવા લાગ્યા. હવે ચંદ્રે ચઢાઇ કરવાનો દિવસ નક્કી કરી રાણીપર સંદેશો મોકલી દીધો કે "તમે મુકુલને તથા થોડાક વિશ્વાસુ સરદારોને સાથે લઇ દાન આપવાને બહાને ચિતોડમાંથી નીકળી જજો અને દાન આપતાં આપતાં ઘણા ગાઉ આવી ગયા પછી દિવાળીને દિવસે ગોમુંડા નામક સ્થાનમાં આવી પહોંચજો. જો આમાં કાંઇ ચૂક થશે તો તેની

જોખમદારી તમારે શિર રહેશે."

આ સંદેશો સાંભળી મુકુલની માતાના હૃદયમાં ધીરજ આવી. નિયત કરેલો દિવસ આવી પહોંચ્યો. ભીલોએ રાણા ચંદ્રને સર્વ બાતમી આપી હતી; અને સાથે સાથે એ પણ કહેવરાવ્યું હતું કે "દુર્ગની અંદરનો દરવાજો અતિ પ્રચંડ અને મજબૂત છે, તેથી આક્રમણના પ્રસંગે તે ખોલી શકાશે કે નહિ, તે એક ગંભીર પ્રશ્ન છે. જો એ દરવાજો બંધ હોય તો તેને ખોલવો એ કાંઇ સહજ કામ નથી." પરંતુ એથી ચંદ્રસિંહ જરા પણ ડગ્યો નહિ. તેણે દૃઢ પ્રતિજ્ઞાપૂર્વક ઉત્તર આપ્યો કે "હવે એક તો શું પરંતુ સહસ્ર મજબૂત દરવાજા હશે તોપણ તે ભેદી હું મુકુલને ગાદી અપાવવાને પ્રયત્ન કરીશ અને તેમ કરતાં પ્રાણ આપવો પડશે તો તે પણ ખુશીથી આપીને પ્રતિજ્ઞાનું પાલન કરીશ."

ધીમે ધીમે દિવાળીનો દિવસ નજીક આવતો ગયો. ચંદ્રના કહેવા પ્રમાણે મુકુલની માતા પોતાના પ્રિય પુત્ર મુકુલને લઇને કેટલાક વિશ્વાસુ સરદારો સાથે ગોમુંડ ગ્રામમાં જઇ પહોંચી. એ સ્થાનમાં રાણા ચંદ્ર હજીસુધી આવ્યા નહોતા, તેથી તેમની સર્વ દાસીઓ ભયભીત થઇ અને શંકા કરવા લાગી કે "આ સર્વ ચંદ્રની ધૂર્તતા તો નહિ હોય!" રાણીને પણ તેમની પેઠે ભય તથા આશંકા થઇ અને તેઓ સર્વ ચિતોડ તરફ પાછાં ફરવા લાગ્યાં; પરંતુ એવામાંજ ઘોડાની પડઘી સંભળાઇ! ઘોડેસ્વાર આવતા જોઇ તેમના જીવમાં જીવ આવ્યો. આશારૂપી લતા પુનઃ વિકસિત થઇ હર્ષનો સંચાર થયોઅને શોકનો નાશ થયો. જોતજોતામાં કેટલાક અશ્વારોહી સૈનિકોસહિત રાણા ચંદ્ર પાછળથી આવી આગળ નીકળી ગયા. તેઓ આ વખતે ગુપ્ત વેષમાં હતા. મુકુલને જોતાંજ તેમણે શિર નમાવી પ્રણામ કર્યા. ચંદ્રે આક્રમણ કર્યા પૂર્વે દુર્ગની અંદરની તથા બહારની સર્વ બાતમી મેળવી લીધી હતી; પણ આ વખતે તેમની પાસે એટલી મોટી સેના નહોતી કે તે દરવાજો તોડીને દુર્ગને હસ્તગત કરી શકે. આક્રમણ કરવા પહેલાં તેમણે એક ખાનગી સભા ભરી. આ સભામાં ચિતોડના દરવાજા ખોલતી વખત સહન કરવી પડનારી મુશ્કેલીઓનું તેમણે યથાસ્થિત વર્ણન કર્યું અને કહ્યું કે "તે દ્વાર ખોલતી વખતે અનેક માણસોને જાન આપવા પડશે; માટે મારો મત એવો છે કે, શત્રુઓ એ દરવાજો બંધ કરવાનો પ્રયત્ન કરે તેજ વખતે થોડા માણસોએ એ

દરવાજાની પાસે જવું અને રક્ષકનો વધ કરવો. એ દરવાજો આપણા હાથમાં આવ્યો, એટલે વિજયલક્ષ્મી આપણનેજ વરશે. જો આમ બનશે તોજ આપણે દુષ્ટ રણમલને મારી શકીશું; પરંતુ સ્મરણમાં રાખજો કે, જે કોઇ દ્વારપાળને મારવાનો પ્રયત્ન કરે,તેણે પોતાના જીવવાની આશા ત્યજી દેવી જોઇશે. કારણ કે ત્યાં માત્ર ચાર-પાંચ-જ રાજપૂતો જઇ શકશે અને તેમણે ઘણા રાજપૂતોને રોકવા પડશે. તેઓ સામા પક્ષના રાજપૂતોને રોકશે, એટલામાંજ આપણા વધુ માણસો ત્યાં પહોંચી જશે અને દુર્ગને હસ્તગત કરશે. હવે કહો, ત્યાં પ્રથમ જવાને માટે કોણ કોણ તૈયાર છે ?" આ શબ્દો સાંભળી સર્વ સામટા બોલી ઉઠ્યા કે "મહારાજ! અમને મોકલો." ચંદ્રસિંહે ઉત્તર આપ્યો કે "બંધુઓ! આ કાંઇ સહજ કામ નથી, ત્યાં તો અત્યંત શૂરા અને તલવાર ચલવવામાં પરમ નિપુણ પુરુષોનો ખપ છે. કયો માણસ કયાં સારી રીતે યુદ્ધ કરી શકશે, તે હું જાણું છું; માટે તમારામાંથી પાંચ જણને હુંજ ચૂંટી કાઢીશ." આ પ્રમાણે કહીને તેમણે પાંચ અત્યંત મજબૂત રાજપૂતોને ચૂંટી કાઢયા અને તેમને કહ્યું કે "જો તમને પ્રાણ અને કુટુંબનો મોહ હોય તો હું હમણાંજ તમને છુટા કરૂં તેમ છું. માટે યાદ રાખજો કે, તમારે પ્રાણને હથેળીમાં રાખીને આક્રમણ કરવું પડશે." ઉક્ત રાજપૂતોએ પ્રત્યુત્તર આપ્યો કે "શું આપ અમને કાયર સમજો છો? શું અમે પ્રાણનો મોહ રાખીને આપનું કાર્ય નહિ કરીએ? અમો પાંચના મરણથી આપના અનેક રાજપૂતોનું રક્ષણ થશે, એ લાભ શું અમને ઓછો છે? ચાલો, હવે વિલંબ કરશો નહિ, શીઘ્ર આજ્ઞા આપો." આ સાંભળી ચંદ્રસિંહ અત્યંત પ્રસન્ન થયા અને તેમણે સર્વ વ્યવસ્થા કરી કૂચ કરવાની આજ્ઞા આપી. અને તેઓ પોતે પણ એ પાંચ સરદારો સાથે નિકળી પડયા. ચિતોડની છેક નિકટ પહોંચ્યા તે વખતે તો ચંદ્રસિંહના સર્વ સાથીઓ પાછળ રહી ગયા હતા અને તેઓ એકલાજ સર્વ પહેલાં દરવાજામાં ઘૂસી ગયા! છતાં કોઇએ પણ તેમને કાંઈ પૂછયું નહિ. પછી જ્યારે તેઓ 'રામપોલ' નામક દ્વારપર પહોંચ્યા, ત્યારે દ્વારપાળોએ "તમે કોણ છો" એમ પૂછયું. ચંદ્રે ઉત્તર આપ્યો કે "અમે રાજપૂત સરદાર છીએ, અને દરબારને અહીંસુધી પહોંચાડવાને આવ્યા છીએ." આ શબ્દો સાંભળી દ્વારપાળોનો સંદેહ નિવૃત્ત થઇ ગયો અને ચંદ્રસિંહ જરા પણ અડચણવિના બીજા દ્વાર સુધી

પહોંચી ગયા. ચંદ્રનું કાર્ય તો સફળ થયું, પરંતુ પાછળ તેમના સરદારો આવ્યા, એટલે દ્વારપાળોની શંકા વધી. આ વખતે ચંદ્રની સૌથી પાછળ રહેલી સેના પણ પ્રથમ દ્વાર સુધી તો આવી પહોંચી હતી. દ્વારપાળો શંકા કરવા લાગ્યા કે "આટલા બધા રાજપૂતોને આવવાનું શું પ્રયોજન હશે? પરંતુ તેમના આવવાનું પ્રયોજન તેઓ કાંઇ પણ સમજી શકયા નહિ અને તેમનો સંદેહ વધતોજ ચાલ્યો; અને છેવટે તેમણે પોતાની સમશેરો ખુલ્લી કરી! રાણા ચંદ્રના સરદારોએ પણ ઝપોઝપ પોતાની મ્યાનમાંથી તલવારો ખેંચી કાઢી; અને બંને પક્ષો પોતાના બાહુબળનો પરિચય આપવા લાગ્યા! અને આ પ્રમાણે જોતજોતામાં મામલો વધી પડયો!!

અંતે રણવીર ચંદ્રનેજ વિજયદેવીએ વરમાળા આરોપી. રાઠોડો માર્યા ગયા. દ્વારપાળ અને રક્ષકોને મારીને પછી ચંદ્રસિંહ રણમલને શોધવા લાગ્યા. રાણા રણમલનો વધ કરવાને માટે ચંદ્રના સર્વ રાજપૂતો રાજમહાલય તરફ ચાલવા લાગ્યા. પરંતુ અભાગી રણમલનું મૃત્યુ કેવી રીતે થયું, તે જાણીને પાઠકો હસ્યા વિના રહેશે નહિ. રણમલ વિષયલંપટ પણ હતો. મહાન રાજપૂતોની પેઠે તે પવિત્રાચરણી નહોતો. જે વખતે ગઢમાં આ ઘટનાઓ બની રહી હતી તે વખતે તો તે મદિરા, અફીણ અને વિષયવાસનામાં ચકચૂર બનીને પોતાની પુત્રીની એક સખીપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો! રાજપૂત બાલિકાઓ તો અનાદિકાળથી સતી–સાધ્વી અને પવિત્રજ રહેતી આવી છે; એટલે પછી આ વીર બાળા ઉચિત વિધિથી વિવાહ કર્યા વિના રણમલનું મુખ સુદ્ધાં પણ કેમ જુએ? એ બાળાએ પોતાના શિયળનું સંરક્ષણ કરવાને માટે એક ઉત્તમ ઉપાય યોજયો. રણમલને મદ્યમાં ચકચૂર બનેલો જોઇ તેણે તેનીજ પાઘડીવડે તેને પલંગની સાથે બાંધ્યો અને પોતે ત્યાંથી ચાલી ગઇ! આ રીતે રણમલ પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવતો હતો તેજ સમયે સહસા ચંદ્રના વિશ્વાસુ રાજપૂતો ત્યાં આવી પહોંચ્યા અને રણમલની આ અવસ્થા જોઇને અવાકજ બની ગયા! રણમલ હજી દારૂના નિશામાં ચકચૂર હતો, તેને શરીરની શુદ્ધિ પણ રહી નહોતી; પરંતુ જ્યારે ચંદ્રના સૈનિકોએ ગર્જના કરીને તેને પોકાર્યો, ત્યારેજ તેની કેફ દૂર થઈ. તેણે આંખ ઉઘાડીને જોયું તો ચંદ્રસિંહના સૈનિકો યમરાજની પેઠે નાગી તલવારે સામે ઉભેલા જણાયા! તેણે ક્રોધપૂર્વક ઉઠવાનો

પ્રયત્ન કર્યો; પરંતુ ઉઠી શકયો નહિ. ભાઇ સાહેબ પ્રેમબંધનથી બંધાયલા હતા! બીજો ઉપાય નજ જડયો ત્યારે શ્રીમાનજી પલંગસહિત ઉઠયા અને હાથમાંના કટોરા જોરથી ફેંકી બે સૈનિકોને ઘાયલ કર્યા! પરંતુ ચંદ્રના અનેક સૈનિકો ઉપરતે આવા પ્યાલા કયાંસુધી ફેંકી શકે? તરતજ એક સૈનિકે તલવાર ઝીંકીને રણમલ દરબારને સદાને માટે સૂવાડી દીધા! પાપનું પ્રાયશ્ચિત્ત મળી ચૂકયું! પાપાત્માના પરલોકગમનની સાથેજ તેની સર્વ આશાઓ સમાપ્ત થઇ ગઇ! જે નરાધમ એક દિવસ બાપ્પારાવળનું સિંહાસન પચાવી પાડીને પોતાના મસ્તકપર રાજમુકુટ ધારણ કરીને અહંકારપૂર્વક અન્ય પુરુષોને તુચ્છ સમજતો હતો, તેજ માણસનું મસ્તક આજે ધૂળમાં રોળાયું! જે રણમલે જમાઇ અને ભાણેજનું રાજ પામવાની દુષ્ટ ઇચ્છાને વશ થઇ ધૂર્ત બનીને સર્વને પોતાના રમકડાસમાન બનાવી મૂકયા હતા, તેનો આજ કેવે અજબ પ્રકારે નાશ થયો! રણમલનો પુત્ર યોધરાવ (જોધારાવ) આ સમયે ચિતોડનગરની દક્ષિણદિશામાં હતો. આ હૃદયવિદારક વાત જ્યારે તેના સાંભળવામાં આવી, ત્યારે એ તો પોતાના કેટલાક સરદારો સાથે નાસીજ ગયો. ચંદ્રસિંહ કેટલાક ચુનંદા રાજપૂતો સાથે તેની પાછળ પડયા; પણ તે ચંદ્રસિંહ સાથે યુદ્ધ નહિ કરતાં મરણના ભયથી હરવાશંકર નામના એક રાજપૂતને શરણે ગયો. ચંદ્રસિંહે પણ પછી તેની પાછળ ન જતાં મંડોર ઉપરજ આક્રમણ કર્યું અને તે સ્વાધીન કરીને તે સિસોદિયા સરદારોને આપી દીધું. આ પ્રમાણે રાણા ચંદ્રે સર્વ વિઘ્નો દૂર કરી મુકુલને પુનઃ રાજ્યાસનપર અધિષ્ઠિત કર્યો. મુકુલની માતાએ ચંદ્રનો ઘણો આભાર માન્યો અને તે જ્યાંસુધી જીવંત રહી ત્યાંસુધી એ ઉપકાર ભૂલી નહિ. અહા! ચંદ્રસિંહ કેવો અનુકરણીય આદર્શ જગતને દર્શાવી ગયો છે! જે ચંદ્રને રાજમાતાએ વિદ્રોહી સમજીને હદપાર કર્યો હતો, તેજ ચંદ્રે પોતાના પ્રાણના જોખમે તેને સહાય કરી! અહા ચંદ્રસિંહે પણ ભીષ્મની પેઠે દૃઢપ્રતિજ્ઞ બનીને વિવાહજ ન કર્યો! કોને ખાતર? સહજ હાસ્ય કરનાર પિતાને ખાતર! તેમણે વચનપાલનને માટે રાજપાટ, ધન, સ્વજન, માન વગેરે સર્વને તિલાંજલિ આપી દઇને "હું રાજગાદી લઇશ નહિ" એવી પ્રતિજ્ઞા કરી અને અંતકાળસુધી તે પ્રતિજ્ઞાનું પાલન કર્યું.

જે પાંચ વીરોએ ચિતોડના દરવાજાપર હુમલો કરવામાં

મોટી સહાયતા કરી હતી, તેની તેમણે પણ યુદ્ધ થઈ રહ્યા પછી પ્રશંસા કરતાં એટલાસુધી કહ્યું હતું કે "જો એ પાંચ વીરો પોતાના પ્રાણ હથેળીમાં રાખીને મને સહાય ન કરત તો મને વિજય મળવો અશક્ય થઇ પડત. જો તેઓએ આગળ જઇને દ્વારપાળોને ગઢદ્વાર બંધ કરતાં રોકયા ન હોત, તો કદાચ અમે રાજકુમાર મુકુલને પુનઃ રાજતિલક ન કરી શકયા હોત. માટે એમને અને એમના કુટુંબીજનોને માટે રાજ્ય તરફથી યોગ્ય જાગીરો મળવી જોઈએ." પછી ચંદ્રસિંહના કહેવા પ્રમાણે એમને જાગીરો આપવામાં આવી; અને તે પાંચ રાજપૂતોના પુત્રોને સેનામાં પણ ઉચ્ચ પદ અપાયાં. એ પછી ચંદ્રસિંહે રાજ્યપ્રબંધ ઘણી ઉત્તમ રીતે ચલાવ્યો. રાઠોડોને તેમણે પદચ્યુત કર્યા અને સિસોદિયાઓને દાખલ કરી તેમને ઉત્તમ પ્રકારે યુદ્ધશિક્ષા આપી. આથી થોડાજ સમયમાં સિસોદિયા સેના એવી ઝળકી નીકળી કે કોઇ પણ રાજા કુમાર મુકુલની સામે થવાનું સાહસ કરી શકયો નહિ.

ભારતવાસીની સત્યપ્રિયતા, પિતૃભક્તિ, સ્વાર્થત્યાગ અને દૃઢ પ્રતિજ્ઞાનું આ એકજ ઉદાહરણ નથી; પરંતુ એવા અનેક રાજપૂતોની અસરકારક વીર કથાઓ ઇતિહાસનાં પૃષ્ઠોપર સુવર્ણાક્ષરે લખાયલી છે અને એ મહાન આત્માઓનો મહિમા અજરામર છે. મહાભારત અને રામાયણાદિ પ્રાચીન ઈતિહાસની વાતો ઉપરાંત અર્વાચીન કાળમાં પણ આવાં અનેક આદર્શસ્વરૂપ ભારતવાસીઓનાં દૃષ્ટાંત મળી આવે છે.





# ૩૬—વીર સૂરજમલ જાટ

રાજપૂતાનામાં ભરતપુર એક ઇતિહાસપ્રસિદ્ધ રાજ્યસ્થાન છે. ત્યાં સૂરજમલ જાટ એક શૂર, પ્રતાપી અને સાહસિક રાજા થઇ ગયો છે. ઉત્તરહિંદુસ્તાનમાં ઇ. સ. ૧૭૪૫ થી ૧૭૬૩ સુધીમાં મરાઠાઓ, મુસલમાનો અને રાજપૂતોની વચ્ચે જેટલા કલહો અને વિગ્રહો થયા હતા, તેમાં એણે પણ ભાગ લઇને એક રાજ્ય સ્થાપી લીધું હતું. પાણીપતના ત્રીજા યુદ્ધમાં એણે ભાગ લીધો હતો, તેથી એ પણ ભારતના ઇતિહાસમાં–ખાસ કરીને મરાઠા ઇતિહાસમાં વિશેષ પ્રસિદ્ધ છે.

ભરતપુરના જાટો સિનસિની નામક ગામના મૂળ વતની છે. આ ગામ ડીગનગરથી આઠ માઇલપર દક્ષિણ દિશામાં આવેલું છે. આ લોકો શરીરે હૃષ્ટપુષ્ટ અને બળવાન હોય છે. એમનો એક વૃજ નામક અગ્રેસર ઔરંગઝેબના સમયથી લૂંટ કરનાર અને ધાડ પાડનારતરીકે અપકીર્તિ પામ્યો હતો. તેણે સિનસિનીમાં પોતાનું નાનકડું રાજ્ય સ્થાપિત કર્યું હતું. અઢારમા સૈકાના આરંભમાં એના ઉપદ્રવથી નારાજ થઇને દિલ્હીના સમ્રાટે એક સેના મોકલી એના ઉપર ચઢાઈ કરી હતી. આ યુદ્ધમાં એ વૃજ માર્યો ગયો અને તેનો પુત્ર ચૂડામણિ જાટોનો નેતા થયો. એણે પોતાના જાતિબંધુઓનું એક પ્રચંડ સૈન્ય બનાવીને પાદશાહના અધિકાર નીચેના પ્રાંતોપર પોતાનો અમલ બેસાડવાનો પ્રારંભ કર્યો. ડીગ, અંભરિ વગેરે મુખ્ય મુખ્ય સ્થાનો હસ્તગત કર્યા પછી એ દિલ્હીના સમ્રાટને ઉપદ્રવ કરવા લાગ્યો. એ વખતે બાદશાહ ફરૂખશિયરે એને એક નાનકડી જાગીર આપીને મનાવવાની ચેષ્ટા કરી; પરંતુ તેમાં એ સફળ થયો નહિ.

આથી ઇ. સ. ૧૭૧૮ માં ફરૂખશિયરે જયપુરના રાજા સવાઈ જયસિંહને થોડીક સેના આપીને જાટોના ઉપર આક્રમણ કરવા મોકલ્યો. જાટોએ આ સમયે થુન અને સિનસિની નામક દુર્ગોનું

રક્ષણ મહાન સાહસ અને શૌર્યપૂર્વક કરીને એ રાજપૂત વીરને ફાવવા દીધો નહિ, તોપણ જયસિંહે હિંમત છોડી નહિ; પરંતુ પાછળથી જ્યારે દિલ્હીના હુસેનઅલ્લીખાં અને અબ્દુલ્લાખાં એ જાટોની સાથે મળી ગયા, ત્યારે રાજા જયસિંહને નિરૂપાયે ઘેરો ઉઠાવી લઇ નાસી જવું પડ્યું. એ પછી ઇ.સ. ૧૭૪૩ માં ચૂડામણિ અને તેના પુત્ર મોકમસિંહ વચ્ચે ખટપટ જાગી. આથી કંટાળી જઇને ચૂડામણિએ આપઘાત:કર્યો. આથી પછી મોકમસિંહ ગાદીપર બેઠો.

મોકમસિંહે ગાદીપર બેસતાંજ પોતાના હરીફ વદનસિંહને કારાગૃહમાં પૂર્યો; પરંતુ વદનસિંહના અસાધારણ રૂપ, પરાક્રમ અને ચાતુર્યને લીધે સર્વ જાટોએ તેનોજ પક્ષ લીધો અને તેને બંદીગૃહથી મુક્ત કરાવ્યો. વદનસિંહે સવાઇ જયસિંહની સહાયથી થુનનો કિલ્લો સ્વાધીન કર્યો. આથી મોકમસિંહ જીવ લઇને નાઠો. જયસિંહે વદનસિંહની પાસે દિલ્હીપતિને કર આપવાની પ્રતિજ્ઞા લેવરાવી અને તેને 'ડીગાધિપતિ'ની પદવી અપાવી. આ ઘટના ઇ. સ. ૧૭૨૫ માં બની અને ત્યારથીજ ભરતપુરરાજ્યનું બીજારોપણ થયું.

વદનસિંહનો અમલ ઇ. સ. ૧૭૫૫ સુધી રહ્યો. આ અરસામાં તેણે ડીગ, કુંભિર વગેરે સ્થાનોના કિલ્લા અને અનેક વિશાળ ભુવનો બંધાવ્યાં. એ મહાન રાજનીતિજ્ઞ, શૂર અને ચતુર હતો. એમ કહેવાય છે કે, તેને ૨૬ પુત્રો હતા. એમાં સૂરજમલ પાંચમો પુત્ર હતો. એ પણ પોતાના પિતા જેવોજ પરાક્રમી અને સાહસિક હતો.પિતાના જીવનકાળમાં પણ એ રાજ્યવ્યવસ્થાપર દેખરેખ રાખતો હતો. એના ચાર બંધુઓ એના કરતાં મોટા છતાં પણ એનેજ રાજ્યાસન મળ્યું તેનું કારણ કદાચ તેની વિશેષ યોગ્યતા પણ હોય.

નિ:સંશય સૂરજમલ મૂર્તિમંત પ્રતાપી સૂર્ય જેવોજ તેજસ્વી હતો. કેવળ યુદ્ધવિદ્યામાંજ નહિ, પરંતુ રાજનીતિમાં પણ એ નિપુણ હતો. એની બાલ્યાવસ્થાની એક આખ્યાયિકા સર્વત્ર પ્રસિદ્ધ છે. જયપુરના રાજા જયસિંહે એક વાર અશ્વમેધ યજ્ઞ કર્યો. ત્યારે સૂરજમલને પણ આમંત્રણ અપાયું હતું, તેથી તેઓ પણ આ સમારોહ જોવા ગયા હતા. જયસિંહે યજ્ઞની બીજી સર્વ ક્રિયાઓ યથાવિધિ સમાપ્ત કર્યા પછી તેમણે રાજપુત્રને આશીર્વાદ આપવાની વિધિ પણ તેજ સમયે આટોપી લેવાની ઇચ્છા કરી; પરંતુ તે સમયે ત્યાં પોતાનો કોઇ રાજપુત્ર વિદ્યમાન નહોતો;

એટલે પછી સૂરજમલેજ એ બાકીનો યજ્ઞવિધિ પોતાના ઉપર કરવાની મહારાજાને પ્રાર્થના કરી. રાજાએ આ પ્રાર્થના સ્વીકારીને એ વિધિદ્વારા તેને આશીર્વાદ આપ્યો. આ ઉપરથી પણ સૂરજમલની વ્યવહારકુશળતા પ્રકટ થાય છે. રાજા જયસિંહ તેના સમયોચિત વ્યવહારથી અત્યંત પ્રસન્ન થયા અને મરણપર્યંત તેના ઉપર પુત્ર જેટલો પ્રેમ રાખ્યો. રાજા જયસિંહ દિલ્હીના સમ્રાટના પ્રધાન સામંત હોવાથી તેમને આ પ્રકારે પણ પોતાના હાથમાં લઇને સૂરજમલે યથેચ્છ લાભ લીધો.

જોકે સૂરજમલના પિતા ઇ. સ. ૧૭૫૫ સુધી જીવંત રહ્યા હતા, તોપણ રાજ્યનો પ્રધાન સૂત્રધાર સૂરજમલજ હતો. ઇ. સ. ૧૭૪૩ માં રાજા જયસિંહ સ્વર્ગે સીધાવતાં ગાદીને માટે તેમના પુત્ર ઇશ્વરીસિંહ અને માધવસિંહ વચ્ચે ઝઘડો ઉઠયો. બીજી તરફ જોધપુર, ઉદયપુર વગેરેમાં પણ ગૃહ–કલહ શરૂ થયો હતો. આ અવસરનો લાભ લઇને મરાઠાઓએ રાજપૂતાનામાં પણ પ્રવેશ કર્યો અને ' બેની લડાઇમાં ત્રીજો ખાઇ જાય ' એ લોકોક્તિ અનુસાર ત્યાં પોતાનો અધિકાર જમાવી મોટા મોટા કર લેવા માંડયા ! આ ઝઘડામાં કેટલાક વખતસુધી તો સૂરજમલે ઇશ્વરીસિંહનો પક્ષ લઇ જયપુરના રાજકુટુંબપ્રત્યેની પોતાની ભક્તિ દર્શાવી; અને ઇ. સ. ૧૭૪૭ માં તેમણે માધવસિંહને પરાજિત પણ કર્યો. પરંતુ એથી થયું એમ કે, માધવસિંહ મરાઠાઓને શરણે ગયો! આથી મલ્હારરાવ હોલ્કર અને જયાપ્પા સિંધિયાએ જયપુરપર આક્રમણ કર્યું અને ઇશ્વરીસિંહને પરાજિત કરી ઇ. સ. ૧૭૪૯ માં માધવસિંહને રાજ્યપદ અપાવ્યું. આ ઉપકારના બદલામાં માધવસિંહે પણ એ બંને મહારાષ્ટ્રીઓને પુષ્કળ દ્રવ્ય આપ્યું.

આ પ્રમાણે રાજપૂતાનામાં મરાઠાઓનો પ્રતાપ જામતાંજ દિલ્હીનો પાદશાહ અને વઝીર અતિ ભયભીત થયા. આ સમયે દિલ્હીદરબારમાં પણ અનેક પક્ષ પડી ગયા હતા; તેથી એ અવસરને ઠીક જાણી સૂરજમલે પણ સમયાનુસાર જૂદા જૂદા પક્ષોમાં મળી જઇને પોતાનું કાર્ય સાધ્યું. પ્રથમ તો એણે દિલ્હીના વઝીર સફદરજંગનો પક્ષ લઇને રોહિલાઓને હરાવ્યા. આથી દિલ્હીના દરબારમાં તેની ખૂબ પ્રશંસા થઇ અને તેને નવી જાગીરો તથા પદવીઓ મળી. તે પછી જ્યારે સફદરજંગની સત્તા નષ્ટ થઇ અને ગ્યાસુદ્દીન વઝીર થયો, ત્યારે ગ્યાસુદ્દીને મલ્હારરાવ હોલ્કર અને

જયાપ્પા સિંધિયાની સહાય લઇ સફદરજંગના સહાયક સૂરજમલ ઉપર આક્રમણ કર્યું. હોલ્કર તો જયપુર પ્રકરણની પહેલાંથીજ સૂરજમલ ઉપર દાંત પીસી રહ્યો હતો. તેણે આ સંધિનો લાભ લઇ જાટોના મજબૂત કિલ્લાઓ ભરતપુર, ડીગ અને કુંભીરની ચારે તરફ ઘેરા ઘાલ્યા. સૂરજમલનું સૈન્ય, સંપત્તિ અને રાજ્ય ઘણું વધી જવાથી તેને હરાવવો મુશ્કેલ હતો; પરંતુ આ વખતે મરાઠા સરદારો અજમેરાદિ પ્રાંતો જીતી લઇને રાજપૂત રાજાઓ પાસે અનેક પ્રકારની સંપત્તિ નીચોવતા હતા અને ઉત્તરહિંદુસ્તાનને હેરાન હેરાન કરી રહ્યા હતા. આથી સૂરજમલને પણ જીતવાનું તેમને કઠિન લાગ્યું નહિ. મરાઠાઓ જોકે બહુજ ઉત્સાહથી યુદ્ધ કરતા હતા; પરંતુ આ તરફ જાટો પણ યુદ્ધવિદ્યામાં નિપુણ હોવાથી તેઓ નિષ્ફળ થયા. મરાઠાની તોપોનો જવાબ જ્યારે જાટસેના પણ અસંખ્ય ગોળાઓ છોડીને આપી રહી હતી અને બન્ને પક્ષો પૂરજોસથી લડી રહ્યા હતા, એવામાંજ મરાઠા સૈન્યમાંનો વીર મલ્હારરાવ હોલ્કરનો એકનો એક પુત્ર અને સુપ્રસિદ્ધ મહારાણી અહલ્યાબાઇનો પ્રિય પતિ ખંડેરાવ, તે (ઈ. સ. ૧૭૫૪ માં) તોપનો એક ગોળો વાગવાથી મરણ પામ્યો. મરાઠા સૈન્યમાં આથી હાહાકાર વર્તી રહ્યો અને સૈનિકો અત્યંત રોષમાં આવી જઇ દારુણ યુદ્ધ કરવા લાગ્યા.

મલ્હારરાવે પણ પુત્રશોકના આવેશમાં એવી પ્રતિજ્ઞા લઇ લીધી કે "જો હું સૂરજમલ જાટનો વધ કરીને તેનો કુંભીર દુર્ગ યમુનામાં નહિ ફેંકાવી દઉં તો હું આત્મઘાત કરીશ." આ વાત સૂરજમલના સાંભળવામાં આવતાંજ તેણે પોતાના ચતુર વકીલ રૂપરામ કટારીને મોકલીને જયાપ્પા સિંધિયાદ્વારા પેશ્વાની સાથે સંધિ કરી અને તેને ત્રીસ લાખ રૂપિયા આપવાનું કબૂલ કર્યું. આ રીતે મરાઠાઓ અને જાટો વચ્ચે સંધિ થઈ ગઈ.

એજ સમયે દિલ્હીમાં રાજ્યક્રાંતિ થઈ. વઝીર ગ્યાસુદ્દીને દિલ્હીનો સર્વ પ્રબંધ પોતાના હાથમાં લઇ, અહમદશાહ પાદશાહને પદભ્રષ્ટ કરી તેને સલીમગઢમાં કેદ કર્યો. પછી તેણે અજીમુદ્દીન નામના એક શાહજાદાને દિલ્હીના તખ્તપર બેસાડી બીજા આલમગીરના નામથી તેની દુહાઇ ફેરવી દીધી. ગ્યાસુદ્દીનની દિલ્હીના દરબારમાં આવી પ્રબળતા જોઇને સૂરજમલે પણ તેની સાથે ઈ. સ. ૧૭૫૪ માં મૈત્રી બાંધી.

આ રીતે સૂરજમલે મરાઠાઓ અને દિલ્હીના વઝીરની સાથે મિત્રતા બાંધી થોડા વખતસુધી શાંતિપૂર્વક રાજ્ય ચલાવ્યું. પછી ઇ. સ. ૧૭૫૫ માં તેના પિતા વદનસિંહનું મૃત્યુ થતાં સૂરજમલનેજ ગાદી મળી. પછી દિલ્હીના પાદશાહ, મરાઠાઓ અને રાજપૂતોની વચ્ચે અનેક વાર ખટપટ થઇ, તે તો ઇતિહાસપ્રેમી પાઠકોને વિદિતજ હશે. દિલ્હીના રાજ્યની આવી શોચનીય અને દુર્બળ સ્થિતિ, રાજપૂતોમાં પરસ્પર વિરોધ, વગેરે પોતાને અનુકૂળ અનેક ઘટનાઓ જોઈને અહમદશાહ દુરાનીએ ઇ. સ. ૧૭૫૭માં દિલ્હીપર ચઢાઇ કરી; અને મથુરાં, આગ્રા, વૃંદાવનાદિ નગરો લૂંટીને અપાર સંપત્તિ લઈ ગયો. આ સમયે સૂરજમલે પોતાના પ્રાંતની રક્ષા કરવા ઉપરાંત દિલ્હીના વઝીર ગ્યાસુદ્દીનને પણ સારી સહાયતા આપી.

નઝીબખાં રોહિલા અને સુજાઉદ્દૌલા, એ બંને ગ્યાસુદ્દીનના બહુ જોરાવર વિરોધી હતા. આથી તેમણે ગ્યાસુદ્દીનને હરાવી દિલ્હીની ગાદી હાથ કરવા માટે દુરાનીને વળી પાછું હિંદુસ્થાનમાં આવવાનું આમંત્રણ આપ્યું. આ વર્તમાન સાંભળીને ગ્યાસુદ્દીને પણ હોલ્કર અને સૂરજમલદ્વારા દક્ષિણમાંથી સહાયતા માગી. આ જોઇને પેશ્વાને પણ દિલ્હીસુધી મરાઠાઓનો ભગવો ઝુંડો ફરકાવી દિલ્હીનું તખ્ત સ્વાધીન કરવાની મહત્ત્વાકાંક્ષા થઇ આવી. આથી તેણે સદાશિવરાવ ભાઉને તથા પોતાના પુત્ર વિશ્વાસરાવને સેનાપતિ બનાવી એક પ્રચંડ સૈન્ય સાથે હિંદુસ્થાનમાંથી દુરાનીને હાંકી કાઢવા માટે મોકલ્યા. સૂરજમલ પણ ત્રીસહજાર સૈનિકો લઇ પેશ્વાને સહાય કરવા આવી પહોંચ્યો; પરંતુ સદાશિવરાવ ભાઉએ સૂરજમલને તુચ્છ સમજીને સ્વેચ્છા પ્રમાણેજ કામ લેવા માંડયું. તેણે સૂરજમલ અને હોલ્કર બંનેની ઇચ્છાવિરુદ્ધ પાદશાહી છત તોડાવી નંખાવી. આ છત તોડયા પૂર્વે સૂરજમલ તેને માટે પાંચ લાખ રૂપિયા આપવાને તૈયાર થયા હતા, પરંતુ તેનું પરિણામ વિપરીત આવ્યું. એથી ભાઉને સંશય થયો કે, છતનું મૂલ્ય એથી ઘણું વધારે હોવું જોઇએ. આથી તેણે કોઇનું નહિ માનતાં છત તોડાવી નાખી; પરંતુ એમાંથી માત્ર ત્રણલાખનીજ સંપત્તિ પ્રાપ્ત થઈ. ભાઉના આ કાર્યથી દિલ્હીની પ્રજા બહુજ નારાજ થઇ અને લગભગ બધાજ સરદારોના હૃદયમાં ઉંડી ચોટ લાગી.

આટલું થયા છતાં પણ સૂરજમલે ભાઉને વિનતિ કરી કે

"હજી પણ અમારી વાત માનીને પાદશાહી છત પાછી તૈયાર કરાવી નાખો, તો તેથી આપની પ્રશંસા થશે. ગ્યાસુદ્દીનને આપના વઝીરતરીકે કાયમ રાખો અને પ્રત્યેક કાર્ય આપના સરદારોની સંમતિથી કરો. હું પણ આપનો સેવક હોવાથી મરામત કરાવવામાં જે જે વસ્તુઓની જરૂર પડશે તે હું આપીશ." પરંતુ ભાઉએ આ વિનતિનો ઘણો કઠોર પ્રત્યુત્તર આપ્યો. આથી સૂરજમલ અત્યંત દુઃખી થઇ પોતાની સેનાસહિત પોતાના રાજ્યમાં ચાલ્યા ગયા. જો આમ ન થાત તો પાણીપતના ત્રીજા યુદ્ધનું જે પરિણામ આવ્યું, તે કદાચ નજ આવત.

સૂરજમલ પોતાના રાજ્યમાં જવા પહેલાં ભાઉએ તો તેને બંદીવાન બનાવી દઇ તેની સેનાને પણ લૂંટી લેવાનો વિચાર કર્યો હતો; પરંતુ હોલ્કર અને રૂપરામ કટારીની બાહોશીથી તે સુરક્ષિત રીતે સૈન્યસહિત ચાલ્યા ગયા અને ભાઉના મનોરથ મનમાંજ રહી ગયા !

જોકે ભાઉએ આ પ્રકારે સૂરજમલનું અપમાન કર્યું, તોપણ તે ઉદારચિત્ત વીરપુરુષે તે મનપર લીધું નહિ અને પાણીપતની રણભૂમિમાંથી જે મરાઠાઓ હતાશ થઇ જીવ લઇને નાઠા, તેમની સાથે તેણે જે વર્તન કર્યું તેને લીધે તેમનું નામ ભારતવર્ષના ઇતિહાસમાં સદાકાળ સુવર્ણાક્ષરથી લખાયલું રહેશે. આ દુર્ઘટ પ્રસંગે સૂરજમલે મરાઠાઓના પરાજયની વાત સાંભળતાંજ તેણે હિંદુધર્મનું અભિમાન ધરી પોતાના રાજ્યના નાના મોટા દરેક ગામમાં સ્વાર મોકલીને ઢંઢેરો પીટાવ્યો કે "સર્વ લોકોએ પોતાને ઘેર આવેલા અતિથિને સન્માનપૂર્વક રાખી, પોતાની યોગ્યતાનુસાર અન્નવસ્ત્ર આપીનેજ જવા દેવા." માત્ર આટલુંજ કરીને તેઓ બેસી રહ્યા નહિ, પરંતુ તેમણે અને તેમની પત્નીએ મથુરાં,ડીગ, ભરતપુર આદિ સ્થાનોમાં આવેલા નિરાધાર અને ભયભીત મરાઠાઓને અભયદાન આપીને તેમનો સારી રીતે આદરસત્કાર કર્યો. આ વખતે ભાઉ સાહેબની પત્ની પાર્વતીબાઇ, સમશેરબહાદૂર,વગેરે મોટા મોટા લોકોએ સૂરજમલનો આશ્રય લીધો હતો. એમાંના સમશેરબહાદૂર તો ભરતપુરમાંજ મરણને શરણ થયા.× પાર્વતીબાઈ તથા તેની સાથેના સરદારોને સૂરજમલે એક લાખ રૂપિયા આપી દક્ષિણમાં પહોંચાડયા. અને અન્ય સર્વને સૂરજમલની પત્નીએ પાંચ રૂપિયાની ભેટ તથા

× એ સમશેર બહાદૂરની સમાધિ ભરતપુરમાં વિક્ટોરિયા હૉસ્પિટલ પાસે છે.

વસ્ત્રો આપ્યાં. આ રીતે મરાઠાઓને સહાય આપવામાં સૂરજમલને દશ લાખનો ખર્ચ થયો હતો. પાખંડ કે ખુશામતને વશ થઈ લાખો ઉડાવી દેનારા તો અનેક પડયા છે; પરંતુ ખરા કટોકટીના વખતને અને સહાયપાત્ર સાચા અધિકારીઓને વરતી લઇને છુટથી ખર્ચ કરવાવાળા આવા સાત્વિક દાતાઓ તો જગતમાં વિરલજ હોય છે.*

પાણીપતનું યુદ્ધ થયા પછી હિંદુસ્થાનમાં ચારે તરફ અવ્યવસ્થા ફેલાઇ ગઇ. આવી તકનો લાભ, સૂરજમલના જેવો બુદ્ધિમાન વીર લીધાવિના કેમ રહે? તેણે કાંઇ પણ લડાઈ–ઝઘડો કર્યાવિના મથુરાં, આગ્રા આદિ પ્રાંતોમાં પોતાનો અધિકાર સ્થાપિત કરી લીધો. આગ્રાનો કિલ્લો અને અકબરના સમયથી ત્યાં ભેગી થયેલી અપાર સંપત્તિ પોતાના અધિકારમાં લઇને તેણે પોતાના રાજ્યનો વિસ્તાર વધારી દીધો. આ સમયે એમની પાસે બારહજાર સ્વારો અને ત્રીસહજાર પાયદળ સૈનિકો હતા. આ રીતે આ સમયે જાટજાતિ ધન, સંપત્તિ, બળ, પ્રતાપ અને સર્વ પ્રકારના ઐશ્વર્યથી વિભૂષિત બની હતી.

પાણીપતનું યુદ્ધ થયું તે પછી માત્ર નઝીબખાંજ એક સૂરજમલનો મુખ્ય શત્રુ રહ્યો હતો. તેને જાટસેનાની સાથે અનેક વાર ઝઘડાઓ થયા; પરંતુ તે બધી વખત તે સૂરજમલથી હારી ગયો. પછી ઈ. સ. ૧૭૬૩માં સૂરજમલે ફર્રૂખનગર પર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે ઘેરો ઘાલ્યો અને સેનાપતિ મુસેખાંને પકડી ડીગના કિલ્લામાં બંદીવાન બનાવ્યો. નાયબ સેનાપતિ બહાદૂરખાંએ આ વાતની ફરિયાદ નઝીબખાં આગળ કરી. નઝીબખાંએ આના સંબંધમાં તપાસ કરવાને અબ્દાલીના ભાઇ યાકૂબ

* સર જૉન માલ્કમ સૂરજમલના આ ઉપકારનું વર્ણન કરતાં લખે છે કે "પાણીપતના આપત્તિકારક યુદ્ધ પછી હાલના મરાઠાઓના વડવાઓને ભરતપુરના રાજાએ જે ઉદાર આશ્રય આપ્યો હતો, તેનું સ્મરણ કરીને ત્યાંના જાટ લોકો તરફ બહુજ ઉંડી લાગણી ધરાવે છે. એ પ્રસંગે જેટલા પણ અસહાય મરાઠાઓ પોતાના રાજ્યમાં આવ્યા તેમને તેમણે અન્નવસ્ત્ર આપ્યાં; એટલુંજ નહિ પરંતુ ઘેર જવાનાં સાધનો પૂરાં પાડયાં. આથી આ પ્રજામાં જરા પણ મહત્ત્વનું એવું કુટુંબ કોઇ ભાગ્યેજ હશે, કે જેને ત્યાં ભરતપુરના જાટોએ કરેલા ઉપકારની વાત ન ચાલતી હોય." (માલ્કમનું મધ્યહિંદ–વોલ્યુમ ૧, પૃષ્ઠ ૧૫૭.)

અલીખાંને સૂરજમલની પાસે મોકલ્યો. સૂરજમલે તેની સાથે સન્માનપૂર્વક વર્તન કર્યું નહિ. યાકૂબઅલ્લીએ તેથી નારાજ થઇ નજીબખાંને સર્વ વાત કહી. સૂરજમલના આ અનુચિત વ્યવહારથી અત્યંત ગુસ્સામાં આવી નજીબખાંએ તેની સામે મુગલસેના મોકલી; પરંતુ આ સેના હજી દિલ્હીના દરવાજા બહાર નીકળી ન નીકળી એટલામાં તો ખુદ સૂરજમલજ સૈન્યસહિત દિલ્હીપર ચઢી આવ્યો, અને દિલ્હીથી છએક માઇલપર આવેલા શાહદરા નામક સ્થાનમાં પોતાની છાવણી નાખી દીધી! એક દિવસ સૂરજમલ થોડા સ્વારો લઇને પાદશાહના શિકાર કરવાના ખાસ જંગલમાં મૃગયા ખેલવાને ગયા. આ વાત મુગલોની જાણમાં આવતાંજ એ પ્રસંગનો લાભ લઈને તેમણે સૂરજમલને ઘેરી લીધો અને તેનું મસ્તક કાપી નજીબખાંને નજર કર્યું! આ વર્તમાન જાટસેનાની જાણમાં આવતાંજ સર્વ સૈનિકો અત્યંત કોપ કરીને મુગલોની સામે ધસી ગયા; પરંતુ એનું પણ પરિણામ ઘણુંજ ખરાબ આવ્યું. સર્વ જાટો કપાઈ મુઆ! આ રીતે સૂરજમલ જાટનો અંત આવ્યો. આ ઘટના ઇ. સ. ૧૭૬૩ના ડિસેમ્બરની ૩૧ મી તારીખે બની હતી.

સૂરજમલનું મૃત્યુ થયા પછી તેમનો પુત્ર જવારસિંહ સિંહાસનારૂઢ થયો હતો અને 'સપૂત તેનું નામ, બાપથી કરે સવાઇ' એ કવિ શામળની ઉક્તિ અનુસાર જવાહિરસિંહ સૂરજમલથી પણ અધિક પરાક્રમી નીકળ્યો હતો.





# ૩૭–ગુરખા વીર બળભદ્રસિંહ

ગુરખા વીર બળભદ્રસિંહ થયાને હજી ૬૦ વર્ષ પણ થયાં નથી. તેણે પોતાની અસામાન્ય વીરતાથી સામા પક્ષની સેંકડોગણી સેનાને હરાવી અંગ્રેજ ઇતિહાસકારનો પણ ભક્તિભાવ મેળવ્યો હતો. પરંતુ આપણ ભારતવાસીઓ એવાઓના ઇતિહાસ અને સ્મારકો તરફ એટલા તો બેદરકાર છીએ કે આ મહાવીરની કથા વિદ્વાનોમાં પણ થોડાજ જાણતા હશે.

અંગ્રેજોના સમયનો ભરતખંડનો ઇતિહાસ જેઓએ વાંચ્યો હશે, તેઓ જાણતા હશે કે, ઓગણીસમી સદીની શરૂઆતમાં નેપાલના રાજા સાથે અંગ્રેજ સરકારને એક લડાઇ થઇ હતી. પરંતુ એ લડાઈમાં શા શા બનાવો બન્યા હતા, તે હકીકત હમેશને માટે અંધકારમાંજ રહી છે. બીજા પણ અનેક ભારતવાસીઓની વીરતા, અનેક મહાવીરોના સ્વાર્થત્યાગ ને અનેક સ્વદેશપ્રીતિનાં ચરિત્રચિત્રો હમેશને માટે ગુમ થયાં છે. અંગ્રેજ લેખકોના ઇતિહાસોથી એટલું જણાય છે કે, નેપાલીઓ મહાબળવાન હતા અને તેમની સામે લડવું એ અંગ્રેજોને પણ મુશ્કેલ જણાતું. હિંદુસ્તાનમાં અંગ્રેજોએ અનેક લડાઇઓ કરી હતી, પણ તે એકેમાં તેમના કોઇ મોટા અમલદારનું મૃત્યુ થયેલું જણાયું નથી. માત્ર આ નેપાલનાજ વિગ્રહમાં જનરલ ગિલેસ્પી મરાયો છે. કલકત્તાના કિલ્લાની બાજુમાં એક સ્મરણચિહ્ન ગર્વથી શિર ઉંચું કરી ઉભેલું છે, તે પણ નેપાલવિગ્રહના સેનાપતિ અકટાર્લનિની યાદગીરી રાખવા માટે છે. આ અકટાર્લનિએ પણ નેપાલી અમરસિંહની સામે સખ્ત હાર ખાધી હતી. એવી રીતે આ એકાદ બે છૂટાંછવાયાં ઉદાહરણોસિવાય અંગ્રેજ લેખકોના ઇતિહાસમાંથી ગુરખાઓના વીરત્વનો વિશેષ અહેવાલ મળી શકતો નથી.

એક સત્યપ્રિય અંગ્રેજ લેખકે "દેરાદુન મેમોઇર્સ" નામના પુસ્તકમાં દેરાદુનના વિજયનું વર્ણન કરતાં એક ગુરખા

મહાવીરનું વર્ણન કરેલું છે. તે વાંચતાં અનુમાન થાય છે કે, નેપાલના યુદ્ધમાં બીજા પણ ભારતના અનેક વીર પુત્રો લડયા હશે. આ લડાઇમાં અમરસિંહ થપાપાનું નામ ભલભલાના હૃદયમાં ત્રાસ પેદા કરતું હતું. આ ચરિત્રનો નાયક વીર બળભદ્ર પણ એજ અમરસિંહના હાથ નીચેનો એક કપ્તાન અને તેનો ભત્રીજો હતો.

આ વિગ્રહમાં દેરાદુનની ખીણની રક્ષા કરવાનું કામ બળભદ્રસિંહને આપવામાં આવ્યું હતું. દેરાદુન ઉંચા પર્વતોની હારમાં ઘેરાયલી એક ઘણી રસાળ ખીણ છે. એ ખીણની દક્ષિણ દિશામાં શિવાલીક નામે એક ઘણી ઉંચી પર્વતની હાર છે; ઉત્તરમાં હિમાલય પર્વતની હારો છે; તેમ પૂર્વ અને પશ્ચિમમાં પણ પર્વતોની હારો આવેલી હોવાથી આ ભાગ શોભાયમાન લાગતો હતો. નેપાલીઓની સાથે યુદ્ધ કરવાનું નક્કી થયા પછી થોડાજ વખતમાં દેરાદુનનો વિજય કરવાનું કઠણ કામ જનરલ ગિલેસ્પીના ઉપર નાખવામાં આવ્યું. જનરલ ગિલેસ્પીનું લશ્કર ટિમ્લા અને મોહનપાશ નામના પહાડી ટેકરાઓની વચ્ચેથી દેરાદુનમાં પેઠું.

અંગ્રેજો કોઈ પણ રાજ્યની સાથે લડાઈમાં ઉતરવું હોય તો પહેલાં પૂરો વિચાર કરીને અને તેટલી તૈયારીઓ કરે છે, જોઇતાં સાધનો મેળવે છે અને પછીજ તે વાત જાહેર કરે છે; પરંતુ ગુરખાપતિને આ કળાની ખબર નહોતી. સલાહ કરવાની વાતો તેની સાથે થતી હતી. તેનાપર તેણે વિશ્વાસ રાખ્યો તેથીજ તે લડાઇની માત્ર સહેજસાજ તૈયારી કરી શકયો હતો. અંગ્રેજ સેના વધુ હતી અને વીર બળભદ્ર પાસે આ વખતે સ્ત્રીઓ–બાળકોની સંખ્યા સાથે લેવામાં આવે તોપણ તે ફક્ત ચારસોની હતી. આવી હાલતમાં મોહનપાશ પાસે રહી અંગ્રેજોની સાથે યુદ્ધ કરવું તેણે ઠીક ધાર્યું નહિ; તેથી તેણે પોતાના આ નાના લશ્કરસહિત પૂર્વ તરફના એક નાના પહાડની ટોચપર આશ્રય લીધો અને લશ્કર આવી પહોંચે તે પહેલાં રાત અને દિવસ સખ્ત મહેનત કરીને તેણે અડધો કિલ્લો બનાવ્યો. કિલ્લાની ફક્ત દિવાલોજ થઇ ત્યાં ૩૧૬૩ માણસોનું અંગ્રેજી લશ્કર આવી પહોંચ્યું, અને એક મોટી છાવણી ઉભી કરી. ૨૪૭ ગોલંદાજ, પાયદલ લશ્કરના ૨૩૪૮ માણસો, આગળ ચાલનારા લશ્કરના ૧૩૩ માણસો, ૧૯ રતલના ગોળા ફેંકનારી બે તોપો, ૬ રતલના ગોળા ફેંકનાર ૮ તોપો અને ૪ હાઉ ઇજર મળીને ૨૨ તોપ, આટલી તૈયારીઓ અને

સાધનો આ લશ્કરમાં હતાં.

અંગ્રેજી સેનાનાયક ગિલેસ્પીએ પ્રથમ તો ઘણી મુશ્કેલીથી પહાડોની વચ્ચે જાસુસો મોકલી ગુરખા લડાયકોની શોધ કરાવી તથા પોતાના એક અમલદારને તેમની સાથે વાતચીત કરવા મોકલી પૂછાવ્યું કે, કેવી શરતે ગુરખાઓ અંગ્રેજને તાબે બંધીવાન થશે. જનરલ ગિલેસ્પીને એવી શંકાજ નહોતી કે, માત્ર ૮૦ ગુરખા વીરો અંગ્રેજોના ૨૨ તોપો સાથેના આ મોટા સૈન્ય સાથે લડવા બાથ ભીડશે. તે તો એમજ સમજતો હતો કે, જરૂર તેઓ તાબે થશે; પણ કર્નલ માલેએ જ્યારે બળભદ્રસિંહને અંગ્રેજ સેનાનાયકનો પત્ર મોકલાવ્યો ત્યારે તે વાંચતાંજ તેની આંખો લાલ પીળી થઇ ગઇ, અને કાગળના સેંકડો કટકા કરી ફેંકી દઈ બહાર બેઠેલા કર્નલ સાહેબને કહાવી મોકલાવ્યું કે ‘ કર્નલ સાહેબ કી સાથ હમ જલદી મિલેગા. ’

બળભદ્રના આવા ઉત્તરથી કર્નલ વિચારમાં પડયો. તેણે અનુમાન કર્યું કે, ગુરખાઓ કંઇ પણ ગડબડવિના તાબે થશે; પણ એ અનુમાનમાં ભૂલ હતી. માલે પોતાની ભૂલ સમજ્યો અને લડાઇની તૈયારી કરવા લાગ્યો. પહેલાં તો તેણે કેટલીક વાર તોપોના અવાજ કર્યા; પણ જોયું કે, થોડા વખતમાં આવો કિલ્લો બાંધવા શક્તિવાન થનાર, આ તોપોના મોટા ધડાકાથી બ્હી જાય એ અશક્ય છે તેમજ એકદમ લડાઇ કરવાથી જય મળશે, એ પણ અસંભવિત છે. ગુરખાઓને જીતવા એ કંઇ બાળકની રમત નથી. આવો વિચાર કરી તેણે લડાઈ કરવાનું હમણાં માંડી વાળ્યું અને મોટા પાયાપર બંદોબસ્ત કરવામાં રોકાયો. બે દિવસ પછી ૨૫ મી ઑકટોબરે જનરલ ગિલેસ્પી પોતે પણ લડાઇના મેદાનમાં આવ્યો. આવતાંજ તેણે એકદમ કિલ્લા ઉપર ધસી જવાનો હુકમ કર્યો. બ્રિટિશ લશ્કરને ચાર ભાગમાં વહેંચી નાખીને ચારે બાજુએથી ગુરખા કિલ્લાને ઘેરી લેવાનો બંદોબસ્ત થયો. ૩૧ મી તારીખે કાલુંગાના કિલ્લાથી ૬૦૦ વારને છેટે અંગ્રેજ લશ્કરે તોપ ગોઠવી અને ગુરખાના કિલ્લા ઉપર ગોળાની વૃષ્ટિ થવા લાગી. ૮૦ માણસોનું ગુરખાઓનું લશ્કર અને ૩૦૦ બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓ આ કિલ્લાને દુરસ્ત કરવાના કામમાં મંડેલાં હતાં. ચારે તરફથી આવતા તોપોના મારા સામે આટલું નાનું સૈન્ય કેટલો વખત ટકી શકે ? જનરલ ગિલેસ્પીએ ચુંટી કાઢેલા ૨૭૩૭ માણસો ચાર

ભાગમાં વહેંચાઇ જઈ ચાર જગ્યાઓ ઉપરથી કિલ્લાની તરફ આગળ વધ્યા. આ પ્રમાણે શત્રુસેનાને પાસે આવતી જોઇને ગુરખાઓ મોટા મોટા પથ્થરો તેમના ઉપર નાખવા લાગ્યા અને આ પથ્થરના મારાથી અંગ્રેજોનું લશ્કર ઘણું વ્યાકુળ થઇ ગયું. પરંતુ વ્યાકુળતાથી મુંઝાઇ લીધેલું કામ મૂકી દે એવું અંગ્રેજી લશ્કર પણ નહોતું. ઘણું કષ્ટ અને પથ્થરનો મારો ખમીને બહાદુરીથી તેઓ કિલ્લાની દિવાલો પાસે આવી પહોંચ્યા એટલે પથ્થરો પડતા બંધ થયા.

ગુરખાઓ પણ હવે કિલ્લાની અંદર જતા રહ્યા. અંગ્રેજ અમલદારો કિલ્લાની અંદર જવાના ઉપાયો શોધવા લાગ્યા. ઘણા વિચાર પછી તેઓ એવા ઠરાવ ઉપર આવ્યા કે, સીડીસિવાય દિવાલો ઉપર ચઢવું બની શકે તેમ નથી. આથી તેમનું આખું સૈન્ય થોભી ગયું; અને થોડાકોને સીડીની શોધમાટે આમતેમ મોકલ્યા. આ વેળા ખરો લાગ જોઇ ગુરખા પોતાનું કામ કરવા લાગ્યા. તેમણે છુપાવી રાખેલી તોપોનો ઉપયોગ કરવા માંડયો. આથી અંગ્રેજોનું લશ્કર ત્રાસ પામવા લાગ્યું. તોપના એક એક ગોળાથી ઘણા માણસો મરવા લાગ્યા. ચારે બાજુએથી આકાશભેદી તોપોના ધડાકા થવા લાગ્યા, અંગ્રેજોના માણસો ઉપરાઉપરિ પડવા લાગ્યા, તેઓ ગભરાવા લાગ્યા અને જોતજોતામાં અંગ્રેજોનું ઘણું લશ્કર માર્યું ગયું. એટલામાં સીડી તો આવી પહોંચી; પણ સીડી ઉપરથી ઉપર જવાની હિંમત હવે કોણ કરે? “આવા મોટા અંગ્રેજ સૈન્યમાં કોઇ પણ એવો વીર્યવાન માણસ નથી કે જે સીડી ઉપર જવાની હિંમત કરે.” એ વિચારની લજ્જા અને અપમાનથી લેફ્ટેનન્ટ એલીસ અધીરો થઇ ગયો અને તે પોતેજ પરાક્રમથી સીડી તરફ દોડી જઇને દિવાલ ઉપર ચઢયો; પણ ત્યાંથીજ સીધો ધકકો લાગતાં તે નીચે પડયો. હવે કોણ ઉપર જાય? કોઇની પણ હિંમત ચાલી નહિ. તોપોનો મારો તો ચાલુજ રહ્યો, તેથી અંગ્રેજ સેનાને પાછા ફરવાની અને એક ગામડામાં આશ્રય લેવાની જરૂર પડી. ગામમાં જઇ તેઓએ ક્રોધથી સીડીને ઘાસની સાથે રાખીને બાળી મૂકી અને જનરલ ગિલેસ્પી લજ્જાથી અને ક્રોધથી માથું કૂટવા લાગ્યો. “૮૦ માણસોની ગુરખાની એક ટોળીથી પરાજય પામવા કરતાં હું મરણ પામ્યો હોત તો સારૂં” એમ તે ધારવા લાગ્યો. આ વખતે અંગ્રેજી લશ્કરમાં એક બીજી ટુકડી આવી ભળી; તેથી સેનાપતિ ઉત્સાહથી ફરી તૈયાર થયો અને સિંહ જેવી ગર્જના કરી ફરી કિલ્લા તરફ

આગળ વધવાનો હુકમ કર્યો. ચાર રતલ અને છ રતલની તોપો પર્વત ઉપર ચઢાવવાનો હુકમ આપ્યો. સેનાપતિના ઉત્સાહથી લશ્કર પણ પાછું ઉત્સાહી થયું. કિલ્લાની સામે એક વાંસનો દરવાજો હતો. તે તરફ અંગ્રેજોનું લશ્કર દોડવા લાગ્યું અને તોપો પણ તે તરફ લઈ જવામાં આવી. દરવાજાથી ૩૦ વાર છેટે આવીને અંગ્રેજી લશ્કર ઉભું રહ્યું; પરંતુ આ સ્થળે તેણે કંઇક એવું જોયું કે જેથી તે સ્તંભિત થઇ ગયું અને લડાઇ કરી નહિ. સેનાપતિએ ખૂબ માથું ફોડયું–ઘણું કહ્યું, બને તેટલા સમજાવ્યા; પણ લશ્કરે લડાઈ કરવાની નાજ કહી. આટલી વારમાં ગુરખાઓએ અંગ્રેજો સામે તોપો ગોઠવી દીધી અને શત્રુસેનાને આગળ વધતી જોઈ તેઓ ઘણી બહાદુરીથી તોપો છોડવા લાગ્યા. એક એક અવાજમાં અંગ્રેજી લશ્કરના અનેક માણસો પડવા લાગ્યા. એક ગોળો આવીને જનરલ ગિલેસ્પીની છાતીમાં વાગ્યો અને તે હમેશને માટે ભૂમિપર પડયો. અંગ્રેજોએ જોયું કે, આજે કિલ્લાપર વિજય મેળવવો મુશ્કેલ છે, તેથી તેઓ પરાજય માની પાછા ફર્યા. આ પ્રમાણે પ્રથમ યુદ્ધમાં ૮૦ માણસોના ગુરખા લશ્કરે અંગ્રેજી લશ્કરના ૧૫૫૦ યુદ્ધવીરોને પરાજય પમાડયા હતા અને ૩૬૧૩ માણસોને લજ્જા અને અપમાનથી નીચું જોતા કરી, બીજી વાર પણ પરાજય પમાડી પાછા કાઢયા.

આ પ્રમાણે લશ્કર વધારે હોવા છતાં બળભદ્રસિંહને હરાવી શકાયો નહિ અને જનરલ ગિલેસ્પી માર્યો ગયો. વળી વિભાગી સૈન્યના ચાર અમલદારો તથા બીજા પણ સેંકડો સિપાઇઓ માર્યા ગયા. તોપોના ધડાકાથી માણસો ઉપરાઉપરિ પડતા હતા, તે વખતે પહાડી માર્ગ કઠણ જણાવાથી ૧૦૦ ઘોડેસ્વારોએ ઘોડાઓ છોડી દઈ પગપાળા ચઢવા માંડયું, તોપણ તેમાંના માત્ર ૫૦ જ જીવવા પામ્યા. ખરેખર, નાના દેશી સૈન્યવાળા એક ગુરખાનાયક પાસે આવું હજારોનું અંગ્રેજી સૈન્ય પરાજય પામ્યું હોય એવું કયાંય સાંભળવામાં આવ્યું નથી. હવે આ બનાવ પછી જે કંઈ બન્યું હતું તે વળી આથી પણ વધારે ગૌરવવાળું હતું.

ગિલેસ્પીના મરણ પછી કર્નલ માલે અંગ્રેજોની સેનાનો નાયક થયો. લડાઇ બંધ કર્યા પછી મેદાનમાં રહેવું ઠીક ન લાગવાથી તે તરત દેરાદુનમાં આવ્યો અને દિલ્હી સમાચાર મોકલ્યા કે, બીજી મોટી તોપો આવી પહોંચે નહિ ત્યાંસુધી લડાઇ થવી કે શત્રુઓપર વિજય થવો અશકય છે. ખબર મળતાંજ તોપો દિલ્હીથી

દેશાદુન મોકલી, તે એક મહિને દેશાદુન આવી. પછી તેને યથા-સ્થાને ગોઠવી કર્નલે લડાઇનો હુકમ કર્યો અને ગુરખાઓના કાચા કિલ્લાપર તોપોના ગોળા વરસવા લાગ્યા. ૧૮ રતલી ગોળા ફેંક-નારી તોપો એ કિલ્લાથી ૩૦૦ વારને છેટેથી મિનિટમાં દશ બાર ગોળા ફેંકવા લાગી. કાચી દિવાલ આવા સખ્ત મારાથી તરત ભાગી ગઈ. પેલી બાજુ ગુરખા પણ જીવપર આવી જઇ કામ કરતા હતા. જ્યાં દિવાલ તૂટે ત્યાં અંદર નવી દિવાલ બનાવી દઈ શત્રુ-ઓના પ્રયત્નોને વ્યર્થ કરવા લાગ્યા; પરંતુ પ્રસંગ ભયંકર હતો. તેઓ માત્ર ૮૦ જ મનુષ્યો હોવાથી અથાગ પ્રયત્ન આડે થાકી જતા, જ્યારે આ જડ તોપો વિનાથાકયે પોતાનું કામ કર્યા જતી હતી. જેમ જેમ ગુરખાઓ પ્રયત્ન કરતા ગયા, તેમ તેમ ક્રોધે ભરાઇ અંગ્રેજો તોપોનો મારો વધારે કરતા ગયા. આવા સખ્ત મારા સામે પણ વીર ગુરખાઓ બે દિવસ સુધી વીરતાથી બચાવ કરી શકયા; પણ આખરે તેઓ થાકી ગયા. તોપોના ત્રણચાર ગોળા સાથે આવવાથી દિવાલનો એક ભાગ કડડભૂસ કરતો પડયો. ગુરખા-ઓને તે સમારવાનો વખત મળ્યો નહિ. આ જગ્યા ભાગેલી જોઈ અંગ્રેજી અમલદારે તે રસ્તે પોતાનું લશ્કર લઇ જવા નિશ્ચય કર્યો. તેણે ધાર્યું કે, મુઠ્ઠીભર ગુરખાઓ, આપણા ૪૦૦૦ માણસના કેળવાયલા લશ્કર સામે હવે યુદ્ધ કરી શકશે નહિ, તેથી તેણે બીજે દિવસે કિલ્લામાં દાખલ થવાનો વિચાર કર્યો.

પેલી તરફ વીર બળભદ્ર પણ કાયરની પેઠે લમણે હાથ દઇ બેસવાને બદલે ગંભીર વિચાર કરતો હતો. દિલ્હીની મોટી તોપોએજ તેને હેરાન કર્યો હતો, તેથી કદાચ રાતમાં પણ ભાગેલી દિવાલ ચણી લેવાય તોપણ આવી તોપો સામે વધારે વાર ટકી શકાશે નહિ; માટે કોઈ બીજો સરળ ઉપાય ખોળી કાઢવો. પછી તે એવા નિશ્ચયપર આવ્યો કે, જો અંગ્રેજોની નવી આવેલી મોટી તોપો લઇ લેવાય અથવા નકામી કરી શકાય તોજ તેમનું બળ ઓછું થઇ શકે; પરંતુ ૭૦ માણસો ૪૦૦૦ માણસોના લશ્કર પાસેથી એ તોપો કેવી રીતે ઝુંટાવી શકે? પરંતુ નિરાશામાં આશા જોવી, દુઃખમાં સુખ જોવું, વિઘ્નમાં આનંદ જોવો, એમાં પણ વીરોની વીરતા છે. તેણે પણ નિરાશ ન થતાં એક ઉપાય શોધી કાઢયો. આ-જની રાત અંધારી હતી. રાતના ત્રીસ ચાલીસ વીર ગુરખાઓને લઇ અંગ્રેજોની છાવણીમાં જવું અને તોપો નકામી કરી નાખવી. રાત્રિનું

ભયંકર અંધારૂં આજે આ મહાવીરને બહુ પ્રિય લાગ્યું. પોતાના બધા વીર બંધુઓની સલાહ લઇને તેણે પોતાનો અભિપ્રાય દઢ કર્યો અને અંધારી રાતની વાટ જોતો બેઠો.

અંગ્રેજોની છાવણીમાં આજે આનંદ આનંદ થઇ રહ્યો છે. 'શત્રુના કિલ્લાની દિવાલ ભાગી છે, તેથી સવારે કિલ્લો અને શત્રુઓ તાબે થશે' આવા વિચારથી મોટા તેમજ નાના અંગ્રેજ અમલદારો, સિપાઇઓ, ચાકરો વગેરે સર્વના આનંદમાં શરાબ પણ ઉમેરાયો અને નિશામાં એજ વાતચીત ચાલી રહી.

પણ જેમ વીર બળભદ્રને વિચાર આવ્યો તેમ અંગ્રેજ સેનાપતિને પણ વિચાર આવ્યો. તેણે પણ એજ અંધારી રાતે કિલ્લાપર હુમલો કરવાનો વિચાર કર્યો કે જેથી શત્રુઓને સૂતેલા પકડી લઇ કાપાકાપીમાંથી બચી જવાય. કર્નલનો હુકમ થતાં ગુપચૂપ તૈયારીઓ થવા લાગી અને બન્ને તરફથી રાત્રિના અંધકારની વાટ જોવાવા લાગી.

મુકરર કરેલો વખત થતાં વીર બળભદ્ર નિદ્રા ત્યજી તરત મુકરર કરેલી જગ્યાપર આવ્યો. ત્યાં જઇને જુએ છે તો તેના સઘળા સાથીઓ તૈયાર થઇને ઉભા હતા. હવે તેઓ બધા કંઇ પણ બોલ્યા વિના કિલ્લાનો દરવાજો ઉઘાડીને પર્વતની નીચે ઉતરવા લાગ્યા. થોડી વારમાં ઘણો રસ્તો કાપી ગયા. ચારે બાજુએ ઘણું અંધારૂં હતું. કોઇ પણ વસ્તુ દેખાતી નહોતી. આસપાસના, સામી તરફના અને પછવાડેના સર્વ પદાર્થો ગાઢ અંધકારમાં છુપાઈ ગયા હતા. ઝાડપાન પણ નજરે પડતાં નહોતાં. આકાશમાંના એક બે તારા સિવાય સર્વત્ર અંધારૂંજ હતું. આવે ભયંકર વખતે વીર બળભદ્ર થોડા ગુરખાઓ સાથે અંગ્રેજોની છાવણી તરફ વધવા લાગ્યો. થોડે જતાંજ તેણે કંઈક જોયું. જોતાં ચમકયો અને ઉભો રહી વિચારમાં પડયો. થોડી વારમાં અંગ્રેજોની ચતુરાઇ તે સમજી શકયો કે, ભાગેલી દિવાલમાંથી પેસી જઇ સૂતેલા ગુરખાને મારી નાખી કિલ્લાનો જય કરવો એ આ હિલચાલનો હેતુ હતો. એ જાણતાંની સાથેજ તેણે શત્રુને કંઈક રણરંગની મઝા ચખાડવાનો નિશ્ચય કર્યો. પાસેના એક માણસને કિલ્લામાં જઇ ત્યાંના ગુરખાઓને સાવચેત કરી આવવા આજ્ઞા આપી. આજ્ઞા મળતાંજ તે દોડતો કિલ્લા તરફ ચાલ્યો. વીર બળભદ્રે હવે પોતાના સિપાઈઓને એજ ઠેકાણે પહાડનો ટેકો લઇ કંઇ પણ

બોલ્યા ચાલ્યા વિના શાંત ઉભા રહેવાનો હુકમ કર્યો. ટુંકા શરીરના ચપળ ગુરખા પહાડને ટેકો દઇ એવી રીતે ઉભા રહ્યા કે જાણે પર્વતની સાથેજ કેમ ન મળી ગયા હોય! પેલી બાજુએ અંગ્રેજ સૈન્ય ઉત્સાહની સાથે પહાડ ઉપર ચઢવા લાગ્યું. તેમના સિપાઇ એક પાછળ એક ચઢવા લાગ્યા. એમાંનો પહેલો સિપાઇ બળભદ્રની નજીક પહોંચ્યો કે તરતજ એક તીક્ષ્ણ કુહાડીનો પ્રહાર થયો અને એક અક્ષર પણ બોલવા પામે તે પહેલાં તો તે મરણ-શરણ થયો; અને ત્યાંથી પળમાત્રમાંજ બીજા ગુરખા સૈનિકોએ તેની લાશને ઉંચકી એક ખાડામાં નાખી દીધી. પહેલા સિપાઇ પછી બીજા સિપાઇની પણ એવીજ ગતિ થઇ. આવી રીતે ઘણા સિપાઇઓ મર્યા પણ પછી કર્નલ માલેના મનમાં મોટો સંદેહ થયો. તેના અનુમાન પ્રમાણે કેટલુંક લશ્કર કિલ્લામાં પહોંચી જવું જોઇએ; પણ એવું કશું ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ. આથી તેણે વધુ લશ્કરને કિલ્લા તરફ જતું અટકાવ્યું. બળભદ્રે જોયું કે, હવે શત્રુઓ આવતા બંધ થયા છે, તેમજ સવારનો પ્રકાશ પણ થોડો થોડો જણાવા લાગ્યો; એટલે કિલ્લાની બહાર રહેવું અયોગ્ય ધારી બળભદ્ર પોતાના સાથીઓસહિત કિલ્લામાં દાખલ થઇ ગયો. કિલ્લામાંના ગુરખાઓ પોતાના સેનાપતિની આવી હુંશિયારી અને સાવચેતીની વાતો સાંભળીને ખુશખુશ થઇ નાચવા લાગ્યા. બળભદ્રે કિલ્લામાં જઇ પોતાના સર્વ વીર મિત્રોને એકઠા કર્યા અને થોડી વારમાંજ અંગ્રેજો કિલ્લા ઉપર હુમલો કરશે, એ વાતથી વાકેફ કર્યા તથા કેવી રીતે કિલ્લાની રક્ષા કરવી એ પણ સર્વેને કહી દીધું. આ વખતે કિલ્લામાં સબળ શરીરના સિપાઇઓ ૮૦ થી વધારે નહોતા અને તેમનાં સ્ત્રી–પુત્ર વગેરે સર્વની ગણત્રી કરતાં આ કિલ્લામાં ૩૦૦ થી ૩૫૦ મનુષ્યો હતાં. બળભદ્રસિંહે બંદોબસ્ત કર્યો કે, પ્રત્યેક ગુરખા સિપાઇને મદદ કરવા તેનાં સ્ત્રી–છોકરાંઓએ પણ તૈયાર રહેવું. પતિ યુદ્ધ કરે ત્યારે પત્ની તેને ખોરાક આપે, તરસની વેળાએ પાણી આપે. પિતા લડાઇ કરતો હોય ત્યારે પુત્ર તેની પાસે રહે, અને હથિયારવિનાનો જુએ ત્યારે હથિયાર અને દારૂગોળો વગેરે આપે. આવી રીતે યુદ્ધ માટે બંદોબસ્ત કરી ૭૦–૮૦ ગુરખા વીરો પોતાના પરિવાર સાથે સજ્જ થઈ શત્રુઓની વાટ જોતા બેઠા. તેમને વધુ વાર વાટ જોવી પડી નહિ.

સૂર્યનો ઉદય થતાંજ કર્નલ માલે રાતનો બનાવ સમજી ગયો. આવી અંધારી રાત્રે ગુરખાઓ હિંમતથી અંગ્રેજો સામે યુદ્ધ કરશે એ તેણે સ્વપ્નામાં પણ નહોતું ધાર્યું. ગુરખાઓની કામ કરવાની આવી તત્પરતા જોઇ તે આશ્ચર્ય પામ્યો અને પોતાના સૈન્યના ઘણા સિપાઈઓ મરેલા હોવાથી ક્રોધાયમાન થયો. તેણે લશ્કરને હુકમ કર્યો કે, પર્વતપર એકદમ ચઢી જાઓ, કયાંય ઉભા ન રહો. તરતજ અંગ્રેજ સેના સર્વ સંકટોને તુચ્છ ગણી શત્રુના કિલ્લા તરફ આવી. ગુરખાઓ પણ તેમને આવતા જોતાંજ પોતાની તોપો ગોઠવી દઇને ગોળા વરસાવવા લાગ્યા; પરંતુ અંગ્રેજી સેના તેથી ભાગી ગઇ નહિ. જેઓ પડી જતા તેમના ઉપર થઇને તથા જખમી થતા તેમને દૂર કરીને અંગ્રેજ સેના જોતજોતામાં કિલ્લા પાસે આવી પહોંચી.

રેજિમેન્ટનો ઉપરી ઇંગ્લાલી પણ સેનાની સાથે દિવાલ પાસે આવી પહોંચે, તે પહેલાંજ ગુરખાનો ગોળો તેની છાતીમાં વાગ્યો અને શરીર લથડી પડયું. તેની જગ્યાપર કેપ્ટન કુલમેટન આવ્યો; પરંતુ ભાગેલી દિવાલ પાસે આવતાં તેનું પણ મરણ નીપજયું. ગોળાનો મારો એવો ચાલતો હતો કે ભાગેલી દિવાલમાં પ્રવેશ કરવા કોઇની હિંમતજ ચાલતી નહોતી. લેફ્ટેનન્ટ હારિંગ્ટન પણ સિંહ જેવા સાહસથી ભાગેલી દિવાલપર ચઢયો, પણ અંદર જુએ તે પહેલાં તેના પણ હજારો કકડા થઇ ગયા. રેજીમેન્ટના બીજા સિપાઇઓ પણ હિંમત કરી તે તરફ ચાલ્યા, પણ ગોળાના મારામાં ટકી શકયા નહિ. પછી ગુરખાઓ કિલ્લાની અંદરથી પથ્થરો વગેરે ફેંકવા લાગ્યા, તેથી પણ અંગ્રેજ સૈનિકો નાસવા લાગ્યા. કર્નલ માલેએ જાણ્યું કે, હવે વધારે અહીં રહેવાથી ઘણું લશ્કર કપાઇ મરશે અને આવા ચંચળ શત્રુઓ સામે ટકી શકાશે નહિ. તરત તેણે લડાઇનું મેદાન છોડવા બ્યુગલ વગાડયું, અંગ્રેજ સેના તરતજ નાસવા લાગી અને વીર બળભદ્રનો વળી પાછો જય થયો. આ યુદ્ધમાં પાંચ અમલદારો માર્યા ગયા અને સાત જખમી થયા. ૩૩ સિપાઇઓ માર્યા ગયા અને ૬૩૬ સિપાઇઓનો પત્તો લાગ્યો નહિ. દરેક ગુરખા વીરે સરાસરી ૯ સૈનિકોને મારીને કિલ્લાની રક્ષા કરી. ભારતભૂમિમાં આવી રીતનું વીરત્વ હતું, તેનું સ્મરણ કરવાથી પણ સહૃદય જનોને કેવી અસર થાય છે !

ગુરખા વીરોએ અદ્ભુત સાહસ અને વીરતાથી અંગ્રેજોના

હુમલામાંથી પોતાની રક્ષા કરી. અંગ્રેજ સેનાપતિ ગુરખાઓની બહાદુરી અને ઉદ્યમ જોઇને આશ્ચર્યમાં ડૂબી ગયો. જ્યારે દારૂ-ગોળા, તોપ, બંદુક વગેરે હથિયારોનો પ્રચાર થયો નહોતો અને જ્યારે શરીરબળ અને હુંશિયારી ઉપરજ સઘળો આધાર રખાતો હતો, ત્યારે પણ કોઈ કોઇ મહાવીરોએ માત્ર થોડાક સિપાઇઓની મદદથી મોટાં સૈન્યોને હરાવ્યાં એ ખરી વાત છે; પરંતુ હવે જ્યારે દારૂગોળાના પ્રભાવ પાસે હથિયારોનું શિક્ષણ કે બાહુબળ કામ લાગતું નહિ; જ્યારે એક નાના બાળકના હાથથી છૂટેલી ગોળી એક પ્રચંડ મહાવીરની છાતીને ભેદી નાખવા સમર્થ થાય છે; જ્યારે સીસા અને લોઢાની ગોળીઓ ઉપરજ જય કે પરાજયનો આધાર રહે છે; તેવે વખતે પણ ૭૦ કે ૮૦ ગુરખા કુટુંબોએ તરતની બનાવેલી કાચી દિવાલની પાછળ રહી અસંખ્ય અને અતિ હુંશિયાર તથા ચંચળ અંગ્રેજ સેનાને મારીને ત્રણ વાર કેવી રીતે પાછી હઠાવી દીધી! આ વાત એકાએક તો સેનાપતિના ધ્યાનમાં પણ ઉતરી નહિ; પરંતુ કોઇ પણ રીતે પોતાનું ઘણું લશ્કર નાશ પામેલું હોવાથી અંગ્રેજ સેનાપતિ ડરવા લાગ્યો અને સામે મોઢે લડાઇ ન કરતાં બીજો ઉપાય શોધવા લાગ્યો.

ગુરખાઓનો કિલ્લો પહાડના શિખર ઉપર હતો. કિલ્લાથી એક માઈલને આશરે પશ્ચિમ દક્ષિણમાં તે પહાડનાજ એક નાના શિખર ઉપર એક નાનો પાણીનો ઝરો હતો. તે ઝરાનું નામ નાલાપાની હતું. એ નાલાપાનીમાંનું પાણી ગુરખાઓ પોતાને માટે લઈ જતા હતા. કિલ્લાની પાસે આ ઝરાસિવાય બીજો કોઈ ઝરો, તળાવ કે કૂવો નહોતો. અંગ્રેજ સેનાપતિએ જોયું કે, સામે ઉભા રહી ગુરખાઓને હરાવવાનું કામ તો બહુજ કઠિન છે; પરંતુ કોઇ એવો બંદોબસ્ત થાય કે જેથી ગુરખાઓ નાલાપાનીનું પાણી ન મેળવી શકે તો થોડાજ વખતમાં તૃષાના માર્યા તેઓ આપણે તાબે થાય. ઝરાના પાણીને બંધ કરવું એ અંગ્રેજ સેના-પતિ માટે મુશ્કેલ નહોતું. પછી ઝરાની પાસે ઝાડપાનથી ઘેરાયલી જગ્યામાં અંગ્રેજ સેના રહેવા લાગી અને ગુરખાઓ ઝરા પાસે જતા અટકયા. જો કોઇ બહાદૂરી દેખાડી પાસે આવે તો અંગ્રેજ સૈનિકો તેને બંદુકની ગોળી મારી ઠાર કરતા હતા. આવી રીતે અંગ્રેજોની કળાથી ગુરખાઓ ઝરામાંથી પાણી લાવતા અટકયા. બીજી તરફ પહાડની આસપાસ પણ દરેક ઠેકાણે સિપાઇઓ ઉભા રાખી દીધા

કે ગુરખાઓ કોઇ પણ સ્થળેથી પાણી લાવવા પામે નહિ.

ગુરખાઓની છાવણીની સ્થિતિ આથી ઘણી ખરાબ થઇ ગઇ. તેઓ એક તો થાકથી અર્ધા થઇ ગયા હતા, બીજું ગુરખાઓના કિલ્લામાં અનેક સ્ત્રીપુરુષો મરણ પામ્યાં હતાં, ત્રીજું જખમી ગુરખાઓ કારમી ચીસો પાડી રહ્યા હતા. હજીસુધી વિજય ગુરખાઓના પક્ષમાં હોવા છતાં અનેક ગુરખા મરણ પામ્યા હતા; અને કેટલાકનાં શરીરોમાં ભારે જખમો થયેલા તેઓ પણ બહુ દુઃખી હતા.

આવા ભયંકર વખતમાં પાણી પણ મળતું અટકવાથી તેમનું દુઃખ કેટલું વધ્યું હશે, એ સહજે સમજાઇ શકે એવી વાત છે. કેટલીક ગુરખા સ્ત્રીઓ જખમથી પીડાતી અને તરસથી પાણી માગતી હતી, પરંતુ તેમના પતિ તે તરસ દૂર કરી શકતા નહોતા. તેઓ પોતે પણ તૃષાના અગ્નિમાં બળતા હતા. સુકોમળ બાળકો પાણીના હૃદયભેદક પોકારો કરતા કરતા નિરાશ હૃદયથી જગતમાંથી વિદાય થતા હતા. અભાગીઆં માબાપો કઠણ હૃદયથી આ સર્વ જોઇ રહેતાં હતાં. ખરેખર, આવા વખતમાં ગુરખાઓને કેવાં સંકટો સહન કરવાં પડયાં હશે, એ કહેવું અમારી શક્તિની બહાર છે.

વીર બળભદ્રે વિચાર કર્યો કે, આવી સ્થિતિમાં વધારે વાર રહેવાથી મિત્રોને ઘણું દુઃખ થશે. આથી તેણે કિલ્લો છોડી બહાર જવાનો દૃઢ નિશ્ચય કર્યો અને આ પોતાનો નિશ્ચય મિત્રોને કહી સંભળાવ્યો. સેનાપતિની આ સૂચના સાંભળી ગુરખા સૈનિકો આનંદ પામ્યા અને સેનાનાયકને ધન્યવાદ આપવા લાગ્યા. આ નિશ્ચય મહાવીરને શોભે એવો હતો, ગુરખાઓના ગૌરવને શોભાવે એવો હતો અને તેમનાં નામો ઇતિહાસમાં સુવર્ણના અક્ષરે કોતરાવે એવો હતો. આ નિશ્ચયનો હેતુ વીરને શોભે તેવી રીતે અંગ્રેજી લશ્કરને ભેદી, તેમની વચ્ચે થઈ પાસેના બીજા પહાડના શિખર ઉપર જવાનો હતો. વીર બળભદ્રે પોતાના સંગીઓને કહ્યું કે, આપણે વીરોની પેઠે દુશ્મનોના સૈન્યને ભેદવું છે. જો પાર ઉતરી ગયા તો ઠીકજ છે અને નહિ તો મૃત્યુ થશે તોપણ તે કીર્તિવાળુંજ છે. 'લડીશું' 'મરીશું'ના જવાબથી બળભદ્રસિંહના બાકી રહેલા વીરોએ તેના નિશ્ચયમાં સંમતિ આપી. તેજ સમયે અંગ્રેજ સેનાને ભેદીને બહાર નીકળવાનું નક્કી ઠર્યું. વીર પિતાઓ જખમી પુત્રપુત્રીઓ પાસેથી અને પતિઓ જખમી પ્રિયાઓ પાસેથી હમેશને માટે વિદાયગીરી લઇને ઉત્સાહથી રાતની વાટ જોતા બેઠા. બીજો કોઇ ઉપાય ન

જોવાથી જખમી સંબંધીઓને અંગ્રેજોની દયા ઉપર મૂકીને પોતાનું કર્તવ્ય સાધવા માટે આ પ્રમાણે સર્વ તૈયાર થઇ ગયા.

અંગ્રેજ સેનાપતિને હાર મળવાથી તે ઘણીજ દિલગીરીમાં અને વિચારમાં હતો. મુઠ્ઠીભર દેશી સેના કેળવાયલી અંગ્રેજ સેનાને લડાઇમાં બે વાર હંફાવે, એ એક અંગ્રેજ સેનાપતિને માટે થોડી લજ્જાની વાત નહોતી; એટલુંજ નહિ પણ બીજી વારની હાર સાંભળતાં એ વખતનો ગવર્નર જનરલ પણ ગુસ્સે થઇ ગયો હતો. તેને એટલો બધો અસંતોષ થયો હતો કે તે અસંતોષ પ્રકટ કરવા માટે તેણે ઘણીજ સખ્ત ભાષામાં લખ્યું હતું અને વિવેકને ઓળંગી જઈ સેનાપતિને તેણે ન સહી શકાય એવી ગાળો ભાંડી હતી. આવાં અનેક કારણોથી સેનાપતિનું મન શોકમાં ડૂબી ગયું હતું. ગઇ રાત્રે છુપી રીતે ઉપર જતાં કેટલાક અમલદારો માર્યા ગયા હતા અને જીવતા આવ્યા તેઓનો ગર્વ ઉતરી ગયો હતો. આવાં કારણોથી અંગ્રેજ સૈન્ય શાંત હતું અને આ શાંતિ રાત ગઈ તેમ વધતી ગઇ.

પેલી બાજુએ ગુરખા લોકોની છાવણીમાં સલાહ-મસલત ચાલતી હતી. અર્ધી રાત્રિ ગઇ ત્યારે બળભદ્રે પોતાના મિત્રોને એકઠા કર્યા અને પ્રશ્ન કર્યો કે “તમે મારી સાથે આવી અંગ્રેજોની સેના ભેદવા તૈયાર છો?” સઘળાઓએ જવાબ આપ્યો કે “તમારી પાછળ ચાલવામાં અમે જરા પણ ભય રાખીશું નહિ.” ત્યારે બળભદ્રે ફરીથી સવાલ પૂછયો કે “કિલ્લામાં રહી કિલ્લાની રક્ષા કરવાથી શું આપણે કંઇ વધારે કરી શકીશું?” સૌએ નકારમાં જવાબ આપ્યો. કેટલાકો બોલ્યા કે, હવે તો તરસથી પ્રાણ જાય છે, પ્રિય સગાંઓની ચીસોથી છાતી ફાટી જાય છે અને હમણાં તો કિલ્લામાં મરકી પણ જણાય છે; એટલે જો વધારે રહીશું તો મરકીના ભોગ થઇશું. માટે હવે વખત ગુમાવવો જોઇએ નહિ. સર્વ એકજ વિચારપર આવ્યા અને તે મુજબ વીર બળભદ્રે સર્વને આસ્તે આસ્તે નીકળવાને કહ્યું. સર્વ જણ એક પછી એક અર્ધી રાત્રે જરા પણ અવાજ કર્યાવિના બહાર નીકળ્યા. થોડી વારમાં પર્વત ઉતરીને સપાટ માર્ગપર આવ્યા. સામે અંગ્રેજ સૈન્યની છાવણી હતી. પછવાડે ઉંચો-અટલ પર્વત ઉભો હતો. ગુરખા વીરો તૈયારજ હતા. તેઓ લાગ જોઈ અંગ્રેજ સેના ઉપર ધસ્યા. અંગ્રેજ યોદ્ધાઓ આખો દિવસ કામ કરીને થાકેલા હોવાથી નિરાંતે નિદ્રા

લેતા હતા. તેઓ બધા ગુરખાઓના આ હુમલાથી હમેશને માટે નિદ્રાવશ થયા. ગુરખાઓ એક અક્ષર પણ બોલ્યાવિના આગળ વધ્યા અને પ્રથમ પહેરાનું આખું લશ્કર મારી નાખ્યું. આવી રીતે પહેલા હુમલામાં ફતેહમંદ થતાં ગુરખાઓએ સપાટ રસ્તો તજી પર્વતનો માર્ગ લીધો. થોડી વારે અંગ્રેજ લોકોની છાવણીમાં પુષ્કળ ગડબડ થઇ રહી. અંગ્રેજ અમલદારોને ખબર પડી કે, ગુરખાઓએ હુમલો કરી આપણા પહેરેગીરોને મારી નાખ્યા છે અને ગુપચુપ છટકી પણ ગયા છે. તેમણે બ્યુગલ ફુંક્યું કે તરત અંગ્રેજ છાવણી જાગ્રત થઇ ગઇ. સૌ પોતપોતાનાં હથિયાર સજી હારબંધ ઉભા રહ્યા અને શત્રુની વાટ જોવા લાગ્યા. આખો પર્વત થોડી વારમાં અગ્નિમય થઇ ગયો. સેંકડો તોપોદ્વારા કિલ્લા તરફ ગોળાનો વરસાદ વર્ષી રહ્યો; પરંતુ ગુરખાઓ તો તે વખતે ઘણે દૂર નીકળી ગયા હતા. તેઓ અલ્પ સમયમાં જળપ્રવાહની સમીપમાં આવ્યા ત્યારે તેમને માલમ પડયું કે, ત્યાં સો ઉપરાંત અંગ્રેજ સૈનિકો રસ્તો રોકીને ઉભા છે. તેમને જોતાંજ તેઓ અંગ્રેજ યોદ્ધાઓ ઉપર તૂટી પડયા. બંદુકના અવાજોથી રણભૂમિ ગાજી ઉઠી, પણ આ લડાઇ લાંબો વખત પહોંચી નહિ. ગુરખાઓએ થોડીજ વારમાં તે સર્વ સૈનિકોને મારી હઠાવ્યા. પછી ગુરખાઓ ઝરાનું નિર્મળ પાણી પીવા લાગ્યા;એટલામાં પાછળથી તેમનાપર ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. આખી રાતની અવિશ્રાંત લડાઇથી બળભદ્રના સોબતીઓ થાકી ગયા હતા, તોપણ તેઓ અંગ્રેજ સેનાને નજીક આવેલી જોઈને પ્રાણની આશા છોડી લડવા લાગ્યા. સદ્ભાગ્યે ગુરખાઓ આ વિપદમાંથી પણ બચવા પામ્યા.

અંગ્રેજોએ દેરાદુન ઉપર ચઢાઇ કરવાથી બળભદ્રે નેપાલના રાજાની મદદ માગી હતી; પણ નેપાલના રાજાને ત્રણ સ્થળો સાચવવાનાં હોવાથી તે બળભદ્રને સહાય આપી શકયો નહોતો; પરંતુ જ્યારે લાગ મળ્યો ત્યારે તેણે તેનાપર ૩૦૦ માણસો મોકલી આપ્યાં. પહેલી લડાઇ થઇ ચૂકયા પછી આ સેના સમરક્ષેત્રમાં આવી. આ વખતે અંગ્રેજોએ પર્વતને ઘેરો ઘાલ્યો હતો, તેથી મદદે આવેલા ગુરખાઓ કિલ્લા તરફ જઇ શકયા નહિ. તેઓ સઘળા ઝરાની પાસેજ ઝાડીમાં છુપાઇ રહ્યા હતા. જ્યારે બળભદ્રસિંહ સામે આવતા અંગ્રેજોને તલવારનો રંગ બતાવતા બતાવતા ઝરાની પાસે જઇ પહોંચ્યા, ત્યારે તેમના બોલવાનો અવાજ સાંભળીને તે છુપાઇ રહેલા ગુર-

ખાઓ તેમને આવી મળ્યા. બળભદ્ર તરતજ તેમને યથાયોગ્ય ગોઠવી દઇ શત્રુઓની ગતિ જોવા લાગ્યો. થોડી વારમાં તેમણે જોયું કે, અંગ્રેજો તેમની તરફ આવે છે. એ જોતાંજ તેઓએ ચારે તરફથી તેમનાપર ગોળીનો મારો ચલાવ્યો. આ અચાનક આક્રમણથી અંગ્રેજ સેના ભડકી ઉઠી. ગુરખાઓ તરતજ તેમનાપર સિંહગર્જના કરતા તૂટી પડયા; અંગ્રેજસેના પલાયન કરવા લાગી; અનેક સૈનિકો ઘાયલ થયા, કેટલાક માર્યા ગયા અને કેટલાક નાસી છૂટયા. હવે અંગ્રેજો તેમની સામે લડવાની હિંમત ભીડી શકયા નહિ. ગુરખા વીરોને પણ ઘણે દિવસે આજેજ રાંધવાનો વખત મળ્યો અને પોતાના બંધુઓના મેળાપથી પૂર્વનું દુઃખ વિસરી ગયા.





# ૩૮—ઠાકુર હાથીસિંહ ચંપાવત

વિક્રમ સંવત ૧૬૬૯નો સમય હતો. કંઇક કારણસર બાદશાહ શાહજહાનની સેનાએ બિકાનેરપર આક્રમણ કર્યું. બિકાનેરના મહારાજા દલપતસિંહ રણવાસ સાથે મુસલમાન સેનાને હાથે કેદ પકડાયા અને અજમેર લઇ જવામાં આવ્યા તથા કઠોર આજ્ઞા ફરમાવીને દુર્દશા કરવામાં આવી. બિકાનેરના કેટલાક સરદારોએ છોડાવવાને માટે પ્રયત્ન કર્યા, પરંતુ યશ નહિ મળતાં હારી ગયા.

આ પ્રમાણે તેમની સ્થિતિ અજમેરમાં હતી. બિકાનેરના સરદારોની ભીરુતા અને નિષ્ફળતા માટે એક કવિએ કહ્યું છે કેઃ—

"ફટ બીદ્યાં ફટ કાંધલાં, જંગળધર લેડાંહ;
દલપત હુડ જયું પકડિયો, ભાજ ગઇ ભેડાંહ."

બિકાનેરના સરદારોથી તો કંઇ વળ્યું નહિ, પણ એક રાઠોડ ક્ષત્રિયવીર નીકળી આવ્યો. પ્રસંગ એવો બન્યો કે, રાજપૂતાનાના પ્રસિદ્ધ વીરશિરોમણિ બલુજીના ભાઇ, ઠાકુર હાથીસિંહજી ચંપાવત પોતાને સાસરે જવા નીકળ્યા હતા. તેઓ અજમેર આવી પહોંચ્યા. તેઓ સાસરેજ જતા હતા, એટલે સાથે માત્ર ૧૮૦ સવાર હતા. અજમેરમાં પડાવ થતાં કોઇક વાતો કરવા લાગ્યા, કોઈક પોતાના ઘોડાની સેવા કરવા લાગ્યા, તો કોઇ દાઢી—મૂછો સમારવા લાગ્યા. આમ આ નાનકડી છાવણીમાં ચાલી રહ્યું હતું; એવામાં બિકાનેરમહારાજા સાથેની એક દાસી કંઇ કામ સારૂ બહાર નીકળી હતી તે એ ઠેકાણે આવી લાગી. તેણે આ રાજપૂત સ્વારોને જોઇ પૂછયુંઃ—

"આ સ્વારો કયાંના છે? જાતના કોણ છે?" સ્વારોમાંના એકે પ્રત્યુત્તર વાળ્યો કે "રાઠોડ છે."

બસ, આટલાપરથી તે સ્ત્રી ક્રોધના આવેશમાં આવી બોલી ઉઠી કે "શું હજી પણ રાઠોડો પૃથ્વીપર જીવે છે?" આ વાકયરૂપી તીરે તે સ્વારોના મનમાં તીવ્ર આઘાત કર્યો; અને એ વાત ઠેઠ

વીર હાથીસિંહજીને કાને પહોંચી જઇ પરિણામ એ આવ્યું કે, તેમણે તે સ્ત્રીને પોતાની પાસે બોલાવી તેના એવા આકરા વેણનું કારણ પૂછયું. તે સ્ત્રીએ દલપતસિંહનું મુસલમાન સેનાને હાથે રણવાસસહિત કેદ થવું, સરદારોની નિષ્ફળતા અને મહારાજાની દુર્દશા વગેરેનું અથેતિ વર્ણન કર્યું. આ સાંભળી હાથીસિંહજીએ તે દાસીને આશ્વાસન આપી કહ્યું કે "હમણાં સબુર પકડો અને જેમ ચાલે છે તેમ થોડા દહાડા સુખે દુઃખે કાઢો. હું સાસરેથી પાછો ફરતાં છૂટકારાને માટે બનતું કરીશ." આ સાંભળી તે દાસી વળી પાછી છેડાઇ પડી અને બોલી કે "સાસરાની મોજ માણવા જનાર માણસથી એવાં કામ નહિ બને."

વીર હાથીસિંહજી જેવાને માટે આટલું વેણ બસ હતું. કોઇએ વાસ્તવિક કહ્યું છે કેઃ—

" તેજી ચમકે ચાબુકે, હુંકારે રજપૂત;
વધઘટ ભાવે વાણિયો, ડાક અવાજે ભૂત."

દાસીનું વચન સાંભળતાંજ તેને તે સમયે બિકાનેરના મહારાજાને છોડાવવા માટે હાથીસિંહજી તૈયાર થઇ ગયા. સાથે માણસો બહુ થોડાં છે અને મોટી સેના સાથે કામ છે, એવી તેવી કલ્પના અસાધારણ વીર પુરુષ લાવતો નથી. સિંહને માટે કોઇ કવિની ઉક્તિ છે કેઃ—

" સબ જગ રિપુ હૈ, એક મૈં, કૃશ હૂં અરુ અસહાય;
ઐસી શંકા સિંહકો, સપને હૂ નહીં ભાય."

બસ, તેઓ પોતાના સ્વારો સાથે શત્રુસેનાપર તૂટી પડયા અને દલપતસિંહજીને છોડાવી વીરકીર્તિ પ્રાપ્ત કરી. સહાનુભૂતિનું કેવું અસાધારણ દૃષ્ટાંત ! એક સ્ત્રીના વેણ ઉપરથી પોતાના વંશની કીર્તિને ખાતર, કોઇપણ જાતના લાભની આશા વગર, પોતાની આશા, ઉમેદ અને શરીરના જોખમે દુઃખીના દુઃખને કાપવા તત્પર થવું એ સહજ વાત નથી, પણ તે સમયના રાજપૂતોમાં એવા પ્રકારનું શૌર્ય, ઉદારતા આદિ ગુણો હતા. આવી અને બીજી અનેક પ્રકારની વીરત્વભરી ઘટનાઓ રાજસ્થાનના ઇતિહાસમાં અમર થઇ છે.

("શારદા"માંના રા. રમણીક અ. મહેતાના લેખ ઉપરથી)



# ૩૯—વીર તેજાજી જાટ

રાજપૂતાનામાં તેજાજી નામના એક ખેડુત જેમ તેમ પોતાનું ગુજરાન કરતા. એક દિવસે તેમણે પોતાની સ્ત્રીને કહ્યું કે "આપણને વૃદ્ધાવસ્થા આવી; પણ પુત્ર નથી એટલે હવે ખેતીવાડીનું શી રીતે ચાલશે? કોઈ કુટુંબી કે સંબંધી પણ નથી. પુત્રી પણ બાળક છે અને મોટી પુત્રી તેને ઘેર ગઇ છે." સ્ત્રીએ કહ્યું કે "શામાટે શોક કરો છો? શુભાશુભ કર્મોનું ફળ મળે તે ધીરજથી સહેવું જોઇએ."

આ પ્રમાણે તેજાજી અને તેમની સ્ત્રી વચ્ચે સુખદુઃખની વાતો થયા કરતી હતી. તેજાજી નિર્ધન છતાં પણ ગૃહસ્થાશ્રમીતરીકે આવ્યા અતિથિનો યથાશક્તિ આદરસત્કાર કરતા હતા. એક દિવસ તેમને પેટપૂરતું ભોજન મળ્યું નહોતું; તેવામાં એક સાધુ તેમને ઘેર આવ્યા. તેજાજીએ પોતાની સ્ત્રીને કહ્યું કે "અતિથિ–સત્કાર કરવો, એ મનુષ્યમાત્રનું કર્તવ્ય છે; પણ ઘરમાં સગવડ કશી નથી. શું કરીશું?" સ્ત્રીએ કહ્યું કે "ગભરાઓ નહિ, મારી પાસે ચાર પૈસા છે તે લઇ જાઓ." તેજાજીએ કહ્યું કે "સાધુની સાથે ત્રણ ચાર ચેલા પણ છે તેથી હળ વેચી દઉં તોજ પહોંચી વળાય." સ્ત્રીએ કંઇક વિચાર કરી ઉત્તર દીધો કે "આપ હળ વેચતા નહિ. હવે ચોમાસુ નજીક હોવાથી હળ સિવાય ચાલે નહિ. માટે આ પહેરેલા સાલ્લા ઉપરાંત બીજો એક સાલ્લો વાપરૂં છું તેજ વેચી દો." તેજાજીએ કહ્યું કે "નહિ નહિ; તમે હેરાન થશો." પતિની આવી સંકડામણ જોઈ સ્ત્રીએ કહ્યું કે "હળ જેટલી હાનિ સાલ્લો વેચવાથી થશે નહિ; માટે આપ મારો સાલ્લોજ વેચી આવીને અતિથિ–સત્કાર કરો." પછી તેજાજી સત્કારપૂર્વક સાધુઓને બેસાડી પોતે સાલ્લો વેચીને આઠ આના ઉપજ્યા, તેનું અનાજ વગેરે લઇને ઘેર આવ્યા; તથા પોતાની સ્ત્રીને આપી બોલ્યા કે "તમે રસોઇ કરો ત્યાંસુધી હું અતિથિઓ પાસે બેસું

છું." પછી ભોજન તૈયાર થતાં અતિથિઓ પ્રસન્નતાપૂર્વક જમ્યા અને સવારે બીજે ગામ ચાલ્યા ગયા. બીજા સાહ્લાવગર સ્ત્રીને નહાવાધોવાનું કષ્ટ પડવા લાગ્યું, તે તેજાજીને પણ બહુ સાલતું; પણ ઉપાય ન હતો. એક વાર પણ પૂરો રોટલો મળતો નહિ. કેમકે મોસમ પણ સારી નિવડી ન હતી.

આ પ્રકારે તેજાજી અને તેમની પત્ની પોતાના દિવસો ગાળતાં હતાં. એક દિવસે તેજાજી ઘરની ખડકીમાં બેઠા હતા એટલામાં દૂરથી સ્ત્રીઓના રડવાનો અવાજ સંભળાયો. તેજાજીને લાગ્યું કે, માનો ન માનો પણ ધાડપાડુઓએ કોઈના ઘરપર ધાડ પાડી છે. આથી પોતાની સ્ત્રીને કહ્યું કે "જુઓ, કોઇના ઘરમાં ધાડપાડુઓ સ્ત્રીઓને લૂંટવા લાગ્યા છે. લાવો જલદી તલવાર." તેજાજીની સ્ત્રીએ તરતજ તલવાર લાવી આપી. તેજાજી તરતજ કરુણાજનક શબ્દો સંભળાતા હતા તે તરફ ચાલી નીકળ્યા. દૈવયોગે માર્ગમાં એક વિષધર નાગ તેમના પગ નીચે દબાયો. નાગે તરતજ પોતાની ફેણ કાઢી તેજાજી તરફ દોડવા માંડયું. તેજાજીને નિશ્ચય થયો કે, હવે પ્રાણ બચવો અસંભવિત છે. તેથી તેમણે ઇષ્ટદેવનું સ્મરણ કરી કહ્યું કે "હે દીનરક્ષક પરમાત્મા! જો મારી તમારામાં ભક્તિ હોય અને જો મારો ધર્મ પાળ્યો હોય તો આ સાપ અત્યારે મને ડસે નહિ એમ થજો!" પછી તેજાજીએ સાપ સામે પણ હાથ જોડી વિનતિ કરી કે "હે સર્પરાજ! આપ આ સમયે કૃપા કરો, ધાડપાડુઓ તરફથી સ્ત્રીઓને અપાતા કષ્ટથી તેઓ જે આર્તનાદ કરે છે તે મારાથી સહન થતું નથી; માટે તેમને બચાવવા જાઉં છું. તેમાં બચાવ કરતાં હું કામ આવી ગયો તો એથી રૂડું બીજું નથી; પણ શત્રુઓના હાથથી બચ્યો તો આપનીજ પાસે આવીશ, તે સમયે આપ મને ડસી લેજો."

તેજાજીની આ વિનતિ સફળ થઇ. તરતજ સાપ એક બાજુ ચાલ્યો ગયો.× તેજાજી ઇષ્ટદેવનું સ્મરણ કરતા કરતા આગળ ગયા તો જણાયું કે, ધાડપાડુઓએ એક વિધવાના ઘરને ઘેરી લીધું છે. કેટલાક ઘરમાં પેઠા છે, કેટલાક બહાર ઉભા છે, કેટલાક ગાયો અને ભેંસોને લઇ જવા લાગ્યા છે અને સ્ત્રીઓ બિચારી રડી રહી છે. તેજાજીએ જતાંવેંતજ બહારના ધાડપાડુઓ ઉપર આક્રમણ કરી કહ્યું

× આવા બનાવો જેમને અશક્ય ભાસે, તેમણે તેજાજી જેવા નિષ્કામ ધર્મપ્રેમી, દયાળુ, સત્યનિષ્ઠ અને વીરાત્મા બની ખાત્રી કરવી.

કે "અરે નીચ પુરુષો! એક વિધવાના ઘરપર ધાડ નાખતાં શું તમને શરમ નથી આવતી? ઉભા રહો, લેતા જાઓ તેની પ્રસાદી" એમ કહી વીરવર તેજાજી સિંહની માફક તે ધાડપાડુઓ ઉપર તૂટી પડયા.

ઘણો વિકટ સમય હતો પણ વીરવર તેજાજીએ શત્રુઓના ઘા ઝીલતાં ઝીલતાં બે ચાર જણને લોહીલુહાણ કરી નાખ્યા. અંદરના ધાડપાડુઓએ બહાર આવી જોયું તો તેજાજી ઘાયલ થવા છતાં પણ ધાડપાડુઓ પાસેથી ગાયો-ભેંસોને છોડવી રહ્યા છે. તેજાજીની આ વીરતાથી સઘળા સ્તબ્ધ થઇ ગયા, પણ પછી તેમની ઉપર ગીધની માફક કૂદી પડયા અને રાજ્યના કોઇ માણસો આવતા તો નથી તે તરફ પણ જોતા રહ્યા.

હવે તેજાજીના પ્રાણ જોખમમાં આવી પડયા. દશબાર ઘા વાગેલા તેમાંથી લોહી વહેવાથી તેજાજી કંઇક શિથિલ થઇ ગયા હતા; તોપણ આ હરામખોરોને જોતાંજ તેમની નસોમાં ગરમ લોહી વહેવા લાગ્યું. તેજાજીએ હાક મારીને કહ્યું કે "દુષ્ટો! ઉભા રહો, તેજાજી જીવતો છતાં તમે નિરાધાર વિધવાને દુઃખ દઇ શકશો નહિ! ઉભા રહો, અત્યાચારનું ફળ ચાખતા જાઓ!"

એ પ્રમાણે કહી વીરવર તેજાજી તે ધાડપાડુઓ ઉપર વિજળીની માફક તૂટી પડયા અને શરીર શિથિલ થવા છતાં પણ પટ્ટા ખેલી બચાવ કરતા રહીને પંદર બદમાશોને ઘાયલ કરી નાખ્યા અને હજુ પણ ઝુઝી રહ્યા હતા; પરંતુ એવામાંજ એક બાજુએથી ઘોડાઓની તબડકી સંભળાવા લાગી. આ ઘોડેસ્વારો જોકે અનાયાસેજ અહીં આવી ચઢયા હતા, પરંતુ ડાકુઓએ જાણ્યું કે, અમને પકડવા આવ્યા છે. આથી જે ધાડપાડુઓ બચવા પામ્યા હતા, તે ત્યાંથી પલાયન કરી ગયા. બહાદુર તેજાજી પણ લોહી વહી જવાથી શિથિલ થઇ ત્યાંજ ઢળી પડયા. ઘોડેસ્વારો તે ઘરની નજીક આવતાં ભયાનક દૃશ્ય જોઇને ચકિત થઇ ગયા અને ઘાયલ થયેલા તેજાજીને પૂછતાં તેમણે કહ્યું કે "મહાશય! હું આ ગામનો એક જાટ છું, એકાદું ખેતર છે તેનાથી જેમ તેમ ગુજરાન કરૂં છું. હું આજ ઘરમાં બેઠો બેઠો વિચાર કરતો હતો, એટલામાં સ્ત્રીઓના રોવાનો અવાજ આવતાં મારાથી રહેવાયું નહિ અને તલવાર લઇને દોડી આવ્યો. બહારના ધાડપાડુઓ પાસેથી ગાયો-ભેંસો છોડાવી, તેવામાં અંદરના ધાડપાડુઓ પણ મારી ઉપર તૂટી પડયા. ચાલ્યું ત્યાંસુધી લડયો, પણ ઘોડાઓની ખરીઓનો અવાજ

સાંભળીને એ ધાડપાડુઓ નાસી ગયા. શરીરમાંથી એટલું બધું લોહી વહી ગયું છે કે હવે જીવનની આશા નથી."

રાજકર્મચારીઓએ એ સાંભળીને કહ્યું કે " શૂરશિરોમણિ! તમે મહાઅદ્ભુત કાર્ય કર્યું છે. તમારો ત્યાગ પરમ પ્રશંસનીય છે. મિત્રવર ! તમને દરબારમાં લઇ જઇ રાજાજીને સર્વ વાર્તા અથ-ઇતિ કહીને તમને ઇનામ અપાવીએ." આથી વીરવર તેજાજીએ કહ્યું કે "મહાશયો ! આપની આવી કૃપામાટે સર્વને ધન્યવાદ આપું છું; પણ જો આપ મારા ઉપર પ્રસન્ન થયા હો તો અહીંથી થોડે દૂર હું બતાવું ત્યાં મને લઇ ચાલો. મેં એક સાપને કહ્યું હતું કે 'હું લૂંટારાઓને મારીને પાછો આવું છું.' જેથી એ નાગ મને નહિ ડસતાં એક બાજુ ચાલ્યો ગયો."

વીર તેજાજીની આવી આદર્શ વાણી સાંભળીને સર્વ રાજકર્મચારીઓ આશ્ચર્યચકિત થયા અને કહ્યું કે "નહિ નહિ, અમે તમને દરબારમાં લઇ જઇને ભારે ઇનામ અપાવીશું અને રાજવૈદ્ય પાસે સેવાચાકરી કરાવી પૂર્વે હશો તેવા આરોગ્ય બનાવી દઇશું." તેજાજીએ જોયું કે, આ રાજકર્મચારીઓ મને દરબારમાંજ લઇ જવા માગે છે; ત્યારે તે તેમને ધિક્કારતા જેમ ઉઠયા; અને તે સર્પના દર પાસે ગયા. થોડી વારમાંજ એક બાજુથી સર્પ આવતો જણાયો. રાજકર્મચારીઓએ પણ જોયું કે, સર્પ ઘણી ઝડપથી તેજાજીની તરફ આવી રહ્યો છે. સર્પે આવતાંજ તેજાજી ઉપર દોડ લગાવી, પણ કરડતાં ખમચી ગયો અને તેજાજીની આસપાસ ચક્કર મારવા લાગ્યો. તેજાજીએ ધાર્યું કે, શરીર લોહીથી ખરડાયલું હોવાથી અથવા લોહીવગરનું થવાથી આ સર્પ ડસતો નથી. આથી તેમણે તેના તરફ પોતાની જીભ બહાર કાઢી. તેજાજીની જીભ બહાર નીકળતાંજ તે પર સર્પે ડંશ કર્યો, અને વીરવર તેજાજી અલ્પ સમયમાં સુરપુર સીધાવ્યા.

રાજકર્મચારીઓએ તેજાજીનું શબ તેમની સ્રીને સોંપ્યું અને રાજાને આ હૃદયવિદારક સમાચાર કહેવા ચાલ્યા ગયા. દરબારમાં જઇને તેજાજીની સર્વ હકીકત કહી, જેથી રાજાએ પ્રસન્ન થઇને તેમના માનાર્થે પોતાના આખા રાજ્યમાં તેમની છત્રી અને પાવડી બનાવવાની આજ્ઞા આપી; તેમની સ્રીને જાગીર આપી, તેમની કુંવારી પુત્રીને યોગ્ય સ્થળે પરણાવી અને બન્ને બહેનોને સારી બક્ષીસ આપી.

અહા! વીરવર તેજાજીનો પ્રાણત્યાગ કેવો હૃદયદ્રાવક છે! આ મહાવીરના સ્મરણાર્થે અનેક રાસડા જોડાયા છે અને લોકોમાં હજી પણ લલકારીને ગવાય છે. આ દોહરો તો તે તરફ પ્રસિદ્ધજ છે કેઃ–

"तेजानेजा सौ हत्यो, सब डाकुन सरदार।
जीभहीं सर्प डसाय के, गयो स्वर्ग के द्वार॥"

વાંચનાર બંધુ! આ તેજાજીને આપણે કયા પ્રકારનો વીર કહીશું? તેણે કપડું વેચીને પણ અતિથિધર્મ બજાવેલો હોવાથી દાનવીર પણ છે. અસહાય સ્ત્રીજાતિપ્રત્યેની દયાને ખાતર પ્રાણાંતસુધી લડયો, તેથી દયાવીર અને યુદ્ધવીર પણ છે. તે ધારત તો સર્પને ક્ષણમાત્રમાં મારી નાખવા સમર્થ છતાં પગ મૂકાઈ જવાના ગુન્હા માટે, અને તેને આપેલા વચન માટે પ્રાણ આપીને ઋણ ચૂકવ્યું તેથી આપણે તેને ન્યાયવીર અને સત્યવીર પણ કહીશું. વંદન હો એવા મહાત્માને! વંદન હો તેમની જનેતાને! વંદન હો ભારત-માતાને! વંદન હો એવી સંસ્કૃતિના પાયા આટલા બધા ઉંડા નાખી જવાવાળા સનાતન આર્યધર્મના પ્રણેતા ઋષિમુનિઓને! અને વંદન હો એ સર્વવ્યાપી અને સર્વ કોઇના પરમ સુહૃદ્ પરમાત્માને!





# ૪૦—વીર હમ્મીરદેવ ચૌહાણ

જ્યારે ભારતવર્ષ મુસલમાનોના જુલમથી કચડાઇ રહ્યો હતો, હિંદુઓને જબરજસ્તીથી મુસલમાન બનાવાતા હતા અને મા-બહેનોની આબરૂ બચાવવી મુશ્કેલ થઇ પડી હતી, એવે સમયે રણથંભોરગઢમાં હમ્મીરદેવનો જન્મ થયો હતો. તેમનો બાલ્યકાળ આધુનિક રાજકુમારોની પેઠે હલકટ દરબારી નોકરોના સહવાસમાં અને નિર્દોષ જાનવરો મારવામાં વીત્યો ન હતો; પરંતુ તેમની વીર માતા સ્વધર્મનિષ્ઠ આર્યવીરોની વીરત્વભરેલી અસરકારક કહાણીઓ સંભળાવ્યા કરીને તેમના હૃદયપર પોતાના પૂર્વજોની વીરપ્રકૃતિના દિવ્ય સંસ્કાર અને ઉજ્જવળ કીર્તિનો પ્રકાશ પાડયા કરતી હતી. હમ્મીરદેવ મહાન ધીર-વીર બની શકયા, તેનું આ પણ એક ખાસ કારણ હતું.× તેમના સમયમાં વીર "હમ્મીરની હઠ" કહેવતરૂપે દેશભરમાં ચાલુ થઇ ગઇ કે:—

સિંહગમન પુરુષ વચન, કદલી ફૂલ એક વાર;
તિરિયા તેલ હમીર હઠ, ચઢે ન દૂજી વાર.

વાહ! હમ્મીરદેવ તમને ધન્ય છે, તમારી જનેતાને પણ ધન્ય છે અને તમારી હઠને પણ ધન્ય છે! તમે જેવા સાહસિક વીર હતા તેવાજ પોતાની ટેક જાળવવામાં અચળ હતા.

---

×અત્યારે તો ઘણીખરી હિંદુ સ્ત્રીઓમાં સ્વસંતાનોને આવું તેવું કહેવા-શીખવવા જેટલું જ્ઞાન-ચારિત્ર હોવાને બદલે 'બાવો આવ્યો' 'સાપ આવ્યો' 'વાઘ આવ્યો' એવો તેવો ભય આપી આપીને બાળકોને સદામાટે બીકણ અને નિર્માલ્ય બનાવવાની કળા (અથવા મૂર્ખતા) તો જ્યાંત્યાં ભરેલી છે. સરકારી શાળાઓમાં તો એવી તેવી વાતો યોજાય-શીખવાયજ શામાટે! પરંતુ રાષ્ટ્રભકતોને પણ પોતાને પૂજાવવા-વંદાવવાની ધગશ આડે આવી તેવી મુદ્દામ બાબતો સાથે લેવાદેવા જણાતી નથી!

આગળ પહેલી ચોપડીમાં 'બા ભૂ પા' એવા શબ્દો હતા, તે પણ હાલના સરકારી યોજકોના પ્રતાપે ફરી જઇને 'બા ચ્હા પા' થઇ ગયા છે! ચ્હાની સાથે વિલાયતી ચિરૂટ, બિસ્કુટ, માંસ, મદિરા વગેરેની પ્રેરણા ન ઉમેરાઇ એટલો તેમનો ઉપકાર!

એક વખત અલ્લાઉદ્દીન બાદશાહ પોતાની બેગમો સાથે શિકાર ખેલવા વનમાં ગયો; ત્યારે મીર મહમ્મદ મંગોલ નામનો સરદાર પણ તેમની સાથે હતો. શિકાર ખેલતાં ખેલતાં એ પાદશાહની મરાઠી બેગમ, મંગોલના સૌંદર્ય ઉપર મોહિત થઇ ગઈ; પરંતુ મંગોલ કોઇ પણ પ્રકારે બેગમની ઇચ્છા નહિ લેખવતાં સ્વામીભક્તિને વળગી રહ્યો. આથી એ બેગમ તેને ઠેકાણે પાડવાનો પ્રયત્ન કરવા લાગી. એક દિવસ પ્રસંગ જોઇને બાદશાહને આડું અવળું સમજાવવાથી તેણે મંગોલને મારી નાખવાનો નિશ્ચય કર્યો; પરંતુ કોઇ પ્રકારે એ વાત મંગોલને પહોંચતાં તે ત્યાંથી ચાલી નીકળ્યો; અને આશ્રયસ્થાન મેળવવા માટે રણથંભોરગઢમાં મહારાજ હમ્મીરદેવ પાસે પહોંચ્યો. ત્યાં મહારાજને બધી હકીકત કહીને પ્રાર્થના કરી કે "ઓ નરદેવ! આપની વીરતાની પ્રશંસા સાંભળીને હું શરણે આવ્યો છું." હમ્મીરદેવે તેને આશ્વાસન આપ્યું; અને ભીષ્મપ્રતિજ્ઞા કરી કે "હમ્મીર જીવતો છે ત્યાંસુધી તમને કોઇ પણ મેળવી શકશે નહિ." આ પ્રમાણે કહીને તેણે સરદારને શરણે લીધો.

આ બાજુ અલ્લાઉદ્દીન બાદશાહને મંગોલ નાસી ગયાના સમાચાર મળતાં તેની શોધ થવા લાગી. ગુપ્તચરોદ્વારા રણથંભોરની ખબર મળતાં બાદશાહે એક દૂત સાથે સંદેશો કહાવીને નમ્રતાપૂર્વક પોતાના અપરાધીને માગ્યો; પરંતુ હમ્મીરદેવે તે માગણી સ્વીકારી નહિ. છેવટે તે આશ્રિત સરદારે પણ પોતાને ખાતર બીજાપર આફત આવતી અટકાવવા માટે મહારાજ હમ્મીરને પ્રાર્થના કરી કે, મને જવા દો. મારે માટે લડાઇ જાગે, એ હવે મને નથી ગમતું; પણ મહારાજે પોતાનો ધર્મ ચૂકવાની સાફ ના પાડી.

આ તરફ બાદશાહે પણ હમ્મીરદેવ ઉપર ચઢાઇ કરવાનો હુકમ આપી દીધો. કેટલાય હજાર સવારો અને કેટલાય લાખ સૈનિકો લઇને અલાઉદ્દીન પોતે ચઢયો અને રણથંભોર પહોંચી જઇ કિલ્લાને ચોતરફથી ઘેરી લીધો. આથી હમ્મીરદેવના મંત્રી તેમને વિનવવા લાગ્યા કે "નાથ! આપની આજ્ઞા હોય તો સંધિ કરવાનો કંઈ ઉપાય કરીએ. કેમકે આટલી બધી વિશાળ સેના આગળ મુઠ્ઠીભર ક્ષત્રિયો શું કરી શકશે? માટે ચાલતાં સુધી નુકસાન વેઠવું યોગ્ય નથી." આમ છતાંયે વીર હમ્મીરદેવ પોતાની પ્રતિજ્ઞાથી તલમાત્ર ચલિત થયા નહિ અને પોતાના વીરોને ક્ષત્રિયોનાં કર્તવ્ય સમજાવ્યાં કે, જે શરણે આવે તેની પ્રાણસાટે પણ રક્ષા કરીને સ્વધર્મનું અને

ક્ષાત્રનીતિનું પાલન કરવું, એ તો ક્ષત્રિયોનો પરમ ધર્મ છે.

પછી તો બન્ને બાજુએથી યુદ્ધભેરી વાગવા લાગી. તૈયારીઓ તો પહેલેથીજ થઇ ચૂકી હતી. આ બાજુ હમ્મીરદેવના યોદ્ધાઓ સુસજ્જ થઈને ગઢ પાસે આવ્યા; પેલી તરફ બાદશાહની સેના પહેલેથીજ મોરચા માંડીને તૈયાર હતી. બન્ને બાજુથી તોપો છૂટવા લાગી; ઘમસાણ યુદ્ધ ચાલુ થઇ ગયું; સેંકડો વીરો ધરાશાયી થવા લાગ્યા; તોપો અને બંદુકોની ગર્જનાથી દશે દિશાઓ ધ્રૂજવા લાગી!

મહારાજ હમ્મીરદેવની એ સમયની પ્રસન્નતા, ઉત્સાહ અને વીરતા પૂરબહારમાં ખીલી નીકળ્યાં હતાં. મીર મંગોલે પણ એક એવું બાણ તાકીને છોડયું કે શાહના છત્રનો દંડ તૂટી પડયો! મહારાજ હમ્મીરદેવ પણ અસીમ વીરતા દર્શાવી રહ્યા હતા. દંડ તૂટી પડતાંજ શત્રુસેનામાં સ્તબ્ધતા છવાઇ ગઈ! બાદશાહનો ચહેરો ફિક્કો પડી ગયો અને હિંમત પણ ખૂટી ગઇ. તેણે વિચાર્યું કે, માત્ર એક સ્ત્રીના કહેવાથી મેં આ હમ્મીર જેવા વીર સાથે કયાં યુદ્ધ આદર્યું!

પાદશાહના કેટલાયે ઘોડા, હાથી અને વીર યોદ્ધા મરાઇ ગયા. આ તરફ હમ્મીરદેવની સેના દિવાલને ઓથે રહીને લડી રહી હતી એટલે તેમને વધારે નુકસાન થયું નહિ; અને એ મુઠ્ઠીભર વીરોએ વીરતાનો જે અસામાન્ય પરિચય આપ્યો, તે જોઇને બાદશાહ ઉપરાંત તેની સેના પણ ચકિત થઇ ગઇ!

છેવટે બાદશાહી સેનાના પગ પાછા પડ્યા; સૈનિકો આમતેમ જંગલમાં નાસી છૂટ્યા; અને સુલતાન પોતે પણ બચેલા લશ્કર સાથે નાસી છૂટયો. પરંતુ પછી કોઇ કારણસર નારાજ થયેલો હમ્મીરદેવનો ભાઈ રણમલ ચૌહાણ લાગ મળતાં બાદશાહને જઇ મળ્યો અને ગઢનો ભેદ બતાવી દીધો! જયચંદ ફુટતાં ભારતવર્ષની અને વિભીષણ ફુટતાં લંકાની જેવી દશા થઈ હતી, તેવીજ રણથંભોરની દશા ઘરનો માણસ ફુટવાથી થઇ. શાહે વળી પાછા રણથંભોરગઢ તરફ પહોંચી જઇને મોરચા માંડયા અને રણમલના બતાવેલા સ્થાને સુરંગ લગાવવા માંડી! આ સમાચાર હમ્મીરદેવને પહોંચ્યા; પરંતુ સ્વધર્મપાલન આગળ તેમને પ્રાણની પણ પરવા નહોતી.

મહારાજે ગંગાજળથી સ્નાન કરીને છૂટથી દાનપુણ્ય કર્યાં. પછી પૂજ્ય માતાના મહેલે જઈ તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા. આ બાજુ સેનાને પણ તૈયાર થવાની આજ્ઞા આપી હતી, એટલે સૌ યોદ્ધાઓ યુદ્ધના સાજ સજી તૈયાર થયા હતા. માતાએ

હમ્મીરદેવને આશીર્વાદ આપ્યા. તેમની માતા બીજી માતાઓ જેવી નહોતી કે જે પોતાનાં બાળકોને ઉંદર અને કૂતરાં-બિલાડાંથી ડરાવ્યા કરીને તેને હમેશને માટે બીકણ બનાવી દે! તે તો આદર્શ વીરમાતા હતી. આ સમયમાં તો એને ઉપમા પણ કોની અપાય! હમ્મીરની માતા તો હમ્મીરની માતા હતી. તેણે પુત્રને કહ્યું કે—

> તીરાં ઉપર તીર સહિ, સેલાં ઉપર સેલ;
> ખગ્ગાં ઉપર ખગ્ગ સહિ, રણુ સનમુખ સુત ખેલ.
> સન્મુખ છાતી મેં સહે, ઘાવાં ઉપર ઘાવ;
> પલક ના ઝંપે સપૂત નર, ચઢૈ ચૌગુનોં ચાવ.
> તિલતિલ તન કટિકટિ પરૈ, તેગાં મુખ મુવન્ન;
> દીધી તાહિ અસીસ મેં, નારી ગીત ગુવન્ન.
> જો જૂઝે તો અતિ ભલો, જો જીતે તો રાજ;
> દેતિ પુકારી મૈં સબૈ, મંગલ ગાવો આજ.

ધન્ય છે અને અનેક વંદન છે વીરમાતા તને અને તારા આ આશીર્વાદને! ભારતવર્ષને અત્યારે એવીજ માતાઓની જરૂર છે. આ બાજુ માતા સાથે આ પ્રસંગ ચાલતો હતો, એવામાંજ કેટલાયે મણુ દારૂ ભરીને સુરંગ ફોડવામાં આવી, જેથી એ મજબૂત કિલ્લાની કેટલીક દિવાલ તૂટી પડી, અને શાહની સેનામાં આનંદ છવાઇ જઇને સૌ ઉલ્લાસમાં આવી ગયા! હમ્મીરદેવ પણુ હવે ઘોડા ઉપર સવાર થઈ પોતાના બહાદુર વીરો સાથે દિવાલ તરફ ચાલી નીકળ્યા. જતી વખતે માતાએ કહ્યું કે, બેટા! ચિંતા કરીશ નહિ. ઈશ્વરની દયાથી તું રણુમાં વિજય મેળવીને પાછો આવજે; અને જો તું રણુક્ષેત્રમાંજ વીરગતિ પામીશ તો હું પણુ ઐતિહાસિક જૌહર કરી બતાવીશ, પણુ શત્રુનો હાથ કોઇને નહિ અડવા દઉં. યુદ્ધપ્રસંગનાં વિવિધ વાજાં વાગવા લાગ્યાં અને એવું ભયંકર યુદ્ધ જામ્યું કે જાણે ભીષ્માર્જુનનું ભયંકર યુદ્ધ થઇ રહ્યું હોય!

જે કાયર હતા તેઓ તો આ યુદ્ધ થવા પહેલાંજ નાસી છૂટયા હતા અને માત્ર જેઓ સાચા વીર હતા તેઓજ શત્રુઓની સામા જઈ ઉભા હતા. આ લડાઇ બરાબર સાત દિવસ અને સાત રાત સુધી ચાલી. લોહીની નદીઓ વહેવા લાગી. છેવટે હમ્મીરદેવ પોતાના પ્રાણુને હથેળીમાં લઈને સુલતાન ઉપર ત્રાટકયા અને શત્રુસૈનાના હાંજા ગગડાવી નાખ્યા. સુલતાનના સૈનિકો વળી પાછા ગભરાઇ જઇને પાછા ફર્યા અને સુલતાન પણુ પાછો રણુમાંથી નાસી છૂટયો! તેણે અત્યારસુધી આવો વીર કયાંય જોયો ન હતો.

પરંતુ અફસોસ! ભાવી પ્રબળ છે. જે બીજી રીતે થવા સર્જાયું હતું, તે તેવી રીતે પણ થયુંજ. હમ્મીરદેવ યુદ્ધમાં જીત્યા પછી ઘવાયલા તથા મરાયલા વીરોની વ્યવસ્થા માટે થોડાક રોકાયા; તે દરમિયાન નિશાન વગેરે પણ પહોંચી ગયાં. તેની સાથે હમ્મીરદેવ નહિ જણાવાથી કશું પૂછયાગાછયા વિનાજ સૌએ એમ માની લીધું કે મહારાજે યુદ્ધમાં વીરગતિ પ્રાપ્ત કરી છે. આથી તેજ ક્ષણે રાણીઓ, દાસીઓ, અન્ય વીરોની સ્ત્રીઓ વગેરે જોહર કરીને બળી મૂઆં! કેટલીયે મહેલોમાંથી કૂદી પડી; કેટલીયે કૂવાઓમાં કૂદી પડી અને કેટલીકોએ છરા અને કટારોથી પોતાના પ્રાણ ત્યજી દીધા!

આ પ્રમાણે આ જોહરમાં ૧૦ હજાર સ્ત્રીઓએ પોતાનાં બલિદાન આપી દીધાં. બીજી તરફ થોડીજ વારમાં વીર પતાકા ફરકાવતા વીર હમ્મીરદેવ મોટા મનોરથપૂર્વક પાછા ફર્યા; પરંતુ માર્ગમાંજ મહેલોના જોહરની ખબર સાંભળી! સાંભળતાંજ તેઓ સ્તબ્ધ થઇ ગયા. તેમનું દિલ હવે છેકજ તૂટી ગયું. તેમના અંતરમાંથી દુઃખભર્યાં વચન નીકળ્યાં કે " ભાવી પ્રબળ છે, મનુષ્ય ધારે છે કંઇ ને પ્રભુ કરે છે કંઇ! હવે તો રાજપાટ તેમને અત્યંત ફિક્કું લાગ્યું અને જીવવું પણ તદ્દન વૃથા લાગ્યું. આથી પછી પોતાના પુત્રને રાજગાદીએ બેસાડીને તરતજ તેમણે પોતાનું શરીર ત્યજી દીધું.

ધન્ય છે હમ્મીરદેવ! આજે આપનું પંચભૂતનું પૂતળું આ નશ્વર જગતમાં નથી; પરંતુ આપની વીરતા, ધીરતા અને કર્તવ્યપરાયણતાની ઉજ્જવળ કીર્તિ તો સૂર્ય અને ચંદ્ર પૃથ્વી ઉપર પ્રકાશશે ત્યાંસુધી ગવાયાજ કરશે; આપનાં ગુણગાન ક્ષત્રિયોમાં ક્ષાત્રધર્મ પ્રેરતા રહેશે; હિંદુસમાજનું મસ્તક આપ જેવા પૂર્વજના નામથી સદાયે ઉંચું રહેશે; અને આપનું ચરિત્ર હિંદુજાતિ સમજતી થશે, તો તેના સૂકાયેલા હાડમાં પણ વીરતાનો સંચાર થયા વગર નહિ રહે. આપે સંસારને ક્ષત્રીવટનો પાઠ આપ્યો છે અને બતાવી આપ્યું છે કે, ભારતવર્ષ એ કેવા કેવા મહાન વીરાત્માઓની જન્મભૂમિ છે. આવી રીતે બીજાઓનાં દુઃખ હરવા અને આશ્રિતોને આશ્રય આપવા પાછળ ભારતવાસીઓએ અનેકવાર તન, મન, ધન–સર્વ કાંઇ ન્યોછાવર કરી દીધાં છે. રામ, કૃષ્ણ, શિબિ, દધીચિ, મોરધ્વજ, હરિશ્ચંદ્ર, ધ્રુવકુમાર, મહારાણા પ્રતાપ, શૂર શિવાજી અને હમ્મીરની આ જન્મભૂમિને જગતભરમાં કોઇ પણ દેશ કરતાં અસામાન્ય કહી શકાય. ધન્ય ભારત! ધન્ય આર્યાવર્ત! વંદે માતરમ્!

સમાપ્ત

# वीरोचित सूक्तियों

સુભટ–શિરોમણિ નહીં ઉઠાતે કાપુરુષોં પર અપના હાથ,
કભી નહીં મૃગરાજ ઠાનતે અપના યુદ્ધ અજા કે સાથ.

× × ×

યદ્યપિ ટુકડે ટુકડે હો કર કટ જાતા હૈ સકલ શરીર,
કિન્તુ નહીં પીછે હટતે હૈં રણ–બાંકુરે લડાકે વીર.

× × ×

નિર્ભય નિડર ડટે રહતે હૈં કરને કો સૈનિક સંગ્રામ,
આત્મ–સમર્પણ કર કે કરતે નહીં કલંકિત કુલ કા નામ.

× × ×

કોટિ કોટિ સેના લખિ અરિ કી શૂર ન હોતે હૈં ભયભીત,
જય પાના અથવા મર જાના હી હોતી હૈ ઉનકી નીત.

("વીરસંદેશ" માસિકમાંથી)

# सैनिक–धर्म

મૈં હૂં સૈનિક સુભટ સમર કી રહતી હૈ મુઝ કો નિત ચાહ,
રણ–ભેરી સુન કર બઢતા હૈ ક્ષણ ક્ષણ મેં મેરા ઉત્સાહ.
અસ્ત્ર શસ્ત્ર કી ઝનકારોં મેં આતા હૈ મુઝકો આનંદ,
પી કર કે રિપુ–રક્ત ચાવ સે નિર્ભય ફિરતા હૂં સાનંદ.
રહતા હૈ સૂને શમશાનોં પર નિશદિન મેરા આવાસ,
હો કર બદ્ધ ખડા રહતા હૈ કુટિલ કાલ ભી મેરે પાસ.
બન કે ભીષણ હિંસક પશુ સબ છિપ જાતે હૈં મુઝે વિલોક,
મેરી સિંહગર્જના સુન કર દહલાતે હૈં તીનોં લોક.
ભલા કહો ફિર ક્યોં ભય ખા કર છોડૂઁ અપના સૈનિક ધર્મ,
કૈસે વિમુખ યુદ્ધ સે હો કર કરૂં કાયરોં કા સા કર્મ.

("વીરસંદેશ"માં લેખકઃ–'દિવ્ય કવિ')

# પૂર્વજોની વીરતા સ્મરો-પૂજો

આપણે ગુલામ એટલા માટે છીએ કે આપણામાં ગુલામ-જાતિના દુર્ગુણો મોજુદ છે; આપણા રાજનૈતિક, ધાર્મિક અને સામાજિક જીવનમાં અવળી ભાવનાઓ ફેલાયલી છે; આપણું જાતીય જીવન કુસંપનાં કાળાં વાદળોથી છવાયલું છે; અને આપણી દુર્બળતા, દુર્બુદ્ધિ અને કાયરતાથી શત્રુઓનું સૂતેલું પશુત્વ ઉત્તેજી રહ્યા છીએ. કેટલું ભયંકર પતન ! ગુલામજાતિનાં લક્ષણોનું કેવું બીભત્સ દિગ્દર્શન ! કોઇ પણ રાષ્ટ્રમાં અધોગતિ સારી પેઠે પ્રવર્તે છે ત્યારે તેની સભ્યતા સદાને માટે વિલીન થઇ જાય છે. આજે ભારતવર્ષની એવીજ દુર્દશા છે. શતાબ્દીઓથી પરસ્પરમાં વિરોધ કરીને અને હુમલાઓનાં દુ:ખો સહી સહીને ભારતની તે પ્રાચીન સભ્યતા—કે જે સંસારભરમાં સર્વશ્રેષ્ઠ અને અનુકરણીય મનાતી હતી—તે કોણ જાણે ક્યાંય અદશ્ય થઇ ગઇ ! કારણ કે અમ ભારતવાસીઓમાંથી ધર્મનિષ્ઠા, દેશભક્તિ, વીરતા, ઇત્યાદિ સદ્‌ગુણોનો સર્વથા અભાવ થઇ જઇને ભારતીય નવયુવકો કાયરતા અને સ્વાર્થના પોષક, રુઢિઓના ગુલામ, તથા જૂઠ-પ્રપંચનાજ પરમસેવક બની રહ્યા છે !

આપણા પૂર્વજોનાં હૃદયમાં સ્વદેશપ્રેમ છલોછલ ભરેલો હતો. તેઓ પોતાની માતૃભૂમિ ઉપર સર્વસ્વ નિછાવર કરવાને તૈયાર રહેતા. તેમનાં માનસ-મંદિરોમાં દેશભક્તિના ભાવો પૂર્ણરૂપે વિકસેલા હતા. પ્રસિદ્ધ જર્મન વિદ્વાન મેક્સમૂલર કહે છે કે:-" જો મારે સમસ્ત સંસારમાં પ્રકૃતિની આપેલી સઘળી સંપત્તિ, શક્તિ અને સૌંદર્યથી ભરેલો અને સાક્ષાત્ સ્વર્ગસમાન દેશ બતાવવાનો હોય તો હું કહીશ કે, તે ભારતવર્ષ છે." જો આપણે પ્રાચીન ભારતની વીરતા તથા દેશભક્તિ તરફ ધ્યાન આપીએ, તો બીજાં પણ એવાં પુષ્કળ પ્રમાણો મળશે કે જે આ અભિપ્રાયની સત્યતા દર્શાવી રહ્યાં છે. હિંદુજાતિની વીરતા વિપુલ, વિશુદ્ધ અને શત્રુઓનાં હૃદય ધ્રૂજાવનારી હતી. ભારતવાસીઓ જેવા અસામાન્ય વીર અને દિવ્ય મનુષ્યો આ ધરતીના કોઈ પણ ભાગમાં થયેલા જણાતા નથી. જ્યારે આપણે રામાયણ અને મહાભારતના વીર યોદ્ધાઓની વીરતા અને ધૈર્ય, નામ અને યશ, બળ અને પરાક્રમ, વીર્ય અને શૌર્ય, વગેરે ગુણોનું સ્મરણ કરીએ છીએ ત્યારે આશ્ચર્યમાં ગરકાવ થઇ જઇએ છીએ. રામ અને લક્ષ્મણ, સગર ને બલિ, અર્જુન ને ભીમ, કર્ણ ને કૃપાચાર્ય તથા દ્રોણ અને ભીષ્મનો ખ્યાલ આવતાંજ આપણું મસ્તક નમી જાય છે.

નંદ-નંદન ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર તેમના પ્રિય ગોપ અને જ્યેષ્ઠ

ભ્રાતા બળદેવની યશ-સૌરભ સર્વત્ર સર્વમાન્ય અને અદ્વિતીય છે. લોકો કહે છે કે, ગ્રીક-ધર્મગ્રંથનો હરક્યુલિસ સૌથી બળવાન હતો અને તેનું પરાક્રમ વર્ણનાતીત હતું; પરંતુ તેઓ ભૂલી જાય છે કે, તે તો આપણા બળદેવજીજ હતા! આ વાતને લગભગ બધાયે પુરાતત્ત્વશોધકોનો ટેકો છે. એ આશ્ચર્યની વાત તો અવશ્ય છે, પરંતુ આધુનિક સંશોધકોની શોધોએ એ વાત પ્રત્યક્ષરૂપે રજુ કરી છે. રાજસ્થાનના ઇતિહાસના રચનાર ટૅાડ મહાશયનું કથન છે કે, સંસ્કૃતના " **हरि-कुल-ईश** " એ શબ્દ ઉપરથી હરક્યુલિસ શબ્દ બનેલો છે. મેધાસ્થિનીસને આધારે ઓરિયન મહોદય પણ કહે છે કે. હરક્યુલિસ ભારતવાસી હતો. વળી ડાયોડોરસ વગેરે બીજા પણ ઇતિહાસજ્ઞો અથવા પુરાતત્ત્વસંશોધકોએ એ કથનનું સમર્થન કરીને ભારતવાસીઓના વિપુલ પરાક્રમને આદર્શરૂપ દર્શાવ્યું છે. હવે અમે તેમની વિશુદ્ધિનો પરિચય આપવો જરૂરી માનીએ છીએ. અન્યાય, અત્યાચાર તથા શરણાગતો ઉપર ક્રૂરતા કરવી, એ હિંદુ યુદ્ધ-ધર્મના નિયમ પ્રમાણે નિષિદ્ધ છે. તેમની યુદ્ધનીતિ અતિશય શૌર્યથી ભરેલી, અને કરુણાપૂર્ણ હતી. તેઓ નિઃશસ્ત્ર શત્રુ, સ્ત્રી, વૃદ્ધ, બાળક અને હારેલા ઉપર હાથ ઉઠાવવામાં પાપ માનતા હતા.

પ્રાચીન મહાપુરુષો સિવાય આ દેશમાં બીજા પણ અનેકાનેક વીરો થઇ ગયા છે કે જેમની પ્રશંસા વિદેશીઓ પણ કરે છે અને જે મહાપુરુષોના પ્રતાપે આજે ભારતવર્ષ પતિત દશામાં પણ જીવતું અને આકર્ષક રહ્યું છે. શું યૂરોપ વગેરે બીજા દેશોમાં આવા અનુકરણીય વીરો થયેલા જાણવામાં આવ્યા છે? કદાપિ નહિ!

રાજસ્થાન કે જેણે દિલ્હીશ્વરના અથાગ બળને પણ પાછું વાળ્યું હતું તે જગવિખ્યાત છે. " **दिल्लीश्वरो वा जगदीश्वरो वा**" ની કહેવત એ રાજપૂત વીરો આગળ કશા હિસાબમાં નહોતી. કેમકે તેમની રણભેરીના ગગનભેદી અવાજોથી દિલ્હીનું સિંહાસન ડોલી ઉઠયું હતું. તેમની વીરતા જોઇને યવનસમ્રાટ દિંગમૂઢ થઈ જતો હતો. આપણે બાપ્પા રાવળનું જીવન ધ્યાનમાં લઇએ છીએ, ત્યારે એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ મળી રહે છે. નિમેજના સરદાર સુરતાનસિંહ માત્ર ૧૮૦ સાથીઓ સાથે ૮૦૦૦ સૈનિકોની સામે થઇ વીરગતિને પામ્યા હતા. આ તો અલૌકિક સાહસનું એકજ ઉદાહરણ છે અને એવાં તેમજ એથી પણ ચઢી જાય એવાં વીરકાર્યોથી આપણા પ્રાચીન ઇતિહાસ અને પુરાણો ભરેલા છે.

વીરતા સિવાય રાજપૂતોમાં ક્ષમાનો પણ એવોજ આદર્શ હતો પરંતુ અંતે એજ ક્ષમા અપાત્રે અપાવાથી આપણા દેશને અત્યંત નુકસાનકારક નિવડી હતી. જો તિરૌરીના પ્રથમ યુદ્ધમાંજ મહંમદ ગોરીને મારી નાખ્યો હોત તો મહારાજ પૃથ્વીરાજને કદાપિ એવા

માઠા દિવસો દેખવા પડત નહિ. ઔરંગઝેબને કેટલીયે વાર રાજપૂતોથી હારવું પડયું હતું અને તેના પ્રાણ લેવા એ રમત વાત હતી; પરંતુ રાજપૂતોએ તેના ઉપર અત્યાચાર કર્યો નહિ. ચિતોડના મહારાણાએ ઔરંગઝેબનો રસ્તો રોકીને તેની વિચિત્ર હાલત કરી મૂકી હતી. તેની બેગમને ઉદેપુરનરેશ સમક્ષ કેદીતરીકે લાવવામાં આવી; પણ રાણાએ વીરોચિત ભાવ જરા પણ નહિ છોડતાં તેને સન્માનપૂર્વક દિલ્હીશ્વર પાસે મોકલી દીધી.

મહારાણા પ્રતાપનો અખિલ પ્રતાપ તો આજે પણ ભારતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરોમાં લખેલો છે. એ પ્રાતઃસ્મરણીય વીરશિરોમણિ તથા આદર્શ દેશભક્તનું ચરિત્ર સ્મરણ કરીને એવો કયો હિંદુ હશે કે જેના હૃદયમાં એક વાર કરુણા, પ્રેમ તથા વીરતાનો પ્રવાહ વહેવા ન લાગે ? કર્નલ ટૉડના રાજસ્થાન ઉપરથી સમજાય છે કે, મહારાણા પ્રતાપે પોતાના પસંદ કરેલા પાંચસો સાથીઓ સાથે વીસ હજાર મોગલોનો સામનો કર્યો હતો. એ વીરતા અલૌકિક છે, તેમ અદ્વિતીય પણ છે. શું નેપોલિયનનો ઇતિહાસ એના કરતાં ઉજ્જ્વળ છે ? શું કોઇ વાર વેલિંગ્ટને પણ આવો સામનો કર્યો હતો ? જે પ્રતાપ રાણાએ હિંદુધર્મની પ્રતિષ્ઠા રાખી અને ભારતના દેશ-વાત્સલ્ય અને વીરતાના ઉત્કૃષ્ટ ગુણોને અંતિમ સીમાપર્યંત પહોંચાડયા; જેમણે દેશ-પ્રેમને કારણે પચ્ચીસ વર્ષો સુધી કઠિન દુઃખો સહન કરવા છતાં મસ્તક નમાવ્યું નહિ; તેઓ આજે પણ સંસારના વીરપુરુષોમાં અગ્રગણ્ય ગણાતા રહ્યા છે. આવા મહાન આત્માઓના જીવનમાંથી આપણે શું શિક્ષણ લેવું જોઇયે; તે તો નવયુવકો પોતે પણ વિચારી શકે તેમ છે. એક કવિએ કહ્યું છે કે "મહાન પુરુષોનાં જીવનો આપણને યાદ આપે છે કે, આપણે પણ ધારીએ તો આપણા જીવનને ઉન્નત બનાવી શકીએ તેમ છીએ."

દુર્ગાદાસ રાઠોડનું નામ તો આજે પણ ભારતના ઇતિહાસમાં અમર છે. તેમના વિશ્વને ધ્રૂજાવનાર ઉગ્ર સ્વરૂપનું દર્શન થતાંજ મોગલોની નાડીઓ બંધ થઈ જતી હતી. દુર્ગાદાસને કેટલાંય પ્રલોભનો દેખાડવામાં આવ્યાં, પરંતુ તે પોતાના કર્તવ્ય-માર્ગમાંથી જરા પણ ડગ્યા નહિ. તેમને તો રણમાં હથિયારોના ઝણકાર, ઘોડાઓના હણહણાટ અને બંદુકોના અવાજો સવિશેષ ઉત્તેજિત કરતા હતા. મોગલ સમ્રાટ્ ઔરંગઝેબ પોતાના જીવનમાં માત્ર બે માણસોથી ડરતો હતો. એક તો વીર દુર્ગાદાસ અને બીજા મહારાષ્ટ્રપતિ શિવાજી મહારાજ! એક વખત ઔરંગઝેબે આ બે મહાપુરુષોનાં ચિત્ર બનાવરાવ્યાં; પરંતુ એમાં અશ્વારોહી રાઠોડને ભાલા સાથે સ્વાર થયેલો જોઇ સમ્રાટ્ બોલી ઉઠયો કેઃ—"હું પેલા શિવાજીને તો

ફસાવી શકયો છું; પરંતુ આ દુર્ગાદાસે તો અમને દુઃખ દેવાનેજ જન્મ લીધો છે." *

મહારાષ્ટ્રપતિ શિવાજી મહારાજનું નામ ઇતિહાસનાં પાનાંમાં સદાયે સુવર્ણાક્ષરોમાં લખાતું રહેશે. જે અલૌકિક વીરતા અને ધૈર્યથી તેમણે પડતી જતી હિંદુજાતિની તથા રાષ્ટ્રની સેવા કરી હતી તે સર્વથા પ્રશંસનીય છે. હિંદુ ધર્મ, હિંદુ નારીઓ અને હિંદુ સભ્યતાને ખાતર જરૂર પડે તો પ્રાણ પણ આપવો, એ તેમના જીવનનો

---

* ત્યાગભૂમિના હમણાંનાજ એક અંકમાં છપાયું છે કે:-

**'जननी सुत ऐसो जणे, जैसो दुर्गादास।'**

બહુત દિન હો ગયે. ૨૨૦ વર્ષ પહલે કી બાત હૈ. મારવાડ કે એક સાધારણ ગૃહ મેં એક બાલક પૈદા હુઆ થા; ઉસ સમય કૌન જાનતા થા કિ વહ અપને શૌર્ય કી જ્વાલા મેં મારવાડ કા સંપૂર્ણ કલંક ભસ્મ કરદેગા!

ભારત કા ભાગ્યાકાશ, અંધેરે મેં ડૂબા જા રહા થા. અસહિષ્ણુતા ઔર અનુદારતા કે બાદલ ઉસમેં ઘિર રહે થે. ઔરંગઝેબ કી ધર્માન્ધતા તાંડવ કર રહી થી. ઉસકી અજ્ઞાન કી પ્યાસ ખૂન કે કિતને સોતે સોષ ગઇ; કિતની માતાએં, કિતને બચ્ચે અનાથ હો ગયે! શાસન મેં નીતિ કી કોઇ મર્યાદા થી નહીં; સ્વેચ્છાચારિતા કા સાર્વત્રિક અભિનય હો રહા થા. ઐસે સમય પશ્ચિમ કે મરુસ્થલ સે બાદલોં કે કલેજે ચીરતી હુઇ એક બિજલી કડકી. વીરતા ને અત્યાચાર કા ગલા ઘોંટ દિયા.

બિજલી કી વહ ચિનગારી મારવાડ મેં ફિર નહીં ચમકી. દુર્ગાદાસ કી વહ હૂંકાર ફિર નહીં સુની ગઇ. આજ તો કયા સુનાઇ દેગી?

આજ (૩૦ અગસ્ત કો) ઉસ રાઠૌર-વીર દુર્ગાદાસ કી જન્મતિથિ પડતી હૈ, જિસને રાજપૂતાના કી સચ્ચી વીરતા કા એક નમૂના ભારત કે ઇતિહાસ મેં રખ્ખા થા. આજ હમ પંગુ હૈં; અસહાય હૈં; કાયરતા હમારી ઢાલ હૈ; જીવન આત્મ-વંચના કે ઘાવોં સે જલ રહા હૈ. હમ ઉસે કયા સમઝેંગે? દુર્ગાદાસ કો સમઝને કે લિયે દુર્ગાદાસ હોના ચાહિયે. ઉસકી-સી વીરતા ઔર ઉદારતા, ઉસકા-સા સાહસ ઔર આત્મોત્સર્ગ હમ કહાં પાયેં? હમ તો ઉન પ્રકાશમાન સ્મૃતિયોં કી વેદી પર સિર ઝુકા કર ઉસ મહાપુરુષ કો પ્રણામ કર સકતે હૈં. ઔર હમારે પાસ કયા હૈ?

ઓ રાજપૂતાના! તેરે, સદૈવ જલનેવાલે બાલુકણ એક દિન જિસ વીર કે તેજ સે જીવનમય હો કર કાંપ ઉઠે થે, ઉસકી યાદ મેં દેશ કી અગણિત માતાઓં સે પ્રાર્થના હૈ કિ-

**"जननी सुत ऐसो जणे, जैसो दुर्गादास।"**

મહાન ઉદ્દેશ હતો; અને તેથીજ તેઓ સદાયે ભારે મુશ્કેલીઓ સહન કરવા છતાં પોતાના કર્તવ્યમાર્ગ પર ખડા રહેતા હતા. ત્યાગવીર ગુરુ ગોવિંદસિંહે પણ ધર્મને ખાતર પોતાના પ્રાણનું બલિદાન આપ્યું, પણ પોતાના હિંદુધર્મની અવગણના કરી નહિ. તેમના બન્ને પુત્રો દિવાલમાં ચણાઇ ગયા તેમણે પણ અફસોસનો એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી.

વીર વૈરાગીનું નામ લેતાં તો આજે પણ રોમાંચ થઇ આવે છે અને આજે પણ અમે એ મહાત્માના નામ ઉપર બે ચાર આંસુ પાડયા સિવાય રહી શકતા નથી.× એ ત્યાગી વીરને જે કાયરતાપૂર્વક મારવામાં આવ્યો તે મુસ્લીમ ઇતિહાસને માટે સ્થાયી કલંકરૂપ છે.

અમારી આગલી સભ્યતા તો લુપ્તવત્ થઇ ગઇ છે, છતાં આજે અમને તેની ક્ષીણ અને ઝાંખી જ્યોતિ પણ દેશોદયનો માર્ગ દર્શાવી રહી છે. હિંદુધર્મના અનેકાનેક પ્રાચીન મહાપુરુષોની પુણ્યસ્મૃતિ આજે પણ અમને કર્તવ્યને માર્ગે આગળ વધવાને પ્રેરી રહી છે. જો કે એ પુણ્યસ્મૃતિઓ પૂરા તેજસ્વી રૂપમાં આપણને પ્રાપ્ત નહિ થતાં પ્રાચીન ગૌરવના ઝાંખા નમુના તરીકેજ પ્રાપ્ત થાય છે; અને અમે પણ પદદલિત ગુલામો અને હીઝડા જેવા બની બેઠા છીએ; છતાં એ પુનિત પૂર્વજોનાં એ સાધારણ જેવાં ચરિત્રો તરફ પણ અમે કાળજીપૂર્વક ધ્યાન આપીએ અને એ વીરાત્માઓના માર્ગને અનુસરીએ; તો આજે પણ અમે અમારી ઉન્નતિ અવશ્ય સાધી શકીએ તેમ છીએ. હા, અમો ભારતવાસીઓ હજી પણ જો અમારાજ સ્વાર્થ અને લોભ-લાલચને વળગી રહીશું અને દેશસેવાના નામે પણ મુરદાલ, અક્કલહીણ અને શોખીન બનાવનારી હાલની વિચિત્ર કેળવણીના કુકર્મમાં મચ્યા રહીશું; ત્યાંસુધી તો અમારી તરફ આંગળી કરીને સર્વ સ્વતંત્ર દેશો જે કાંઈ કહેતા આવ્યા છે, તેજ કહ્યા કરશે કે "બિચારા આ ભારતવાસીઓ આવા જાગૃતિના જમાનામાં પણ કાયર, હીઝડા અને ગુલામજ રહેવામાં સૌભાગ્ય માની રહ્યા છે!" કેવી બદનામી! પણ પડી છેજ કોને! હીઝડાપંથી જેવી ભાષણોની જબાંદરાજી, વેશ્યાપંથી જેવા ભપકા સપકા, અને મૂડી પંથીઓની ધોળા દિવસની લૂંટફાટો, તથા ગુલામો ઘડવાનાં કારખાનાં જેવી શાળા-કોલેજો તથા સરકારી નોકરીઓની સેવાના પ્રતાપે જ્યાંસુધી મેવા ઉડાવાતા ચાલે છે; જ્યાંસુધી કુડકપટથી પૈસાદાર બનવું, નભવું અને શેઠીઆમાં ખપવું શક્ય છે; જ્યાંસુધી દેશસેવાને નામે પણ લગભગ સરકારીયું શિક્ષણ

× એ વીર વૈરાગીનું ચરિત્ર આમાં નથી; પણ હવે પછી પ્રસિદ્ધ થનારા વીરચરિત્ર અથવા સંત ચરિત્રમાં તે આવવા સંભવ છે.

મપાયા કરે છે; અને આવું તેવું ગમેતેટલું ચાલે તોપણુ જ્યાંસુધી શના સ્વયંસેવકો અને બડેખાંઓમાં ખપવું-ખપાવવું શકય છે; ાંસુધી ઝખ મારે છે ભારતવાસીઓની બધી મહત્વાકાંક્ષાઓ, જબાં-રાજીઓ અને કલમબાજીઓ !

અસ્તુ. ટુંકમાં એજ કે અમારે અમારા પૂર્વજ વીરાત્માઓ ને ધર્માત્માઓના માર્ગોએ ચાલવાની જરૂર છે અને એ સિવાય મારે માટે બીજો માર્ગજ નથી. અમારામાંના ઘણાખરા માણસો ોતાનું હિંદુત્વ-આર્યત્વ-ખોઈ બેઠા છે; અમારૂં ભયંકર અધઃપતન યું છે અને ભારતવર્ષ માટીમાં મળી ગયું છે; તે બદ્દલ ભારત-ાતાના કલેજામાં પડેલા ઉંડા ઘા માત્ર એક સ્વાર્થત્યાગપૂર્વ અપા-ારા વીરત્વના અને દૈવી સંપત્તિના સાચા શિક્ષણુથીજ ભરાઇ શકે મ છે. સાધુ વસવાણીજી ઠીકજ કહે છે કેઃ—

**“ હું વિનયપૂર્વક કહેવા ઇચ્છું છું કે, વર્તમાન ભારત ને આધુનિક જગતને માટે હિંદુ સભ્યતા ઘણીજ ઉપયોગી ઇ શકે તેમ છે. માટે દેશમાં સર્વત્ર ગુરુકુળો, આશ્રમો ને હિંદુ સભ્યતાનું શિક્ષણ આપનારાં નાનાં મોટાં વિદ્યા-યો ખોલવાની ઘણીજ આવશ્યકતા છે. ”** સાચું પૂછો તો ઈ પણુ જાતિની સંસ્કૃતિના અધ્યયનથીજ સાચી જાગૃતિ અને ઉન્ન-નો પાયો યોજાઇ પુરાઇને મજબૂત થઇ શકે તેમ છે; માટે ઉઠો ! ંદુઓ જાગો ! ! અને સ્વધર્મ અને કર્તવ્યને માર્ગે આગળ વધો ! ! ાગળ વધો ! ! !

( ‘હિંદૂપંચ’ના શ્રીકૃષ્ણુાંકમાંથી શ્રી. બદરીનાથ પાંડેયના લેખ ારથી નિયોજિત )



# वीरतामां स्त्रीओनो प्रताप

માતાઓ અને બહેનો! આપણા શાસ્ત્રકારોએ સ્ત્રીઓનો દરજ્જો ઉંચો અને ઘણોજ માનભર્યો રાખ્યો હતો; તેથીજ સ્ત્રીઓમાં શીલ અને ચારિત્ર્ય સાથે બળ, તેજ, પરાક્રમ અને શૌર્ય અસાધારણ રહેતું; તેથીજ દેશમાં જ્ઞાન, શક્તિ અને સંપત્તિ અખૂટ હતાં; અને તેથીજ ભારતવર્ષમાં અનેક મહાન પુરુષો, ધર્મવીરો અને કર્મવીરો નીપજતા અને તમામ જનસમાજ સ્વતંત્ર તથા સ્વધર્મકર્મપરાયણ રહી સર્વ પ્રકારની સુખસંપત્તિ માણતો હતો.

પણ પાછળથી સ્ત્રીજાતિના એ શ્રેષ્ઠ અધિકાર છીનવી લેવાઇ તેને શૂદ્ર તથા અબળા બતાવાઇ; ત્યારથી ભારતવાસીઓ પણ તેમને પેટે તેવાજ અવતરવા લાગ્યા, અને ઉત્તરોઉત્તર આખો ભારતવર્ષ કર્મથી, ધર્મથી, કલાકૌશલ્યથી અને ગુણ–પરાક્રમથી હીન થતો ચાલ્યો.

આ જગતમાં પ્રભુએ સ્ત્રીસમાન અન્ય કોઈ શક્તિ પેદા કરી નથી, અને તેથીજ તેને શક્તિ અને વીરાંગના કહેવામાં આવતી હતી, કે જે વિશેષણ સ્ત્રીજાતિને ભાગ્યેજ અન્ય દેશની કોઇ ભાષામાં અપાયું હશે.

ભારતવર્ષના ઇતિહાસપરથી તો સ્પષ્ટ કહી શકાય કે, તેને માટે સ્ત્રીવર્ગે પોતાનો સારો હિસ્સો આપ્યો છે. તદ્દન હાથમાંથી જતી રહેલી બાજીઓ પુનઃ પ્રાપ્ત કરવામાં અહીંની સ્ત્રીઓએ વારંવાર પોતાના આત્માને ચેતવ્યો છે અને તેથીજ દેશ, ધર્મ અને જાતિની દશા આવી રહી શકી છે. એ દેવીઓએજ અત્યંત વિકરાળ બનીને બીલકુલ રાક્ષસ જેવા શત્રુઓના ભારથી ધરાને હલકી કરી છે અને પ્રજાને ત્રાસથી બચાવી લીધી છે. હકીકત હાવી છે, તેથીજ તે તે દિવ્ય નારીઓને આપણે આજ પણ અસૂરમર્દિની, દૈત્યવિનાશિની, મહાકાલી ઈત્યાદિ નામોથી યાદ કરીએ છીએ. એક જૈન રાજાના ઇતિહાસનો બનાવ છે કે જયારે એક મહાન રાજા તેના રાજ્યપર ઓચિંતો ચઢી આવ્યો ત્યારે તેના થોડાક લશ્કરની સાથે પ્રજાની સ્ત્રીઓ પણ પોતાની મેળે જોડાઈ હતી, અને ચઢી આવેલા લશ્કરને તેમણે મારી હઠાવીને પોતાના રાજ્યની રક્ષા કરી હતી.

રાજપૂતો શૂરવીરતામાં અમર નામના પ્રાપ્ત કરી ગયા, તેમાં પણ રાજપૂત રમણીઓના ભવ્ય અને તેજોમય એવા દિવ્ય પ્રાણ રેડાયલા હતા. કારણ કે તેઓ કાયરને તો પરણતીજ નહિ, રણમાંથી જીત્યા વગર પાછા વળેલાનું તો મોં પણ તેઓ જોતી નહિ, પોતાના બાળકને દાસીનું ધાવણ કદી પણ તેઓ ધવરાવતી

નહિ. અને જો ભૂલે ચૂકે તેવો બનાવ બની જતો તો તે તેને ફેરવી ફેરવી ઓકાવીને કાઢી નાખતી. કુમારોને હાલરડાં પણ તે મહાન યોદ્ધો બને એવાજ પ્રકારનાં સંભળાવતી. પરણવાની ક્રિયાદરમિયાન પણ જો દેશ કે જાતિપર આપત્તિ આવી પડતી તો તે પોતાના પતિને બાંધેલ મીંઢળે ત્યાંથીજ રણસંગ્રામમાં વિદાય કરતી અને જો તે પોતામાં પતિનો પ્રેમ વળગી રહેતો દેખતી તો પોતાનું માથું પોતાને હાથે ઉતારી આપીને તેને એક પૂરો વીરવર અને બલિદાની બનાવી દેતી. વખત પડયે તેઓ પોતે પણ તેની સાથે અસ્ત્ર-શસ્ત્ર સજી ઘોડેસ્વાર થઇને મહાન ધીરવીરની પેઠે રણમાં લડતી અને યોદ્ધાઓમાં શૌર્યની જ્યોતિ જરા પણ કમતી થયેલી જણાતાં પોતાના જીવતા દેહની આહુતિ અગ્નિમાં આપી દેતી; અને તેમ કરીને તેનામાં પેઠેલી દુર્બળતા, મોહમમતા, વૈભવવાંચ્છના અને સંકીર્ણતાનાં તત્ત્વોને ભસ્મીભૂત કરી નાખતી, અને વીરધર્મની દિવ્ય જ્યોતિ પ્રકટાવીને આખા બ્રહ્માંડને ધ્રૂજાવી મૂકતી. તેઓની એવી અદ્દભુત ગૌરવભરેલી ગાથાઓ આજે પણ આપણને અનેરાં મહત્ત્વ ને ચૈતન્ય આપી શકે છે.

ત્યારબાદ મરાઠાકાળનો અભ્યુદય આપણું લક્ષ ખેંચે છે. તે સમયની સ્ત્રીઓ પણ આકાશમાંના ધ્રુવ અને સપ્તર્ષિ તારાઓની જેમ ચમકી રહેલી જણાય છે. પ્રાતઃસ્મરણીય માતા જીજાબા જેમણે હિંદુપત પાદશાહીના સ્થાપક મહાન છત્રપતિ મહારાજ શિવાજીને જન્મ આપ્યો હતો કે જેઓ તેમના મરણપૂર્વે માત્ર ૧૦ મિનિટ પહેલાં રણમેદાનમાં એક હાથમાં ભગવો ઝુંડો ને બીજા હાથમાં ભવાની-અર્થાત્ કાતિલ સમશેર લઇને શત્રુઓનો સામનો કરી રહ્યા હતા. ઝાંસીની મહારાણી લક્ષ્મીબાઇ, ઇંદોરનાં મહારાણી અહલ્યાબાઇ તથા કોલ્હાપુરનાં મહારાણી તારાબાઇ ઇત્યાદિ મરાઠા જાતિને શોભાવનારી અનેક માતાઓના હોંકારાથી આજે પણ દિશાઓ ગાજી રહી છે.

તે પછી મહાન પ્રકાશમાં આવેલી શીખ પ્રજા કે જે અસામાન્ય બહાદુર હતી તેમનો સમય આવે છે અને તેમના પણ અભ્યુદયનું એજ એક સબળ કારણ જણાઇ રહે છે. સુજ્ઞજનો જાણે છેજ કે, તેમનો સ્ત્રીવર્ગ અગાઉની પેઠે આજે પણ પોતાના પતિ, પુત્ર કે બાંધવને જો સ્વમાન, સ્વધર્મ કે સ્વદેશની રક્ષા કાજે લડતાં વીરગતિને પ્રાપ્ત થતા જુએ-જાણે છે, ત્યારે તેમની સ્ત્રીઓ જરાપણ રડતી કકળતી નથી.

ત્યારબાદ આપણી નવસ્વરૂપે પ્રકટ થયેલી આર્યજાતિ(આર્યસમાજ)-નો સમય શરૂ થાય છે. આપણો સિતારો પંજાબમાં અદ્દભુત છે. મને કહેવા દો કે, આમાં પણ આપણી બહેનપણીઓના આત્માનો જુસ્સો જેવો તેવો નથી. ભારતવર્ષની અંદર આ એક અપૂર્વ બનાવ હતો કે, ૨૫ વર્ષપર એક ઉત્સવપ્રસંગે નગરકીર્તનને અટકાવવા કે બગાડી

દેવા માટે થયેલી તજવીજો જાણવામાં આવતાંજ એકદમ ૫૦૦થી વધુ સ્ત્રીઓ કોઇ પણ રીતે નહિ માનતાં હાથમાં કટારો લઇને સૌને મોખરે આવી ખડી થઇ હતી! મથુરાંમાં બે ત્રણ વર્ષપર થયેલા દયાનંદ શતાબ્દીના અકથનીય નગરકીર્તનમાં સ્ત્રીઓની લગભગ અઢી હજાર-થી વધુ સંખ્યાની ભવ્ય હાજરી અને તેમણે લીધેલો ભાગ પણ કંઇ ઓછી વાત ન હતી.× આપણીજ વાત કહું. લગભગ ૧૨ વર્ષપર સુરત આર્ય પરિષદ્ વખતે નગરકીર્તનમાં કંઇક હરકત આવી પડતાં તુરતજ સ્ત્રીઓ આગળ આવીને ચાલવા લાગી અને બખેડા-ખોરો ભયભીત થઇ પલાયન થઈ ગયા! પ્રસંગોચિત આપને વિનવવા દો કે, જો આર્યોને એક જાતિરૂપમાં આણીને આપણો અભ્યુદય સત્વર સાધવો હોય તો આપના જાહેર જુસ્સાભર્યા પ્રતાપો હવે સત્વર પ્રકટાવો.

પારસી કોમની બહાદૂરી પણ તેની સ્ત્રીઓની હિંમતને આ-ભારી છે કે જેઓ એક કાળે રણમેદાને પણ લડી હતી. ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે.

શું સમગ્ર દેશના સર્વ વર્ગની સ્ત્રીઓની મનોભાવના આવી જીવંત અને બલવંત રાખવામાં આવી હોત તો એ શક્તિસ્વરૂપી સ્ત્રી-જાતિની બહેનપણી જે સ્વતંત્રતા તે અહીંથી રીસાઈ જઇને પોતાના સ્થાને પોતાની દાસી પરાધીનતાને આપણા નશીબે વળગાડી જાત?

કહેવાનો હેતુ એજ છે કે, આવી રીતે જ્યાં સ્ત્રીઓનાં જીગર જ્યોતિભર્યાં ને ઉછળતાં હોય છે; ત્યાંજ તેમની સહાયતા, અનુ-કૂળતા અને બલવંત પ્રેરણાઓ પ્રાપ્ત થઈ શકે છે; અને તેથીજ પુરુષો સર્વ મુશીબતોનો હોંસે હોંસે પ્રતીકાર કરીને, કાર્યની સિદ્ધિ કરીને અને વિજયને વરીને હમેશાં ઉન્નત ખમીરે રહી શકે છે.

(શ્રી. શિવદાસ ચાંપશીના ભાષણ ઉપરથી યોજિત.)



# एक वीरात्मानी हाकल

હે ભારતનાં બાળકો! એટલું યાદ રાખજો કે "અમે શું કરીએ?—અમારાથી શું થાય?" એ વિચારો જ્યારે તમારા મનમાંથી નાશ પામશે ત્યારેજ તમારાથી કંઈ થઇ શકશે. એ પણ ખ્યાલ રાખજો કે "તમે કોઇ પણ કામની શરૂઆત કરશો એટલે કેટલાંક વિઘ્નો તો આવશેજ; પણ તે વખતે જો તમે તેને સહન કરી લઇને દૃઢતાથી આગળ વધશો તો તે પણ આપોઆપ દૂર થઈ જશે અને તમને વિજયજ મળશે. અને જય ન પણ મળ્યો તો તમે તમારી ફરજ બજાવી છે, એવી ખાત્રી તમારૂં મન પૂરશે, તો તે પણ કંઇ થોડા આનંદની વાત નથી.

વળી એ પણ યાદ રાખજો કે "સીતા, સાવિત્રી, દમયંતી વગેરે તમારી આદર્શ કુલાંગનાઓ છે." યાદ રાખજો કે "મહાયોગી ઉમાનાથ શંકર તમારા આદર્શ દેવતા છે." યાદ રાખજો કે "તમારી સ્ત્રી, તમારૂં ધન, તમારૂં જીવન એ કાંઈ તમારા ઇંદ્રિયગત સુખસંભોગને માટે નથી." સ્મરણમાં રાખજો કે "તમે તમારે પોતાને માટે નહિ પણ જનની જન્મભૂમિને માટે જન્મ્યા છો." તમે વીર છો—તમે નિડર છો, તમે ધન્ય છો; તે એટલા માટે કે તમે ભારતના છો અને ભારત તમારો છે. ઉચ્ચ કંઠે ગર્જી ઉઠો કે "અમે ભારતના છીએ અને બધા ભારતવાસી અમારા ભાઈ છે." સરળ હૃદયથી કહો કે "મૂર્ખ, દરિદ્ર—કંગાલ, બ્રાહ્મણ, અંત્યજ અને બધા ભારતવાસી અમારા ભાઈ છે."

તમે એકાદ ફાટયોતૂટયો નાનો કકડો કમરે લપેટયો હોય, તો એ કંગાલ વેશમાં પણ ગર્વસહિત કહેજો કે "ભારતવાસીઓ અમારા સહોદર છે—અમારૂં જીવન છે. ભારતનો સમાજ અમારી બાલ્યાવસ્થાની ક્રીડાભૂમિ, યુવાવસ્થાનું આનંદવન અને વૃદ્ધાવસ્થાનું પવિત્ર શાંતિમય તપોવન છે."

બોલો ભાઇઓ!—"ભારતભૂમિ અમારે સ્વર્ગાદપિ ગરીયસી છે. ભારતના કલ્યાણમાંજ અમારૂં કલ્યાણ છે." અહોરાત્ર પ્રાર્થના કરો કે "અયિ જનનિ! હે અમારી અધિષ્ઠાત્રી દેવિ! અયિ મહામહિમામયિ જગન્માતા! અયિ સર્વશક્તિશાલિનિ! અમને પશુત્વના દોષોથી મુક્ત કરીને મનુષ્યત્વ આપ."

# हिंदु एटले?

'હિંદુ' શબ્દને સર્વાંશે મહિમાવાન બનાવવો કે તેને તિરસ્કાર કે અવનતિસૂચક રાખવો, એ આપણા પોતાનાજ હાથમાં છે.

'હિંદુ' એટલે એક પરાક્રમશાળી, તેજસ્વી, ઉદાર, ઉન્નત, સદ્‌ગુણાલંકૃત, શૂરવીર, ધીર, ગંભીર અને ચક્રવર્તી વિશ્વવિજયી પ્રજા; 'હિંદુ' એટલે દુનિયાના દરેક દેશને પોતાના સર્વશ્રેષ્ઠ ધર્મનો ઉપદેશ આપી, જ્ઞાનવૃદ્ધ તરીકે અનુભવસિદ્ધ અધ્યાત્મજ્ઞાનની ઉદારતાથી લહાણી કરનાર દાનવીર અને ધર્મની પ્રતિમા.

જો 'હિંદુ' શબ્દદ્વારા હાલ કોઇ નિર્માલ્ય ભાવનાનું સૂચન કરતું હોય તો તેને તમારા સર્વશ્રેષ્ઠ સિદ્ધાંતો સમજાવી તમારી ઉચ્ચતાનો પરિચય આપીને એમની પાસેજ કબૂલાવવું જોઇએ કે 'હિંદુ' એટલે ધૈર્ય, ક્ષમા, દયા, દાન, તપ, ભક્તિ અને મોક્ષનાં મૂર્તિમંત સ્વરૂપ. 'હિંદુ' એટલે સર્વત્ર વિજયી દુનિયાના બાળપણમાંયે સર્વશ્રેષ્ઠ જ્ઞાન પામનાર ઉત્તમ જાતિ.

તમારી કૃતિઓવડે સાબિત કરી આપો કે, કોઇ પણ ભાષામાં 'હિંદુ' કરતાં વધારે સારો, અને યશસ્વી શબ્દ છેજ નહિ.

જગતના મગરૂરમાં મગરૂર માણસોમાંનો એક હું છું, પણ મને કહેવા દો કે, હું મારી પોતાની કોઇ લાયકાત કે શક્તિ માટે મગરૂર નથી; પરંતુ મારા પ્રાચીન પૂર્વજોને માટે મગરૂર છું. જેમ જેમ હું ભૂતકાળનો ઇતિહાસ અવલોકતો ગયો, તેમ તેમ મારા હૃદયમાં એ ગૌરવની ભાવના વધારે પ્રબળ થતી ગઇ છે; અને એજ ભાવનાથી મને સંપૂર્ણ વિશ્વાસ, દૃઢતા અને ધૈર્ય પ્રાપ્ત થયાં છે, એજ ભાવનાએ મને ધૂળમાંથી ઉભો કરીને આપણા પૂર્વજોએ યોજેલા મહાન વિચારો પ્રમાણે કાર્ય કરવાને બળ અને ઉત્સાહ અર્પણ કર્યાં છે.

પૂજ્ય પ્રાચીન આર્યોનાં સંતાનો! ઈશ્વરકૃપાથી તમારામાં પણ પૂજ્ય વિભૂતિઓના અભિમાનનો સંચાર થાઓ! તમારા રુધિરના અણુએ અણુમાં આપણા પૂર્વજોપ્રત્યે શ્રદ્ધાની ભાવના ભળી જાઓ! એ અભિમાન, એ શ્રદ્ધા તમારા જીવનમાં ઓતપ્રોત થઈ જાઓ અને તે દ્વારા આખા જગતનો ઉદ્ધાર થાઓ.

( સ્વામીશ્રી વિવેકાનંદજીના લાહોરના ભાષણમાંથી )

# ઉત્તમ ચરિત્રોના ફાયદા

## (અનેક અનુભવીઓના ઉદ્‌ગાર)

"જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવામાટે પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી· વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિશ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થઇ પ્રખ્યાતિમાં આવેલા મહાપુરુષોનાં ચરિત્ર વાંચવા સમજવાથી અધિક અસર થાય છે; વાંચનારના સ્મરણસ્થાનમાં તેની આબાદ ઉંડી છાપ પડે છે, અને પછી તે તેને અનુસરીને ઉત્તેજિત થઇ બહાર પડે છે."

* * *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદસુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

* * *

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ, આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે હિસ્સેદાર થવાને ઉશ્કેરાઇએ છીએ. આ પ્રમાણે જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમાંના દાખલાઓ જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

* * *

"મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."

* * *

આવું છે, તેથીજ આ સંસ્થા તરફથી ઉત્તમ ચરિત્ર નીકળ્યાં છે.

---

# મહાભારત શા માટે ખરીદવું?

મહાભારતરૂપી જે મહાસાગરના એક સ્વલ્પ અંશરૂપ 'ભગવદ્ગીતા' જગતભરના વિદ્વાનોને પોતાના અદ્ભુત જ્ઞાનગૌરવથી ચકિત કરી રહી છે; જે મહાસાગરમાંથી બીજાં પણ એવાં એવાં અનુપમ રત્નો મળ્યાં છે કે જે નિત્યપ્રતિ લક્ષાવધિ અધિકારીજનોનાં હૃદયને કર્મ, જ્ઞાન અને ભક્તિના અનેરા પ્રકાશથી અજવાળી રહ્યાં છે; જે મહોદધિના એક અગત્યના ખંડરૂપ "શાંતિપર્વ"માં લહેરાઈ રહેલું ધર્મામૃત, તેમાં નિમજ્જન કરનારાં હજારો ધર્મજિજ્ઞાસુ હૃદયોને શાંત, પવિત્ર અને ચારે પદાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ)ને પાત્ર બનાવતું આવ્યું છે; જે મહાન ગ્રંથનો અદ્ભુત પ્રકાશ હજારો વર્ષથી આર્ય નૃપતિઓની પરંપરાને રાજધર્મ અને વીરત્વના ઉત્તમ આદર્શ દર્શાવતો આવ્યો છે; જે મહાન ગ્રંથની ઓજસ્વી કથાઓએ શતાવધિ નૃપતિઓને અને લક્ષાવધિ ક્ષત્રિયોને પ્રભાવિત કરીને પરમ હિતકારી ધર્મપંથે પળાવ્યા છે; જે મહાગ્રંથના પ્રભાવે વિકટ સમયમાં પણ પ્રતાપ, ગુરુ ગોવિંદ અને શિવાજી જેવા મહાવીરોને અપૂર્વ ચેતના અને અદ્ભુત પરાક્રમ આપી અપાર બળશાળી શત્રુદળો સામે અડગભાવે ઉભા રાખ્યા છે; જે મહાન ગ્રંથની જ્વલંત પ્રેરણાઓથી પ્રેરાઇને લક્ષાવધિ ક્ષાત્રકુળદીપક વીરાત્માઓએ આ નશ્વર જગતપ્રત્યેનાં મોહ–મમતા છોડી દીધાં અને પોતાનાં પ્રચંડ શરીરોને પ્રફુલ્લવદને સ્વધર્મપાલનના મહાયજ્ઞમાં તૃણની પેઠે હોમી દઇ વીરગતિને પ્રાપ્ત કરી છે; જે મહાન ગ્રંથ ભારતવર્ષની હાલની દીનહીન દશામાં પણ વિદ્વાનથી માંડી ખેડુત સુધીનાં અને રાજાથી માંડી રંકપર્યંતનાં કોટયવધિ સંતાનોને આર્યોની અસામાન્ય પ્રાચીન જાહોજલાલીનું સ્મરણ આપતો થકો તેમના એક મણિખચિત સ્મારકસ્તંભરૂપે ભારતવાસીઓને '**उत्तिष्ठत जाग्रत, प्राप्य वरान्निबोधत**' ઇત્યાદિ ઉત્તેજક મહામંત્રો સ્થળે સ્થળે સુણાવી રહ્યો છે; અને જે મહાન ગ્રંથ દેવર્ષિ, બ્રહ્મર્ષિ, રાજર્ષિ અને ચારે વર્ણાશ્રમના અનેકાનેક મહાત્માઓનાં ચરિત્રોરૂપી મહામણિઓથી સુશોભિત હોઇને તેમના વ્યવહાર તેમજ પરમાર્થને લગતા અનેકાનેક પ્રોત્સાહક અનુભવોથી અને ઉન્નતિપ્રદ ઉપદેશોથી ભરપૂર છે; હાવો આ આર્યોનાં આદર્શભૂત જ્ઞાનચારિત્ર્યથી શોભી રહેલો મહાસાગરસમો મહાભારત ગ્રંથ, પોતાના સમગ્ર સ્વરૂપમાં હિંદુ–આર્યના ગૃહને સુશોભિત કરે, ઉચ્ચ પ્રેરણાઓ આપ્યા કરે અને ઉન્નતિપરાયણ રાખ્યા કરે એવું કોણ નહિ ઇચ્છે?

મ્હોટા સાત ભાગોમાં પૃષ્ઠસંખ્યા ૫૨૦૦, મૂલ્ય રૂ. ૩૬, તરતમાં ૩૨,

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ અને મુંબઈ–૨**

# ગીતાનો નિત્યપાઠ શા માટે કરવો?

**गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥**

ભાવાર્થઃ--સ્વયં વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલા ગીતા-શાસ્ત્રને ગાવા જેવું (પરમપદદાયક અને સરલ સુગમ) કર્તવ્ય હોવા છતાં (હે મનુષ્યો! તમારે) અન્ય શાસ્ત્રોની ગડમથલમાં પડવાનું શું પ્રયોજન છે? **"મહર્ષિ વ્યાસ"**

**ભગવાન શ્રીકૃષ્ણ** કહે છે કેઃ—"હે અર્જુન! આપણા આ ધર્મમય સંવાદરૂપ ભગવદ્‌ગીતાનું જે કોઇ પઠન કરશે, તેણે જ્ઞાન-યજ્ઞથી મારૂં-પરમાત્માનું પૂજન કર્યું છે એમ હું સમજીશ."

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ** કહે છે કેઃ-"ગીતામાં વેદોના ત્રણે કાંડ સ્પષ્ટ કરેલા છે. ભગવદ્‌ગીતા મૂર્તિમાન વેદ હોઇને ઔદાર્યમાં તો વેદ કરતાં પણ વિશેષ છે." × × × "જે કોઇ ગીતા ગ્રંથ બીજાઓને આપે તેણે લોકોને માટે મોક્ષસુખનું સદાવ્રત ખોલેલું જાણવું." × × "ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળકો છૂટાં પડેલાં ભટકે છે; તેમનો મેળાપ કરાવી આપવો, એ તો સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે."

"મહાન જ્ઞાની એમર્સનના દોસ્તો કહે છે કે, તેના મનપર ગીતા અને ઉપનિષદોનીજ વધારે અસર થઇ હતી." **સ્વામી શ્રી રામતીર્થજી**

"ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવામાં આવે છે તેનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે. અન્ય કોઇ ગ્રંથમાં આવું સામંજસ્ય નથી!" × × "આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે. આવી અદ્‌ભુત ધર્મવ્યાખ્યા કોઈ પણ દેશમાં ને કોઇ પણ કાળે કોઇએ પણ કરી હોય એમ જણાતું નથી." × "આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે ક્યાંય નથી." **મહાત્મા બંકિમબાબુ**

"પ્રાચીન યુગની સર્વસ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. * * ભગવદ્‌ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજીસુધી લખાયો નથી. * * ગીતાની સાથે સરખાવતાં જગતનું હાલનું બીજું બધુંજ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે કોઇ કોઇ વાર તો એવોજ વિચાર થઇ આવે છે કે આ તત્ત્વજ્ઞાન કોઇ જૂદાજ યુગમાં લખાયલું હોવું જોઇએ * * હું રોજ પ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જળમાં સ્નાન કરાવું છું." **મહાત્મા થૉરો**

**મહાત્મા ગાંધીજી** કહે છે કેઃ-"એક વખત મારો અંતકાળ પાસે આવેલો જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી."

---

# ગીતાવિષે તિલક મહારાજ

" સંસારમાં ભ્રમિત થયેલા મનને શાંતિ આપી નિષ્કામભાવે કર્તવ્યમાં જોડનાર ગીતા જેવો બીજો એકે ગ્રંથ સંસ્કૃતમાં તો શું પણ આખા જગતના ગ્રંથોમાં પણ મળવો દુર્લભ છે. "

" વર્ણનો, આશ્રમનો, જ્ઞાતિનો, દેશનો, સ્ત્રીનો કે શુદ્રાદિનો પણ ભેદ ન રાખતાં સર્વ કોઇ માટે એકસરખી સદ્‌ગતિ સમજાવનાર અને ઇતર ધર્મપ્રત્યે સહિષ્ણુતા દર્શાવનાર એવી જે જ્ઞાન, ભક્તિ અને કર્મયુક્ત ગીતા, એ તો સનાતન વૈદિક ધર્મરૂપી વૃક્ષનું એક અત્યંત મધુર અને અમૃતપદને પમાડનારૂં અમર ફળ છે. "

" આ ગીતાધર્મમાં વૈદિક ધર્મનો જે સમગ્ર સાર આવેલો છે, તે નિત્યધર્મને જાણીને તથા કેવળ કર્તવ્ય સમજીને સર્વ ભૂત-હિતાર્થે પુષ્કળ પ્રયત્નો અને વિજયો કરનારા કર્મવીરો તથા ધર્માત્માઓ જ્યારે આ ભારત ભૂમિને અલંકૃત કરતા હતા; ત્યારે આ દેશ પરમેશ્વરની કૃપાને પાત્ર થઇને જ્ઞાન ઉપરાંત ચારિત્ર્ય તથા ઐશ્વર્યને પણ શિખરે પહોંચી શકયો હતો; અને એ બંને લોકમાંથી તારનારો તથા શ્રેયસ્કર એવો પૂર્વતર ધર્મ જ્યારથી છૂટયો ત્યારથીજ ભારતવાસીઓની કનિષ્ઠ સ્થિતિ શરૂ થઇ છે. "

**" હિંદુધર્મ અને નીતિશાસ્ત્રનાં મૂળ તત્ત્વ જેને જાણવાં હોય તેણે આ અપૂર્વ ગ્રંથનું અવશ્ય અને પ્રથમ અધ્યયન કરવું જોઇએ.** કારણ કે સાંખ્ય, ન્યાય, મીમાંસા, ઉપનિષદો, વેદાન્ત વગેરે ક્ષરાક્ષર સૃષ્ટિનો તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞના જ્ઞાનનો વિચાર કરનારાં પ્રાચીન શાસ્ત્રો યથાશકય પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી વૈદિક ધર્મને જે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન તથા કર્મયોગપરાયણ એવું છેવટનું સ્વરૂપ અપાયું; અને જે સ્વરૂપ હાલના પ્રચલિત વૈદિક ધર્મના મૂળરૂપ છે, તેજ સ્વરૂપ આ ભગવદ્‌ગીતામાં પ્રતિપાદન કરેલું છે; અને તેથીજ કહી શકાય કે, **હિંદુધર્મનાં તત્ત્વો** સંક્ષેપમાં અને નિઃસંદેહ રીતે **સમજાવી શકે એવો ગીતાના જેવો બીજો કોઇ પણ ગ્રંથ સંસ્કૃત વાઙ્‌મયમાં નથી. "**

# उत्तम अने सस्ता ग्रंथो

## અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠસંખ્યા | | છાપેલું મૂલ્ય. | તરતમાં મૂલ્ય. |
|---|---|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત**–શુદ્ધ ગુજરાતી ભાષાંતર | ૫૨૦૦ | ... | ૩૬) | ૩૨) |
| **શ્રીવાલ્મીકિ રામાયણ**–૩૨ ચિત્રોસાથે...... | ૧૩૨૦ | ... | ૬) | ૫ા |
| **તુલસીકૃત રામાયણ**–૪૦ ચિત્રોસાથે ...... | ૧૩૫૦ | ... | ૬) | ૫ા |
| **મહાભારતનું શાંતિપર્વ**–નવી આવૃત્તિ...... | ૯૦૦ | ... | ૫) | ૪ાા |
| **ગિરધરકૃત શુદ્ધ રામાયણ** ... ... ... | ૭૮૪ | ... | ૨ા | ૨) |
| **અખાની વાણી**–મનહરપદ સાથે ... ... | ૫૦૦ | ... | ૧ાા | ૧ા |
| **પ્રીતમની વાણી**–સર્વથી મોટો સંગ્રહ...... | ૪૨૦ | ... | ૧ાા | ૧ા |
| **છોટમની વાણી**–ગ્રંથ ૧ લો..... ... ... | ૨૬૪ | ... | ૧) | ૦ાાા |
| **છોટમની વાણી**–ગ્રંથ ૨ જો ૧ાા–૧ા, ત્રીજો છપાય છે. | | | | |
| **ધર્મતત્ત્વ**–બંકિમચરિત્રસાથે ... ... ... | ૨૪૮ | ... | ૦ાાા | ૦ાા= |
| **યોગતત્ત્વ** ... ... ... ... ... ... | ૩૮૪ | ... | ૧ા | ૧) |
| **શ્રીયોગવાસિષ્ઠ–મહારામાયણ** બે ભાગમાં.... | ૧૯૦૦ | ... | ૧૦) | ૮) |
| **મહાભારતનાં આદિ અને સભાપર્વ**(૧લી આવૃત્તિ) | ૬૦૦ | ... | ૨ાાા | ૨) |
| **શ્રીદાસબોધ**–નવી આવૃત્તિ ... ... ... | ૬૨૦ | ... | ૨ાા | ૨) |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–નવી આવૃત્તિ છપાય છે.... | | | ૨ાા | ૨) |
| **શ્રીભગવતી ભાગવત**–ઉત્તમ ભાષાંતર ... | ૮૬૪ | ... | ૪ાા | ૪) |
| **શ્રીમદ્ભાગવત**–ઉત્તમ ભાષાંતર નવી આવૃત્તિ છપાય છે | | | ૪) | |
| **શ્રીરામકૃષ્ણકથામૃત**–બંને ભાગ ભેગા ... | ૬૫૦ | ... | ૨ાા | ૨) |
| **સ્વામી રામતીર્થ**–ગ્રંથ ૧ લો–ભાગ ૧ થી ૫ | ૫૮૦ | ... | ૨) | ૧ાા |
| ,, ,, ગ્રંથ ૨ જો–ભાગ ૬ થી ૯ | ૬૮૦ | ... | ૨ા | ૨) |
| ,, ,, ગ્રંથ ૩ જો–ભાગ ૧૦–૧૧ | ૫૨૮ | ... | ૨) | ૧ાા |
| ,, ,, ગ્રંથ ૪ થો–ભાગ ૧૨–૧૩ | ૬૪૦ | ... | ૨) | ૧ાા |
| **સ્વામી વિવેકાનંદ** ગ્રંથ ૧ લો–ભા. ૧–૨–૩ | ૫૭૫ | ... | ૨ા | ૧ાા |
| ,, ,, ગ્રંથ ૨ જો–ભા. ૪–૫... | ૬૦૦ | ... | ૨ા | ૧ાા |
| ,, ,, ભાગ ૬ થી ૮ નોખા... | ૧૦૦૦ | ... | ૩) | ૨ા |
| ,, ,, ભાગ ૯ મો–સંપૂર્ણ ચરિત્ર | ૭૪૦ | ... | ૨ાા | ૨) |
| ,, ,, ભાગ ૧૦ મો–રાજયોગ... | ૩૦૦ | ... | ૧) | ૦ાાા |
| **શ્રીભક્તચરિત્ર** અથવા **ભક્તિરસામૃત** ... | ૪૦૮ | ... | ૧ાા | ૧ા |
| **શ્રીભજનસાગર**–નવી આવૃત્તિ ... ... | ૨૦૦ | ... | ૦ાા– | ૦ાા |
| **સ્વર્ગનું વિમાન**... ... ... ... ... | ૩૮૪ | ... | ૧ા= | ૧)= |

**સ્વર્ગની કુંચી**... ... ... ... ... ... ૩૭૮ ... ૧।= ૧)=
**સ્વર્ગનો ખજાનો** ... ... ... ... ૩૨૪ ... ૧।= ૧)=
**સ્વર્ગનો પ્રકાશ**... ... ... ... ... ... ૩૩૬ ... ૧।= ૧)=
**ભગવદ્‌ગીતા**–ગુજરાતી સરલાર્થસહિત ... ૨૫૬ ૦)=, ૦)=, ૦।
**ભગવદ્‌ગીતા**–મરાઠી કે હિંદી ટીકાસહિત... ૨૩૦ ... ૦॥ ૦।
**ભગવદ્‌ગીતા–મૂલમાત્ર**–મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦। અને ૦॥
**પંચરત્નગીતા-મૂલમાત્ર**-નાના,મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦।,૦।=,૦॥।
**મહાભારત અને રામાયણ**–વિષે વિચારો ... ૨૦૦ ... ૦॥= ૦।=
**શ્રીમહાભારત વિષે**–જાણવા જોગ વિચારો ... ૩૨૮ ... ૧॥ ૧)

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

**શુભસંગ્રહ**–ભાગ ૧ લો... ... ... ... ૧૯૨ ... ૦। ૦)=
**શુભસંગ્રહ**–ભાગ ૨ જો... ... ... ... ૭૦૦ ... ૨॥ ૨)
**શુભસંગ્રહ**–ભાગ ૩ જો ... ... ... ૪૩૨ ... ૧॥ ૧।
**આગળ ધસો**–નવી આવૃત્તિ ... ... ... ૪૬૮ ... ૧॥। ૧॥
**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧ લો ... ... ૩૩૬ ... ૧)= ૧)
" " ભાગ ૨ જો ... ... ૩૯૨ ... ૧। ૧)
**બંકિમનિબંધમાળા**–ધર્મતત્ત્વસાથે ... ... ૫૯૦ ... ૧॥। ૧॥

## ઈતિહાસ અને વૈદકસંબંધી ઉપયોગી પુસ્તકો

**રાજસ્થાનનો ઇતિહાસ**–બે મોટા ગ્રંથોમાં ...૧૫૩૦ ... ૧૦) ૮॥
**આર્યભિષક્ અથવા હિંદનો વૈદરાજ** ... ૭૦૦ ... ૪) ૩॥
**આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન**–ગાંધીજીકૃત ... ૧૪૦ ... ૦।- ૦।

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

**ભારતના વીર પુરુષો** ( આ ગ્રંથ પોતેજ ) ૨૮૮ ... ૧) ૦॥।
**દાનવીર કાર્નેગી** ... ... ... ... ... ૪૦૦ ... ૧॥ ૧।
**શ્રીભક્તચરિત્ર** ... ... ... ... ... ૪૦૮ ... ૧॥ ૧।
**મુસ્લીમ મહાત્માઓ** ... ... ... ... ૫૯૨ ... ૧॥। ૧)
**કાઉન્ટ ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર**... ... ... ૬૨૦ ... ૨॥ ૧॥।
**મહાન નેપોલિયન બોનાપાર્ટ** ... ... ૮૪૦ ... ૩) ૨॥
**સ્વામી રામતીર્થની જીવનકથા** ... ... ૬૪૦ ... ૨) ૧॥।
**સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ જીવનચરિત્ર** ... ૭૪૦ ... ૨॥ ૨)
**મહાન સમ્રાટ્ અકબર**... ... ... ... ૩૫૨ ... ૧। ૧)
**શ્રી શિવાજી છત્રપતિ** ... ... ... ... ૫૨૮ ... ૨। ૧॥।
**વીર દુર્ગાદાસ**... ... ... ... ... ... ૨૪૦ ... ૦॥। ૦॥
**ભારતનાં સ્ત્રીરત્નો**–ત્રણ ગ્રંથોમાં ... ...૨૧૦૦ ... ૬) ૫।
" " છુટક દરેક ભાગના ... ... ૨॥ ૨।

## સ્ત્રીઓ તથા પુરુષોમાટે બોધપ્રદ વાર્તાઓ

| | | |
|---|---|---|
| **ટુંકીવાર્તાઓ**-ભાગ ૧ થી ૪ ભેગા | ૬૦૦ | ૨) ૧ાા |
| **ટુંકીવાર્તાઓ**-ભાગ ૫ મો. ૨૮ સાંસારિક વાતો | ૩૦૪ | ૦ાા~૦ાા≡ |
| **ટુંકીવાર્તાઓ**-ભાગ ૬ ઠ્ઠો-બોધપ્રદ ૨૭ વાતો | ૩૬૦ | ૧) ૦ાા |
| **ટુંકીવાર્તાઓ**-ભાગ ૭ મો-અનેક વાતો | ૨૫૦ | ૧ાા ૧) |
| **દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી** | ૧૬૦ | ૦ા ૦)≡ |

## બાળકોમાટે ખાસ ઉપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| **સદ્ગુણી બાળકો**-૬૯ બનાવોનો સંગ્રહ | ૧૨૮ | ૦ા ૦)≡ |
| **બાળસદ્બોધ**-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૧૧૨ | ૦ા ૦)≡ |
| **બાળકોની વાતો**-રસિક વાતચીતરૂપે ૨૧ પાઠ | ૯૬ | ૦)≡૦)≡ |
| **દુઃખમાં વિદ્યાભ્યાસ**-સચોટ સાચાં દૃષ્ટાંતો | ૯૦ | ૦ા ૦)≡ |
| **સુબોધક નીતિકથા** | ૧૮૪ | ૦ા≈૦ા~ |

## ચિત્રો અને ચિત્રાવલીઓ

| | |
|---|---|
| **શ્રીમહાભારત ચિત્રાવલી** ૨૬ ચિત્રોનો સુંદર સંગ્રહ | ૧) ૦ાા |
| **શ્રીરામાયણ ચિત્રાવલી** ૩૬ ,, ,, ,, | ૧) ૦ાા |
| **ભગવાન શ્રીકૃષ્ણમુરારી** (ત્રિરંગી છે.) | ૦ા~ ૦ા |
| **દ્રૌપદીવસ્ત્રાહરણ** (ત્રિરંગી છે.) | ૦ા~ ૦ા |
| ઉપરનાં ત્રિરંગી ચિત્રો ઉપર નીચે પતરાની પટી સાથે | ૦ા≈ ૦ા~ |

ઉપરની ચિત્રાવલીઓનાં છૂટક ચિત્રો પણ મળશે.

# मंगावनारने खास सूचना

૧-પોસ્ટેજ ઉપરાંત રજીસ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ.૧૦) સુધીનું રૂ.૦ા જૂદું લાગે છે. ૨-મંગાવેલામાંનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩-પૂરૂં મૂલ્ય પ્રથમથીજ મોકલીને દશેક રૂ. નાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી વધારાના પેકીંગ બદલ રૂ. ૦ા ચઢશે તો-પણ કુલ ખર્ચ બહુ ઓછો આવશે. ૪-મહાભારત સાથે રૂ. ૧૦૦)નાં, અથવા મહાભારત સિવાયનાં રૂ. ૨૫) નાં પુસ્તકો લેનારને અમદાવાદમાં ૧૨ાા ટકા કમીશન મળશે અને મહાભારત સાથે ૩૦૦) નાં અથવા તે સિવાયનાં ૧૦૦) નાં લેવાથી ૧૫ ટકા મળશે. કિફાયતી કિંમત હશે ત્યાંસુધી તો કમીશન કમમાં કમ રૂ ૧૦૦)નાં અથવા તો એકજ જાતનાં ૧૦૦ પુસ્તકો લેવાથી ૬ા ટકા કપાશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ અને મુંબઇ**

# ग्रंथोना सेवननो महिमा

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं,**
**किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્—જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાના હોય તેના આગળ ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે." **"સ્વામી વિવેકાનંદ"**

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો."

**મ૦ ગાંધીજી**

"બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે." **સ્વ૦ પઢિયાર**

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલહાણી

પોતે પૂર્ણ જ્ઞાની થઈને બીજાઓને જ્ઞાન આપવું એ સહજ નથી; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઈ બીજાને આપી શકે.

કોઇ કોઇ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમનેમાટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણનિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઇ મુખપૃષ્ઠપર છપાવીને કે રબર-સ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને આપી શકાય, કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગની સાથે જ્ઞાન જેવી સર્વોત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે. માત્ર પાંચ-દશ રૂપિયા ખર્ચવા હોય તો ગીતાઓ કે ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી હજાર-પાંચસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો-બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

# ગરીબોનો નાથ

દીન, દરિદ્ર અને ત્યજાયલાંનાં ઝુંપડાંમાં શ્રીકૃષ્ણનો વાસો છે. કારણ કે તે રંકનો બેલી છે. તેણે મહારાજ દુર્યોધનનું પકવાન્ન છોડી ગરીબ વિદુરને ત્યાંની વિનાલુણની ભાજી આનંદથી આરોગી હતી. કારણકે એ નિર્ધન માણસ તેનો પરમ ભક્ત હતો; અને પરમાત્મા સર્વત્ર વિહાર કરતો દીનબંધુ હોવાથી ઘવાયલાં દિલોને દિલાસાથી રૂઝવવા માટે તથા ગરીબ અને માર્ગ ભૂલેલાને આશીર્વાદ આપવા માટે ઠામ ઠામ વિચરતો રહે છે.

આપણા અભિમાનેજ આપણને પાડ્યા છે. ઉતારી પાડવામાં આવેલા દલિત અને કચરાયલા વર્ગને સત્કારવામાંજ આપણું બળ સમાયલું છે.

એક રાજાએ એક મણિમાણિક્યજડિત દેવાલય બાંધી લાખો રૂપીઆ ખર્ચી કાઢ્યા. પછી તેણે હુકમ કર્યો કે "ઉંચી વર્ણ સિવાય બીજાએ એ મંદિરમાં પગ મૂકવો નહિ." એટલામાં એવું બન્યું કે, એજ નગરમાં એક પવિત્ર સાધુ આવી પહોંચ્યો; અને એક વૃક્ષની છાયા નીચે બેસીને ઈશ્વરભજન કરવા લાગ્યો. આ ભજનકીર્તનમાં હજારો માણસ સામેલ થયાં અને પેલું દેવાલય જોતજોતામાં ઉજ્જડ બની ગયું ! આવું જોઇને જે કોઇ એ દેવાલયમાં જઇને એ વખતે પૂજાપાત્રી કરે તેને હજારો રૂપીઆ દાન આપવાનું રાજાએ જાહેર કર્યું; પણ જવાબ મળ્યો કે–અમે હરગીજ ત્યાં નહિ જઇએ. વૃક્ષની નીચે બેઠેલા આ મહાત્માના સ્થાનમાંજ અમારૂં સ્થાન છે. પછી રાજાએ તે સાધુ પાસે જઇને કહ્યું કે, "મેં લાખો રૂપિયા ખર્ચી દેવાલય બાંધ્યું છે, ત્યાં પધારી હરિપૂજા કરશો તો હું મને ધન્ય થયેલો લેખીશ." સાધુએ જવાબ વાળ્યો કે, રાજન્! લાખો રૂપીઆનું ખર્ચ થયું હશે છતાં તે ગરીબવર્ગ માટે નથી, એટલે ત્યાં ભગવાનનો વાસ પણ નથીજ. કેમકે એ તો દીનબંધુ છે. માટે જ્યાંસુધી તું એ દીન, હીન, દરિદ્રોને તારા એ દેવાલયમાં દર્શન કરાવીને તેમનો આશીર્વાદ નહિ મેળવે, ત્યાં લગી હું પણ ત્યાં આવી શકું નહિ.

આપણે પણ હવે એ પછાત ગણાતા વર્ગોને શામિલ કરીને આપણા રાષ્ટ્રમંદિરને માટે તેમનો પણ આશીર્વાદ મેળવવો જોઇએ. કેમકે હજી પણ પ્રેમસ્વરૂપ પરમાત્મા ઉચ્ચ કોમો કરતાં તેમનામાં વધારે વસે છે.

(સાધુ વસવાણીના કથનનો સ્વતંત્રાનુવાદ)

# वीरोचित सूक्तियाँ

સુભટ–શિરોમણિ નહીં ઉઠાતે કાપુરૂષોં પર અપના હાથ,
કભી નહીં મૃગરાજ ઠાનતે અપના યુદ્ધ [illegible] કે સાથ.

× × ×

યદ્યપિ ટુકડે ટુકડે હો કર કટ જાતા હૈ સકલ શરીર,
કિન્તુ નહીં પીછે હટતેં હૈં રણ–બાંકુરે લડાકે વીર.

× × ×

નિર્ભય નિડર ડટે રહતે હૈં કરને કો સૈનિક સંગ્રામ,
આત્મ–સમર્પણ કર કે કરતે નહીં કલંકિત કુલ કા નામ.

× × ×

કોટિ કોટિ સેના લખિ અરિ કી શૂર ન હોતે હૈં ભયભીત,
જય પાના અથવા મર જાના હી હોતી હૈ ઉનકી નીત.

("વીરસંદેશ" માસિકમાંથી)

# सैनिक–धर्म

મૈં હૂં સૈનિક સુભટ સમર કી · રહતી હૈ મુઝ કો નિત ચાહ,
રણ–ભેરી સુન કર બઢતા હૈ ક્ષણ ક્ષણ મેં મેરા ઉત્સાહ.
અસ્ત્ર શસ્ત્ર કી ઝનકારોં મેં આતા હૈ મુઝકો આનંદ,
પી કર કે રિપુ–રક્ત ચાવ સે નિર્ભય ફિરતા હૂં સાનંદ.
રહતા હૈ સૂને શમશાનોં પર નિશદિન મેરા આવાસ,
હો કર બદ્ધ ખડા રહતા હૈ કુટિલ કાલ ભી મેરે પાસ.
બન કે ભીષણ હિંસક પશુ સબ છિપ જાતે હૈં મુઝે વિલોક,
મેરી સિંહગર્જના સુન કર દહલાતે હૈં તીનોં લોક.
ભલા કહો ફિર ક્યોં ભય ખા કર છોડૂં અપના સૈનિક ધર્મ,
કૈસે વિમુખ યુદ્ધ સે હો કર કરૂં કાયરોં કા સા કર્મ.

("વીરસંદેશ"માં લેખકઃ–'દિવ્ય કવિ')